# અનંગમોહિની

(સચિત્ર સાંસારિક નવલકથા)

અનુવાદક, પુરુષોત્તમદાસ લલ્લુભાઇ પટેલ,
સોજીત્રા.

પ્રકાશક, વ્રજલાલ જાદવજી ઠક્કર,
માંડવીની પોળ—અમદાવાદ.

સોલ એજન્ટસ,
એન૦ એમ૦ ત્રિપાઠી એન્ડ કંપની
બૂકસેલર્સ અને પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ-કાલબાદેવી—મુંબાઇ ૨

વિક્રમાબ્દ ૧૯૭૮ } મૂલ્ય રૂ. ૩-૮-૦. { પ્રથમાવૃત્તિ
ખ્રિસ્તાબ્દ ૧૯૨૧ } { પ્રત ૧૦૦૦



અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબીલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# અનુક્રમણિકા

" Who never ate his bread in sorrow;
Who never spent the midnight hours.
Weeping and waiting for the morrow,
He knows ye not, ye heavenly powers."

—*Goethe, translated by Carlyle.*

" I now see that sorrow, being the supreme emotion of which man is capable, is at once the type and test of all great art." —*De Profundis.*

# પ્રકાશકની પ્રસ્તાવના

પ્રસ્તુત નવલકથા સુવિખ્યાત બંગાળી નવલકથાકાર શ્રીયુત યતીન્દ્રમોહન સિંહ કવિરંજન પ્રણીત 'અનુપમા' નામક નવલકથાનો અનુવાદ છે. આ નવલકથા એટલી બધી ઉત્તમ, રસિક, જ્ઞાનોત્તેજક અને મનોરંજક છે કે ડૉક્ટર રવીન્દ્રનાથ ટાગોર તેમ જ અન્યાન્ય મહાવિદ્વાનોએ તેની મુક્તકંઠે પ્રશંસા કરી છે. મૉડર્ન રિવ્યુ (Modern Review) જેવું સુવિખ્યાત માસિકપત્ર પ્રસ્તુત નવલકથા માટે પોતાનો અભિપ્રાય પ્રકટ કરતાં શ્રીયુત સિંહ મહોદયની લેખનશક્તિ સંબંધી લખે છે કે, 'Those who love to retain all that is best and noblest in Hindu society cannot do better than go to the author for inspiration.' આ વાક્યો ઉપરથી જ શ્રીયુત સિંહ મહાશયની આ નવલકથાની ઉત્તમતા સપ્રમાણ સાબિત થતી હોવાથી તત્સંબંધી વિશેષ કાંઇ લખવાની આવશ્યકતા નથી.

ડેપ્યુટી કલેક્ટર જેવા માનનીય હોદ્દા ઉપર હોવા છતાં શ્રીયુત સિંહ મહાશય પોતાનો અવકાશનો સમય સાહિત્ય સેવામાં પસાર કરે છે તથા તેઓ એક વિદ્વાન્ ગ્રંથકાર તરીકે સમસ્ત બંગાળામાં લોકપ્રિય થઈ પડ્યા છે. પ્રસ્તુત નવલકથાનો ગુજરાતી અનુવાદ કરી તેને છપાવવાની અનુમતિ જ્યારે તેમની પાસે માગવામાં આવી ત્યારે તેમણે પ્રસન્નતાપૂર્વક અનુમતિ આપી છે અને તેથી આ સ્થળે એમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

આ નવલકથાના અનુવાદક શ્રીયુત પુરુષોત્તમદાસ લલ્લુભાઈ પટેલ 'અનુપકુમારી' 'પ્રભાવતી' વગેરે પુસ્તકોના લેખક તરીકે જાણીતા છે. તેઓ વયોવૃદ્ધ અને સાધનસંપન્ન હોવા છતાં ગુજરાતી સાહિત્યની જે સેવા બજાવે છે તે ઘણા જ ધન્યવાદને પાત્ર છે. તેમણે આ અનુવાદ ઘણા વખત ઉપર કરી આપ્યો હતો; પરંતુ તે અનેક કારણોને લીધે હમણાં વાંચકબંધુઓને સાદર સમર્પણ કરી શકાય છે. અત્રે મ્હારા એ વડિલતુલ્ય વયોવૃદ્ધ સ્નેહીનો પણ હું કૃતજ્ઞહૃદયે આભાર માનું છું.

આ અનુવાદને હું પોતે પણ તપાસી ગયો છું તથા ઘણે સ્થળે આવશ્યક સુધારો વધારો કર્યો છે; છતાં પ્રૂફોની ઘણી ભૂલો રહી ગયેલી છે. એ ભૂલો નૂતન આવૃત્તિ પ્રસંગે સંશોધિત કરવામાં આવશે.

| | |
|---|---|
| માંડવીની પોળ, અમદાવાદ. | ગુર્જર સાહિત્યસેવક, |
| તા. ૨૪ નવેંબર ૧૯૨૧. | મગનલાલ જાદવજી ઠક્કર |

| | |
|---|---|
| ગ્રહગણિત | ૧-૦ |
| તેજપ્રભા (નવલકથા) | ૨-૦ |
| કરણઘેલો | ૨-૦ |
| નવી જીંદગી | ૨-૮ |
| ઈંગ્લંડનો ઇતિહાસ | ૩-૦ |
| વનસ્પતિશાસ્ત્ર | ૧૦-૮ |
| બૅરિસ્ટરની બૈરી | ૨-૮ |
| સંસારદર્શન (સચિત્ર) | ૩-૦ |
| માનવશાસ્ત્ર અથવા મસ્તક વિદ્યા અને મુખ સામુદ્રિક શાસ્ત્ર | ૬-૦ |
| પ્રેકટીકલ સાઇકોલોજી (હોમીયાર કૃત) | ૩-૮ |
| તુળસીકૃત રામાયણ મૂળ તથા ગુજરાતી ભાષાંતર | ૧૦-૦ |
| મુખલક્ષણ શાસ્ત્ર | ૨-૪ |
| બહાદુર કલો અને અનાથ તારા | ૨-૦ |
| બહાદુર કલો અને પ્રમાદસુંદરી | ૨-૦ |
| કાવ્યમાધુર્ય | ૨-૮ |
| સ્ત્રીઓની મહત્તા | ૨-૦ |
| મણી અને મોહન | ૨-૮ |
| યોગ વશીષ્ઠ મહારામાયણ વૉલ્યુમ્સ ૧-૨ | ૧૦-૦ |
| શ્રીમદ્ ભાગવત ભાષાંતર | ૧૦-૮ |
| વિવેકાનંદ વિચારમાળા વૉલ્યુમ્સ ૧ થી ૫ | ૧૩-૮ |
| અનંગભદ્રા વલ્લભીપુરનો વિનાશ | ૬-૮ |
| લાલા લજપતરાય | ૧-૮ |
| ચાણુક્યનન્દિની અથવા ચચ્ચ અને સુંહધી | ૨-૮ |
| બેટનો બળવો અથવા રાજબા રણસુંદરી | ૨-૦ |
| ભારત લોક કથા ભા. ૧ થી ૫ | ૧૮-૦ |
| શાંકરાનંદી ભગવદ્‌ગીતા | ૩-૦ |
| ગુજરાતી પીનલકોડ | ૧૨-૦ |
| સ્ત્રીશાસ્ત્ર | ૩-૮ |
| વિશુદ્ધ પ્રેમ જ્યોતિ યાને વિલાસી રમણી | ૧-૦ |
| કીન્ડરગાર્ટન | ૩-૮ |
| નિરંજની અથવા વરેલી વનિતા | ૨-૮ |
| અનંગવિષ ( સચિત્ર નવલકથા ) | ૩-૦ |
| વેરની વસુલાત | ૩-૮ |
| નવલ ગ્રંથાવલી ભાગ ૧ લો. | ૨-૮ |
| નવલ ગ્રંથાવલી ભાગ ૨ જો. | ૨-૮ |
| નવલ ગ્રંથાવલી ભાગ ત્રીજો. | ૨-૮ |
| રોનકમહાલ | ૨-૮ |
| કૃષ્ણચરિત્ર | ૧-૮ |
| પોરટુગીઝ બાષાનો ભોમિયો | ૨-૮ |

ચેસ્ટરફીલ્ડનો પુત્ર પ્રતિ ઉપદેશ ૧–૮
ભોજ અને કવિ કાલિદાસ ૪–૦
હીંદુસ્તાનના દેવો ૪–૮
રતન લૌજનું રમખાણુ ૨–૮
કાવ્ય દોહન ૧,૨,૩,૬,૭,૮.૨ ૩–૦
નર્મ કવિતા ૫–૦
સુકન્યા સાવિત્રી (નાટક) ૧–૮
દુનિયા કે દોજખ ૩–૦
જીવતું દોજખ ૨–૮
મોતીના પડદા સંગ્રહ ૪–૦
પૃથુરાજ ચૌહાણુ અને ચંદ-
બરદાઇ (સચિત્ર) ૩–૦
વિવિધ સુખાભાસ ૩–૦
જ્યોતિષ કલ્પતરૂ વૉલ્યુ-
મ્સ ૧–૨ ૭–૦
જાતક પારિજાત ૫–૦
જ્ઞાન ચિંતામણી ૨–૮
મોક્ષમંદિર ૩–૦
સ્ટેન્ડર્ડ ઇંગ્લીશ ગુજરાતી
ડીક્ષનેરી ૨૫–૦
તત્વાનુસંધાન મૂળ તથા
ગુજરાતી ભાષાંતર ૩–૦
સંગીત રામાયણ ૩–૦
શ્રીમાન સુરાધીશ અથવા રસ-
ગંગા રસતલાવડી ૨–૦

અનંગમોહિની ૩–૮
યજુર્વેદી આન્હિક સૂત્રાવલી ૩–૦
પ્રવીણસાગર સટીક મોટા
સચિત્ર અસલી ૧૨–૦
પુરુષશાસ્ત્ર ૩–૮
મુર્તિની આંખનો હીરો ૧–૦
મુશ્કીલ આસાન ૩–૦
પ્રપંચજાળ (નવલકથા) ૧–૮
શરીર અને વૈદકશાસ્ત્ર ૧૨–૦
કોટન કાર્ડીંગ અને સ્પીનીંગ ૧૦–૦
ગંધાતો ગુલાબ (નોવેલ) ૩–૦
બાળકની માવજત અને
સુવાવડ ૨–૮
બ્રહ્મસુત્ર શાંકર ભાષ્ય
વૉ. ૧–૨ ૧૧–૦
કવિતા અને સાહિત્ય ૩–૮
પૃથુકુમાર (સચિત્ર) ૨–૮
ટૉડ રાજસ્થાન ૧૦–૦
ગુલામગીરીનો ગજબ ૨–૦
મંદારિકા અથવા મદઘેલી
મનોરમા ૩–૮
સંજોગનો ભોગ (સચિત્ર) ૩–૦
ગુજરાતી મટીરીઆ મેડીકા ૭–૦
મહારાજ પ્રતાપાદિત્ય ૨–૦

# અર્પણપત્ર



**સ્વર્ગસ્થ કેવળરામ લાલચંદ કાડીઆ**

જન્મ સંવત ૧૯૧૭ના
પોષ સુદ ૧૩

અવસાન સંવત ૧૯૭૭ના
માગસર સુદ ૩

ॐतत्सत्परमात्मनेनमः

# અનંગમોહિની

## પ્રથમખંડ

### પ્રકરણ ૧ લું

### દીનાનાથ

કલકતાના ઉત્તર ભાગમાં રઘુ હવાલદારના મહોલ્લામાં દીનાનાથ રાયની હવેલી હતી. એક દિવસે ફાલ્ગુન માસની પાછલી રાત્રે એ હવેલીના બીજા મજલાના ઓરડામાંથી રોગથી પીડાતી એક રોગિણીનો આર્ત્તનાદ સંભળાતો હતો. તે વખતે રાત્રિ વીતિ જવા આવી હતી. પ્રથમ મીલોનાં ભુંગળાંના બંસીના જેવા અવાજથી અને પછી પક્ષીઓના કલરવથી શહેર જાગ્રત થયું હતું. રોગિણીના ઓરડાનાં બારણાં ઉઘાડવામાં આવ્યાં. ઓરડો ખુબ વિશાળ હતો, તેની અંદર ગોઠવવામાં આવેલો મૂલ્યવાન્ સરસામાન ગૃહસ્વામીની પુષ્કળ સંપત્તિ અને વિભવનો પરિચય કરાવતો હતો. ઓરડાના એક ખુણામાં પલંગ ઉપર એક ચૌદ વર્ષની બાળિકા સૂઇ રહી હતી. આ બાળિકા દીનાનાથની કન્યા અનંગમોહિની હતી. ગ્રીષ્મઋતુના તાપથી કરમાઇ ગયેલી કુસુમમંજરીની માફક તેનું મુખ તાવની ગરમીથી મલિન થઇ ગયું હતું. આજકાલ કરતાં ૭ દિવસથી તેને તાવ લાગુ પડયો હતો; પરંતુ ગઇ કાલની

સંધ્યા પછીથી તાવનું જોર વધ્યા કરતું હતું. જ્વરની વેદનાથી તે રાત્રે એક ઘડી પણ ઊંઘી શકતી નહોતી. આખી રાત્રિ તે બેચેનીમાં વીતાડતી હતી. તેની માતા વિમળાસુંદરી તેની પાસે બેસી સમસ્ત રાત્રિ પંખો હલાવતી હતી અને કપાળ ઉપર તેમજ માથા ઉપર આઇસ બેગ ફેરવતી હતી. પ્રભાતકાળે અનંગમોહિનીને એકદમ તંદ્રા આવી હતી.

દીનાનાથ પાસેના ખંડમાં સૂતો હતો. તે વારંવાર ઉઠી ઉઠીને કન્યાની ખબર જોઇ જતો હતો. હમણાં ફરીથી આવીને પુત્રીની બગલમાં થર્મોમિટર મૂકીને તે જ્વરની પરીક્ષા કરતો હતો.

દીનાનાથ ઠીંગણો હોઇ તેનો વર્ણ ઉજ્જવલ ગૌરવર્ણ હતો. શરીરે કૃશ હોવા છતાં દુર્બળ નહોતો. માથાના અને મુછોના વાળમાં કેટલાક રૂપેરી વાળ દેખાતા હતા. કેટલાક દાંત પડી જવાથી ગાલની બંને બાજૂઓ બેસી ગઇ હતી. તે ઉતાવળથી બોલવા જતો ત્યારે દાંત પડી ગયેલા હોવાથી તેનાથી અસ્પષ્ટ બોલી જવાતું હતું. તે એક સ્થળે સ્થિર મનથી બેસી શકતો નહિ; મતલબ કે તેને વારંવાર ટેલવાની ટેવ પડી ગઇ હતી.

કન્યાની બગલમાં જ્વરમાપકયંત્ર મૂકીને તે ઘરની અંદર ટેલતો હતો. ટેલતાં ટેલતાં એક બારી પાસે જઇ તે બોલ્યો–" બ્હેન! આ બારી ઉઘાડી નાખું કે? બારી ઉઘાડવાથી પ્રભાતનો શીતળ વાયુ આવશે."

અનંગમોહિનીએ આંખનો ઇશારો કરી જણાયું કે તેને બોલતાં વેદના થાય છે. દીનાનાથ બારી ઉઘાડી તેની પાસે આવી ઉભો અને જ્વરમાપકયંત્ર હાથમાં લઇ બોલ્યો–" જ્વર હજી પણ બહુ છે, ૧૦૫ ડિગ્રી છે. માથું પણ ઘણું ગરમ થઇ ગયું છે!"

અનંગ બોલી—"ઓહ! બહુ માથું દુઃખે છે. ઉઃ—ઉઃ—માથા ઉપર બરફ મૂકો, બાપા!"

"બરફ તો હવે નથી, ગળી ગયો છે. ઠીક, હું હમણાં જ બરફ મંગાવું છું."

આમ કહી દીનાનાથે ઘરની બહાર જઇ "મણિ, મણિ" કહીને છોકરાને બોલાવ્યો. મણિ પાસે આવ્યો એટલે કહ્યું—"ઝડપથી એક માણસને બરફ આણવા મોકલ અને ડૉકટરને ખબર આપ કે, તે પ્રથમ અહીં આવે."

મણિ ચોવીસ વર્ષની ઉમ્મરનો એક યુવક હતો. ચ્હેરો બાપના જેવો ઉજ્વળ ગૌરવર્ણનો હતો, પણ ખુબ લાંબો હતો. ચોટી ઉપરના વાળ કાઢી નખાવેલા હતા; પરંતુ મુછો મુંડી નખાવી નહોતી. કપાળ ઉપર વાંકા વળી ગયેલા વાળનાં જુલ્ફાં રાખ્યાં હતાં. તે બોલ્યો—"ઠીક, હું હમણાં જ બરફ લાવવા માણસ મોકલું છું; પરંતુ ડૉકટર તો આઠ વાગતાં પહેલાં આવી શકશે નહિ. આઠ વાગતાં સુધી ઘર આગળ બેસી રોગીની તબિયત તપાસે છે. પછી બ્હાર નીકળે છે. સાડા આઠ વાગ્યા પહેલાં તેઓ આવી શકશે નહિ."

દીનાનાથ ભવાં ચઢાવી બોલ્યો—"સાડા આઠે ડૉકટર આવશે તો ઔષધ મંગાવતાં દશ વાગી જશે. એ દરમ્યાન બીજા કોઇને બોલાવી બતાવી શકાય તો ઠીક."

"આપણા સુધીરને બોલાવીશું? ડૉકટર આવે ત્યાં સુધીમાં સુધીર આવીને તપાસી જુએ તો કેમ?"

"ઉત્તમ, બોલાવ ત્યારે સુધીરને અને બરફ આણવા સારૂ માણસ મોકલ. તાવનાં ચિહ્ન આજે સારાં જણાતાં નથી."

સુધીરકુમાર દીનાનાથના પાડોશી હારાધન રાયનો પુત્ર હોઇ આ

વખતે મેડિકલ કૉલેજમાં 'એમ, બી.' ની પરીક્ષા આપી આવ્યો હતો. હારાધનનું ઘર દીનાનાથની હવેલીની એક ગલીમાં સ્હામેની બાજૂએ આવેલું હતું. ઘણા દિવસથી એ બંને જણના પરિવારને અરસ્પરસ બંધુભાવ ચાલતો આવતો હતો. બે વર્ષ પહેલાં સુધીરની સાથે અનંગના વિવાહની વાત નીકળી હતી; પરંતુ સુધીર મેડિકલ કૉલેજની છેલ્લી પરીક્ષા પાસ ન કરે ત્યાં સૂધી તેનો વિવાહ કરવા હારાધન સંમત નહોતો. દીનાનાથ એટલા બધા દિવસ સૂધી રાહ જોવાને રાજી નહોતો; તાત્પર્ય કે અનંગનો બીજી જગાએ વિવાહ થયો હતો.

દીનાનાથ હાથ મ્હોં ધોઈ રોગીની પાસે આવી હુકકો હાથમાં પકડી બેઠો. વિમળાસુંદરી જાગી ઉઠીને આંખો ચોળતાં ચોળતાં બોલી: "હમણાં કેમ જણાય છે?"

દીનાનાથ પુત્રીને શરીરે ફરી હાથ ફેરવી બોલ્યો:—" તાવ ઘણો આવ્યો છે. ૧૦૫ ડિગ્રી છે. માથા ઉપર પાણીનું પોતું મૂકો. બરફ લેવા માણસ ગયો છે."

"મા! મ્હને બિલ્કુલ ઊંઘ આવી નથી. આખી રાત કેવળ આળોટી છું.'

"બ્હેન! માથું દબાવું? ભીંજવેલું પોતું મૂકું?"

એમ બોલી વિમળાસુંદરીએ અનંગના કપાળે યુડિકલોન મિશ્રિત શીતલ જળવાળું પોતું મૂક્યું.

દીનાનાથે ઉઠી હુકકો બાજૂએ મૂકી ઘરની અંદર ટેલતાં ટેલતાં ગૃહિણીને કહ્યું—" મણિ સુધીરને બોલાવવા ગયો છે. હું અહીંઆં છું. તું જા, હાથ મ્હોં ધોઈ આવ; એક દાસીને પંખો નાખવા મોકલ."

વિમળાએ જઈને એક દાસીને મોકલી દીધી. તે આવીને પંખો હલાવવા લાગી.



દીનાનાથની વાતથી સહજ શર્માતાં શર્માતાં રોગીની પાસે આવી ઉભો અને ખીસ્સામાંથી ઘડીઆળ કાઢી નાડી પરીક્ષા કરવા લાગ્યો. પૃષ્ઠ ૫

આ સમયે મણિએ દ્વાર પાસે આવી કહ્યું:–" બાપા! સુધીર-ચંદ્ર આવ્યા છે; પરંતુ અંદર આવવા આનાકાની કરે છે—એ જરા શર્માય છે."

દીનાનાથ બ્હાર નીકળી બોલ્યો–" કેમ સુધીર! શું છે? તું મ્હારા મણિ જેવો છે. શર્માવાનું શું કારણ છે? આવ, અંદર આવ."

એમ બોલી પોતે સુધીરનો હાથ પકડી તેને ઘરની અંદર રોગીની પથારી પાસે તાણીને લઇ ચાલ્યો. અનંગે સુધીરને આવેલો જોઇને વસ્ત્રના પાલવથી મ્હોં ઢાંકી દીધું.

સુધીર ઉજ્વળ શ્યામ વર્ણનો મધ્યમાકૃતિનો યુવક હતો. દાઢી મુછ મુડાવી નાખેલી હોવા છતાં કપાળના મધ્ય ભાગમાં વાંકા વળેલા વાળનાં જુલ્ફાં દેખાતાં હતાં. દીનાનાથની વાતથી સહજ શર્માતાં શર્માતાં રોગીની પાસે આવી ઉભો અને ખીસ્સામાંથી ઘડીઆળ કાઢી નાડીપરીક્ષા કરવા લાગ્યો. નાડી જોઇને તેણે કહ્યું:–" થર્મા-મેટર મૂકયું હતું?"

દીનાનાથ બોલ્યો—" હા, હમણાં જ મૂકયું હતું; બીજી વખત મૂકી જોવું છે?"

સુધીરે થર્મામેટર દીનાનાથના હાથમાં આપ્યું જે તેણે અનંગ-ની બગલમાં મૂકયું. સુધીર ઘડીઆળ તરફ જોઇ રહ્યો. પાંચ મિનીટ પછી જોયું તો જ્વર ૧૦૫ ડિગ્રી જણાયો.

સુધીરે રોગીની આંખો જોવાનો વિચાર દર્શાવ્યો; પણ અનંગે મ્હોં ઉપરનું કપડું ખેસેડયું નહિ. દીનાનાથે કહ્યું:–" બ્હેન અનંગ! મ્હોં ઉઘાડ. શર્માય છે કેમ? આ સુધીરની સાથે તો તું ઘણો વખત રમી છું. એની આટલી બધી શર્મ શામાટે રાખે છે?"

પરંતુ અનંગમોહિનીએ એ વાત કોઇ રીતે ગણકારી નહિ. છેવટે

દીનાનાથ બોલ્યો–" ભાઇ સુધીર! તું જ આ શર્મનું મૂળ છે. જો તું શર્માયો ન હોત તો અનંગ પણ શર્માત નહિ. "

સુધીર સહજ હસ્યો અને પોતાની વર્તણૂંક ઢાંકવા બોલ્યો:– " રહો, આંખ જોવાની કાંઇ જરૂર નથી; આંખ લાલ તો નથી ને? "

દીનાનાથ બોલ્યો:—" ના, લાલ થઇ નથી. "

" રાત્રે લવરી કરે છે? "

" કોઇ કોઇ વખત. "

" ઠીક, હું પણ એમ જ ધારું છું. નાડીની સ્થિતિ જોતાં ડિલિરિયમ થઇ જવાનો મ્હને ઘણો સંભવ લાગે છે. માથા ઉપર વારંવાર આઇસબેગ મૂકયા કરજો. "

આ વખતે વિમળાસુંદરી અનંગના પેટ ઉપર હાથ ફેરવી કહેવા લાગી:–" પેટ દાબી જોવાથી કાંઇ કલ કલ અવાજ થાય છે."

એ વાત સાંભળી સુધીર બ્હાર જવા લાગ્યો. દીનાનાથ પણ તેની સાથે સાથે બ્હાર નિકળ્યો. સુધીર નીચેના બેઠકખાનામાં બેસી બોલ્યો:–" જ્વરની સ્થિતિ મ્હને સારી લાગતી નથી. ટાઇફાઇડ (જ્વરવિકાર) વખતે થઇ જાય! "

દીનાનાથ ઘણી ધ્રાસ્તીમાં પડી બોલ્યો–" શું કહ્યું?–ટાઇફાઇડ? ભાઇ! તું બરાબર તપાસ કરી જે હોય તે કહે. "

સુધીર સહજ અપ્રસન્ન થઇ બોલ્યો–" પરંતુ ભય રાખવાનું કારણ નથી. ટાઇફાઇડ ફીવર હોવાથી કેસ ખરાબ થઇ જાય એમ નથી. થોડો સમય પસાર થયા પછી પરિણામનો વિચાર કરી શકાશે. "

દીનાનાથનો એક પુત્ર ટાઇફાઇડ જ્વરથી મરી ગયો હતો. તે ગાઢ નિશ્વાસ નાખી બોલ્યો–" ભાઇ સુધીર! હવે કાંઇ ઉપાય? " આ

શબ્દો બોલતાં બોલતાં તેની આંખોમાંથી બે ચાર અશ્રુબિંદુ સરી પડ્યાં.

સુધીરે ગંભીરભાવથી કહ્યું:–"આપને આટલો બધો ભય કેમ લાગે છે ? વખતે મ્હારી ભુલ પણ થતી હોય. ડૅાક્ટર બસુના એક• વાર આવી ગયા પછી જોઇશું. તેમના આવ્યા પછી ફરીથી હું એક વાર આવીશ."

આમ કહી સુધીર ઉતાવળથી ચાલ્યો ગયો. દીનાનાથ પણ આંખો લુંછી પોતાની ગાડીમાં બેસી ડૅાક્ટરના ઘર તરફ ગયો.

આઠ વાગ્યા પછી ડૅાક્ટર બસુ દીનાનાથની સાથે આવ્યો અને રોગીના ઓરડામાં દાખલ થયો.

કલકત્તાના કોઇ કોઇ પ્રખ્યાત મૅાટરવિહારી ડૅાક્ટર રોગીને જોઇને એ મૅાટરગાડીની પેઠે ત્વરાથી જમણે હાથે ત્રણ ચાળા (gesture) કરે છે. પ્રથમ નાડી પરીક્ષા માટે જમણો હાથ પકડવો, બીજું એક કાગળના કકડા ઉપર ઓષધની યાદી લખવી, ત્રીજું વિઝિટ લેવા માટે હાથ લંબાવવો. આમ છતાં ડૅાક્ટર બસુ એવી પ્રકૃતિનો નહોતો. તેણે રોગીની પાસે પંદર મિનિટ સૂધી બેસી તેને સારી રીતે તપાસી રોગની ચિકિત્સા કરી. એ દરમ્યાન સુધીર પણ આવી પહોંચ્યો, દીના• નાથે ડૅાક્ટર બસુ સાથે સુધીરની ઓળખ અને મુલાકાત કરાવી. છેવટે ડૅા. બસુ બોલ્યોઃ–" ચાલો, હવે નીચે જઇને પ્રિસ્કિપ્સન (વ્યવસ્થા) લખીશ."

દીનાનાથ ડૅાક્ટર સાથે નીચેના બેઠકખાનામાં ગયો તથા ઘણી વ્યાકુળતાથી પૂછવા લાગ્યો–" સાહેબ ! કેમ લાગે છે ? "

ડૅા. બસુ રૂમાલથી હાથ સાફ કરતાં કરતાં બોલ્યોઃ–" જ્વર તો જો કે ટાઇફાઇડ છે; પણ હજી કેસ બગડ્યો નથી."

દીનાનાથે અત્યન્ત ઉદ્વિગ્ન થઇ કહ્યું:–" અમારો સુધીર પણ

એમ જ કહેતો હતો. એ જ ટાઇફોઇડ પાછો આગળ આવ્યો. હવે ઉપાય ?"

ડૉ. બસુ બોલ્યો:–" આપ આમ ગભરાશો નહિ. ટાઇફોઇડ ઘણા લોકને આવે છે તેમ જ હમણાં તેનો ઉપદ્રવ પણ ચાલે છે."

પરંતુ ડૉકટરની એ વાત તરફ કાન ન દેતાં દીનાનાથ આંખો-માંથી આંસુ ટપકાવવા લાગ્યો. ડૉકટરે કહ્યું:–" આપ આવી રીતે ગભરાઇ જશો તો રોગીને મુશ્કેલીથી આરામ થશે. હજી રોગ અ-સાધ્ય થયો નથી."

દીનાનાથે આંખમાં આવેલાં ઝળઝળીઆં લુંછી નાખતાં કહ્યું:– " ઠીક ત્યારે, આપ ઔષધની વ્યવસ્થા કરો."

ડૉ. બસુ વ્યવસ્થાપત્ર લખવા લાગ્યો. સુધીર વાંકો વળીને તે જોવા લાગ્યો. ડૉકટરે લખી રહ્યા પછી દીનાનાથના હાથમાં વ્યવસ્થા-પત્ર આપી કહ્યું:–" ત્વરાથી આ દવા મંગાવો અને માથા ઉપર અવાર નવાર આઇસબેગ મૂકતા રહો. પથ્ય જે પ્રમાણે ચાલે છે તે પ્રમાણે ચાલૂ રાખો."

દીનાનાથે ડૉકટરના હાથમાંથી એ કાગળ લીધો અને ડૉકટરની સાથે સાથે જઇ તેના હાથમાં સોળ રૂપિયા મૂકી દીધા. ડૉકટર બે ચાર ઉપદેશની વાતો કહી ચાલ્યો ગયો.

દીનાનાથે દવા લાવવા માટે માણસ મોકલી સુધીરને કહ્યું:– " ભાઇ! ત્હારું જ કહેવું ખરું પડયું."

સુધીરે કહ્યું:–" પરંતુ આપ ટાઇફાઇડનું નામ સાંભળી બહુ ગભરાઇ જશો નહિ. ટાઇફોઇડ એ એક સામાન્ય પ્રકારનો જ્વર વિકાર છે. એનો ભય રાખવાનું કાંઇ કારણ નથી."

મ્હને તો ભયની ઘણી આશંકા રહે છે. તું વારંવાર આવીને ખબર જોઇ જજે. તને હું મ્હારા મણિ જેવો સમજું છું. " ત્હારે શર્માવાની શી જરૂર છે ? "

" ઠીક, હું આવીશ. ઘણી સંભાળથી સારવાર કરજો."

" હું પોતે હાજર રહી ખબર રાખીશ. " આમ બોલી દીનાનાથ ઉપર ચાલ્યો ગયો. તેણે ગૃહિણીને બીજા ઘરમાં બોલાવી રોગની અવસ્થાથી માહિતગાર કરી. વિમળાસુંદરીએ કહ્યું:—" તમે વિશેષ ગભરાશો નહિ. મા દુર્ગા સૌ સારું કરશે. જમાઇને ખબર મોકલવી જોઇએ. "

" ઠીક, હું હમણાં જ વહેવાઇ તારિણી રાયને તાર કરું છું. " આમ કહી દીનાનાથ નીચે ઉતર્યો.



## પ્રકરણ ૨ જું.



### તારિણી રાય

હુગલીમાં ગંગાતટ ઉપર તારિણી રાયનું મકાન હતું. તારિણી રાય એક હોવા છતાં કાર્યમાં ત્રિમૂર્ત્તિ હતા—જમીનદાર, મ્યુનિસિપલ કમિસનર અને ઓનરરી મેજીસ્ટ્રેટના અધિકાર તેમને હતા. તેમને ત્રણ પુત્ર અને બે પુત્રીઓ હતી. પ્રથમ પુત્ર પ્રમથનાથ ગયા જીલ્લાનો સરકારી ડૉક્ટર હતો. તે કુટુંબસહ ત્યાં જ રહેતો હતો. બીજો પુત્ર શૈલેન્દ્રનાથ એમ, એ, ની પરીક્ષા પાસ કરી હુગલી કૉલેજમાં બી, એલ, નો અભ્યાસ કરતો હતો. શૈલેન્દ્રનાથની સાથે દીનાનાથની કન્યા અનંગમોહિનીનો વિવાહ કરવામાં આવ્યો હતો. ત્રીજો પુત્ર

નરેન્દ્રનાથ સ્કૂલમાં અભ્યાસ કરતો હતો. તારિણી રાયની સ્ત્રી ભવતારિણી રોગને લીધે શય્યાવશ હતી. તેની બે કન્યાઓમાંથી મ્હોટીનો વિવાહ થયેલો હોઇ ન્હાની હજી કુમારિકા હતી.

તારિણીચરણ રાયના વડિલનું વાસસ્થાન હુગલી જીલ્લાની અંદર આવેલા પલાશપુર ગામમાં હતું. તેમના પિતા કરાલીચરણ એક પ્રબળ પ્રતાપી જમીનદાર હતા. પિતાના મૃત્યુ પછી તારિણીચરણ ઘણા વખતથી હુગલીમાં ઘર કરી રહ્યા હતા. પુત્રોના વિદ્યાભ્યાસની સગવડતા માટે તેમણે પ્રથમ આ ઠેકાણે રહેવાનો આરંભ કર્યો હતો. ત્યાર પછી ગામમાં મેલેરીઆનો પ્રાદુર્ભાવ થવાથી આ સ્થાને જ રહેવું યોગ્ય ધારી સ્થાયી નિવાસ કર્યો હતો. તેમના પિતા અનેક કામના મુકદમા લડવા સારૂ કોર્ટ—કચેરીએ ચઢયા હતા; તેમાં તેમણે ઘણા પૈસા ઉડાવી દીધા હતા અને પાછળ ઘણું દેવું મૂકી ગયા હતા. એ દેવું પતવવામાં તારિણી રાયને કેટલીક જમીન વેચી દેવાની જરૂર પડી હતી. હજી પણ તેઓ અનિયમિત ખર્ચને લીધે ઋણમુક્ત થયા નહોતા. પ્રથમના જેવા ઠાઠમાઠમાં રહી હજી પણ વૈભવમાં દિવસ ગુજારતા. હુગલીમાં તેમનાં માન મર્યાદા પણ વિશેષ હતાં. વિશેષમાં સાહેબને બંગલે વારંવાર જઈ કોઇ હોદ્દો—પદવી મેળવવામાં જીંદગી ગુજારવાનું વ્રત તેમણે ગ્રહણ કર્યું હતું. પંદર વર્ષથી તેઓ ઓનરરી મેજીસ્ટ્રેટ હોઇ દશ વર્ષથી મ્યુનિસિપલ કમિસનરનું કામ કરતા હતા. તેમણે અસાધારણ સૌજન્યથી ઘણા કલેકટર કમિશનરને આધીન કર્યા હતા; પરંતુ તેમનો એક પણ મનોરથ હજી સફળ થયો નહોતો. તેઓ હમ્મેશાં વિચારગ્રસ્ત રહેતા. આટલા દિવસ વગર પગારે સરકારી કામ કર્યું પણ તેમના ભાગ્યમાં હજી સુધી 'રાય બહાદુર' નો ખિતાબ જોડાયો નહોતો. આ તેમને માટે ઘણા અફસો-

C-616



સનો વિષય હતો; પણ હજી તેમણે તદ્દન નિરાશ થઇ એ વિષયની કલ્પના છોડી દીધી નહોતી.

એક દિવસે સંધ્યાકાળે તારિણી રાય પોતાના કેટલાક અંગત મિત્રો સાથે પોતાના બેઠકખાનામાં બેઠા હતા. બેઠકખાનામાં જમીન-પર જાજમ તકીઆ બિછાવેલા હતા. તારિણી રાયના ઉજવળ શ્યામવર્ણું વિરાટ દેહ આગળ તેમના પેટની ફાંદ એક તકીઆ માફક શોભતી હતી. તેમની બંને બાજૂની મુછો તદ્દન સફેદ થઇ ગઇ હતી; મસ્તકનો ઘણો ભાગ વાળ વગરનો થઇ ગયો હતો. પાછલા ભાગ ઉપર આછા આછા ધોળા વાળના ગુચ્છા દેખાતા હતા. વાત કહેતાં કહેતાં મ્હોટેથી હસવાની તેમની ટેવ હતી. તેમનું મન સરળ અને નિર્મળ હતું; પણ બુદ્ધિ વિશેષ પ્રખર નહોતી. તેઓ એક વાર સાહેબ–સુબા સાથે વાતોને ટકોરે ચઢે તો તેમના હાથથી છૂટવું બહુ કઠિન થતું. તેઓ દર રવિવારે સાહેબને બંગલે એક વાર સલામ ભરવા જતા અને તેમની ખબર અંતર પૂછી આવતા. હિંદુ શાસ્ત્રમાં લખ્યું છે કે, દેવદર્શન, રાજદર્શન અને સાધુદર્શન કરવા જવું હોય તો ખાલી હાથે જવું નહિ. તારિણી રાય શાસ્ત્રનો આ આદેશ પાળવામાં સહજ પણ પાછી પ્હાની કરતા નહિ. કલકત્તાના સાહેબની સાથે મુલાકાત કરવા જતા તો પણ કાંઇ ભેટ લઇ ગયા વગર રહેતા નહિ. ઘણા સાહેબ લોક તેમની આવી રાજસેવા પસંદ કરતા નહિ; પણ તારિણી રાયના હાથથી એ વાત છૂટવી ઘણી કઠિન હતી. વળી જ્યારે કોઇ સાહેબની બદલી થાય ત્યારે તેને જે સરસામાન વેચી દેવા જેવો હોય તે સામાન ખરીદનારને શોધવાની જરૂર પડતી નહિ. તારિણી રાય એ વિષયમાં આગેવાન હતા. પોતાના ઉપયોગમાં ન આવે એવી ચીજો પણ મ્હોં માગી કિમ્મત આપી તેઓ ખરીદતા. તારિણીરાય ઘડી વાર પછી

એક બે વસ્તુઓ રાખી બાકીની સસ્તી કિમ્મતે વેચી દેતા. ઘેર જે આવ્યું તેટલો જ લાભ. તેઓ જે એક બે પસંદગીની વસ્તુઓ રાખતા તે એક ખંડમાં ઘણી કાળજીથી ગોઠવી રાખતા; કારણ એ સઘળી ચીજો મ્હોટા સાહેબના સ્મૃતિચિહ્ન તરીકે માનતા. ભવિષ્યના વારસો ભૂલી જાય નહિ, એટલા માટે એ સઘળી ઐતિહાસિક વસ્તુઓ ઉપર તેના પહેલાંના માલિકના નામની ટિકીટ લગાવી રાખતા. સાહેબ સુબાનું આ પ્રમાણે મન સાચવવામાં ઘણું ખરચ કરવું પડતું. તારિણી રાયની વૈષયિક સ્થિતિ એટલી બધી સારી નહોતી એ વાત પૂર્વે કહેવામાં આવી છે. તેમનો વડિલ પુત્ર પ્રમથનાથ તેમને વારંવાર દ્રવ્યની મદદ કરતો, પણ તેમના બીજો પુત્ર શૈલેન્દ્રનાથ ઉપર જ તેમનો વિશેષ વિશ્વાસ હતો.

ગમે તેમ હો, તારિણી રાય હમણાં પોતાના બેઠકખાનામાં બેસી ધૂમ પાન કરતા હતા. ધૂમ પાન કરી રહ્યા પછી રસિકલાલના હાથમાં હુક્કાની નળી આપી કહ્યું—

"આપ ગુડ હાર્ટ સાહેબના સૌજન્યની વાત કરો છો, પણ ફ્રૅંકલિન સાહેબ જેવા મિલનસાર હતા તેમના જેવા કોઇ બીજા સાહેબ જોયા નથી."

રસિકલાલ મુખમાંથી ધુમાડો કાઢતાં બોલ્યો—"એમ કેમ ?"

"એમ નહિ તો કેટલા સાહેબોએ બંગાળીને ઘેર આવી ખોરાક લીધો ? મ્હારે ઘેર ઓછામાં ઓછા પાંચ છ દિવસ ફ્રૅંકલિન સાહેબે ખોરાક લીધો હશે."

ચન્દ્રનાથ પાન ચાવતાં ચાવતાં બોલ્યો—"આપ તેમને શું ખવડાવતા હતા ?"

રસિક—મ્હને લાગે છે કે સાહેબ ખીચડી ખાતા!

તારિણી–ના; બિલકુલ નહિ. એ જ ખૂબી છે. હું પ્રથમ સાહેબને નિમંત્રણ કરવા ગયો હતો, તે વખતે કહ્યું હતું કે, 'સાહેબ! હું હિન્દુ છું. તેમાં વળી ચુસ્ત વૈષ્ણવ છું. ઘરમાં મદનગોપાળની મૂર્ત્તિ છે. અમે માંસ ખાતા નથી. અમારે ઘેર ચારે બાજૂએ શોધી જુઓ તો એક ટુકડો પણ મળે નહિ. હું બંગાળી રીત પ્રમાણે આપને રસોઇ જમાડીશ.' સાહેબ હસતાં હસતાં બોલ્યા, 'બહુત અચ્છા, તારિણી રાય! અમે માંસ તો રોજ ખાઇએ છીએ. તમે જે ખાતા હો તે અમને આપજો. I shall like it as a pleasant change ( ખોરાકમાં કાંઇ ફેરફાર થશે તો મ્હને રૂચિકર થશે. ),

રસિક–ત્યારે શું ખવડાવ્યું?

તારિણી–મચ્છી તો ખરી જ–મચ્છીના આધણનો ભાત, દાળ, કચુમ્બર, ચટણી એ સઘળું; બીજું શું? સાહેબે ખૂબ ખાધું.

ચન્દ્ર–ખાધા પછી શું બોલ્યા?

તારિણી–ખાઇને ખુશી થયા. ઘણી તારીફ કરવા લાગ્યા. એક દિવસ ખાધા પછી સાહેબને પણ ઘણો લોભ લાગ્યો. ત્યાર પછી થોડા થોડા દિવસને અંતરે સાહેબ ખબર આપતા એટલે સઘળી રસોઇ તૈયાર કરાવી તેમને બંગલે હું મોકલી આપતો અને કેટલી વખત મ્હારે ઘેર આવીને ખાતા. સાહેબનો બટલર એક દિવસ મ્હને કહેતો હતો કે 'હુજૂર! સાહેબ આપકા ઘરકા ખાણા બહુત પસંદ કરતે હય.' બબરચીને સાહેબ કહેતા કે 'તારિણી રાયના ઘરના જેવું ખાણું કેમ પકાવતો નથી?' બબરચી ઉત્તર આવતો, 'હુજૂર! એ સબ ખાના ઓરત લોક બનાતે હય!"

એમ બોલી તારિણીરાય બહુ હસવા લાગ્યા. ચન્દ્રનાથ મુખમાંથી ધુમાડી કાઢતાં કાઢતાં બોલ્યો–"પણ એવી રીતે ખાણું આપ-

વાથી આપને શો લાભ થયો ?"

તારિણી—સાહેબે મ્હને 'રાવ બહાદુરનો' નો ખિતાબ આપવા માટે ગવર્નમેન્ટમાં રિપોર્ટ કર્યો હતો. હું પણ આ જાન્યુવારી માસની પહેલી તારીખે રાવ બહાદુર થઇશ એ વાત નિશ્ચિત હતી. મ્હારૂં heart (છાતી) ખૂબ week (દુર્બળ) છે. મ્હને ભય લાગ્યો કે એ શુભ સંવાદ સાંભળી મ્હારૂં heart (છાતી) fail (નિસ્પન્દ) થયે; એટલા માટે ડૅાક્ટર શિખરબાબુને બોલાવી રાખ્યા હતા. બાર વાગતાં સુધીમાં ટેલિગ્રામ આવશે આવશે એમ રાહ જોઇ બેસી રહ્યો; રસ્તામાં થઇને ટેલિગ્રાફ ઑફિસનો સિપાહી જાય અને મનમાં થાય કે 'એ આવ્યો!' સિપાહીને બક્ષિસ આપવા માટે હાથમાં દશ રૂપિયાની નોટ તિજોરીમાંથી બ્હાર કાઢી હાથમાં રાખી મૂકી હતી. ડૅાક્ટર સાહેબ પણ આવીને હાજર રહ્યા હતા; પરંતુ સઘળું વૃથા થયું. અંતે ન્યુસપેપરમાં જોવામાં આવ્યું કે આ જીલ્લામાંથી એક માણસ રાવ બહાદુર થયો છે—તેને કોઇ ઓળખતું નથી. બીજું કાંઇ નહિ પણ તેણે દવાખાનું સ્થાપવામાં પૈસા આપ્યા હતા. હવે આ સઘળું દુકાનદાર જેવું થયું છે, સમજ્યા?

બોલતાં બોલતાં તારિણી રાયના મુખનો રંગ બદલાયો તેમની આંખોમાંથી એક બે અશ્રુબિંદુ સરી પડયાં; પણ તે કોઇના જોવામાં આવ્યાં નહિ.

રસિકલાલ તેને હસાવવા બોલ્યોઃ—"ગમે તેમ પણ એ ડૅાક્ટર સાહેબને તો લાભ થયો ખરો ?"

તારિણી રાય સહજ હસીને બોલ્યા—"હા, એ વાત ખરી છે. જો શુભ સમાચાર મળ્યા હોત તો શી હરકત હતી ? બધું નસીબ !"

રસિકલાલ—એ બધું નખરાંબાજ નસીબ જ!

ચન્દ્રનાથઃ-પરંતુ તારિણી રાય! આ સઘળી ખાલી ખિતાબ મેળવવાની માથાકૂટ નહિ કરતા આપના પુત્ર શૈલેન્દ્ર માટે એક ડેપુટી-ગિરીનો પ્રયત્ન કરવામાં આવ્યો હોત તો ઘણું સારું થાત.

તારિણી રાય દુઃખિત સ્વરે બોલ્યા-"એ વાત બોલશો નહિ, ચન્દ્રનાથ! સાહેબ બહાદુર શું મ્હારા એકલાના છે? સાહેબના પોતાના હાથની લખેલી ઘણી ચિઠ્ઠીઓ મ્હારી પાસે પડી છે; પરંતુ નસીબ વાંકું હોય તેને કોઇ શું કરે? મ્હેં શું શૈલેન્દ્રની નોકરી માટે પ્રયત્ન નથી કર્યો? ઘણો પ્રયત્ન કર્યો છે; પરંતુ હાલના છોકરાઓને તમે ઓળખો છો? તેઓ માબાપની વાત સાંભળતા નથી. મ્હારો દીકરો કહે છે કે તેને ડેપ્યુટીગિરી કરવી નથી-તેમ કરવાથી બીજું શું પણ પોતાના માનની હાનિ થાય? હાલના છોકરાઓનાં મનમાં આત્મમર્યાદાનું જ્ઞાન ઘણું પેશી ગયું છે! મ્હેં શૈલેન્દ્રને ઘણી વખત કહ્યું, 'ચાલ, મ્હારી સાથે ચાલ,-સાહેબ પાસે લઇ જાઉં? હમણાં એ બાબત કલેકટર કમિસનરના હાથમાં છે.' પરંતુ એ વાત સાંભળી તે રાજી થયો નહિ. તે માત્ર એટલું જ કહે છે, 'નોકરી કરવી નથી.' જો નોકરી કરવી ન હોય તો બી એ-એમ, એ, પાસ થવાનું કારણ શું? હજી પણ તેનો વિચાર હોય તો હું તેને ગુડહાર્ટ સાહેબ પાસે લઇ જઉં. મ્હેં શું આટલાં પંદર વર્ષ વૃથા ગૂમાવ્યાં છે? સાહેબ શું મ્હારા છોકરા માટે કાંઇ પણ ન કરી શકે? જુઓ મ્હારી પાસે કેટલા મ્હોટા મ્હોટા સાહેબ લોકની પોતાને હાથે લખી આપેલી ચિઠ્ઠીઓ છે!"

એમ બોલી તારિણી રાયે નજીક પડેલી એક લાકડાની હાથપેટી ઉઘાડી તેની અંદરથી લાલ કપડે બાંધેલી ઘણી ચિઠ્ઠીઓ બ્હાર કાઢી. તેમાં ઘણી ચિઠ્ઠીઓ છાબડીઓ (મેવે) મોકલ્યાના ઉત્તરની (સધન્યવાદ પ્રાપ્તિસ્વીકાર અથવા પાછી ફર્યાની) હતી. વળી એક

સાહેબે મર્મમાં ચિઠ્ઠી લખી હતી કે,–'તારિણી રાય! આપે કેરીઓ મોકલી છે તે માટે આપને ધન્યવાદ આપું છું; પરંતુ અમારા બાયબલ શાસ્ત્રમાં લખવામાં આવ્યું છે કે, આબ્રાહામ દેવતાની પેઠે ( deified ) પૂજા ગ્રહણ કરતો હતો, પણ તેના મૃત્યુ પછી તેનું શરીર કીડાઓનો ભોગ થયું હતું. હું આપની પાસેથી પૂજાનો ઉપહાર ગ્રહણ કરી પરલોકમાં શું કીડાઓનો આહાર થાઉં? એવી ઇચ્છા નહિ હોવાથી આપના તરફથી આવેલો મેવો–ફળ મ્હારા નોકરોને વહેંચી દઉં છું. આશા રાખું છું કે આપ તેથી નારાજ થશો નહિ.'

વળી એક બીજી ચિઠ્ઠીમાં એમ લખવામાં આવ્યું હતું કે, 'તારિણીરાય! મ્હેં આપને ના પાડયા છતાં મચ્છી શામાટે મોકલવામાં આવી છે? આપ ખરેખર એક મૂર્ખ ( silly fool ) છો!'

ચન્દ્રનાથે એ ચિઠ્ઠી વાંચી પૂછ્યું–" સાહેબ! આ સાહેબ કોણ હતા એ કહો જોઇએ?"

તારિણી—એ પ્રથમ વોર્ડના મેમ્બર હતા.

ચન્દ્ર—ત્યારે તો તે એક આપના મ્હોટા મુરબ્બી.

તારિણી—એ વાત બોલશો નહિ ચન્દ્રનાથ! એ વાત બોલશો નહિ. સઘળું વ્યર્થ!

રસિકલાલ એક ચિઠ્ઠી વાંચતાં વાંચતાં બોલ્યો–" મેન્ગો કેક ( Mango Kake ) એ શું ચીજ છે કહો જોઇએ?"

તારિણી રાય હસતાં હસતાં કહેવા લાગ્યા–" મેન્ગો કેક એટલે કેરીનું સત્વ! આપણા કમિસનર સ્વીટ સ્માઇલ સાહેબ વિલાયત ગયા ત્યારે તેમને મ્હેં આમસત્વનું પાર્સલ લંડન પહોંચાડયું હતું. તેઓ સાહેબ તેથી ઘણા ખુશી થયા હતા. જુઓ, તેઓ જેમ બને તેમ વેળાસર પાછા ફરશે."

ચન્દ્ર—આવા મ્હોટા મ્હોટા સાહેબ લોકની આપને પિછાન છે તો આપના પુત્રમાટે એકવાર કાંઇ ચોક્કસ પ્રયત્ન કરો. ઠીક છે, હું કહું તે પ્રમાણે એક વખત કરો. આવો સુયોગ વૃથા જવા દેવો એ ઠીક નહિ. આપ જે પ્રમાણે સાધના કરો છો તે પ્રમાણે કરવામાં આવે તો કાર્યસિદ્ધિ ન થાય એમ સમજવું નહિ.

રસિકલાલ એક ચિઠ્ઠી વાંચીને હસતાં હસતાં બોલ્યો—“ ધન્ય છે તારિણી રાય ! આપે સિદ્ધિ લાભ મેળવવાનો એકે માર્ગ બાકી રાખ્યો નથી. આપે આ સાહેબને કોની કુંડલિ મોકલી હતી ? ”

તારિણી રાય હાસ્યનો ફુવ્વારો છોડીને બોલ્યા—“ જૉલી વૅાસ સાહેબ જ્યારે અહીં કલેકટર હતા ત્યારે તેમના પ્રથમ છોકરાનો અત્રે જન્મ થયો હતો. મ્હેં પૂર્ણાનંદ જ્યોતિષીને ઘડીપળ આપી સાહેબના છોકરાની એક જન્મકુંડલિ તૈયાર કરાવી મેમસાહેબના હાથમાં આપવા મોકલ્યા હતા. તેમણે મેમસાહેબને કુંડલિ જોઇને કહ્યું કે, ‘ આ બાળક ઘણો ભાગ્યશાળી થશે. બહુ મ્હોટો માણસ થશે. તેની આ કુંડલિ જુઓ.’ સાહેબ અને મેમ સાહેબ એ વાત સાંભળી ઘણાં ખુશી થયાં. આ ચિઠ્ઠીથી સાહેબ જાણવા માગે છે કે, ‘ કુંડલિ તૈયાર કરવામાં કેટલું ખર્ચ થયું હતું ? ’ મ્હને પાંચ રૂપિયા ખર્ચ થયો હતો. સાહેબ પાસે જઇને મ્હેં કહ્યું કે, ‘ કાંઇ થયું નથી. એ જ્યોતિષી મ્હારા પોતાના આશ્રિત બ્રાહ્મણ છે, એટલે કે એ આચાર્ય બ્રાહ્મણ અને હું થાઉં છું કુલિન ગૃહસ્થ. તેમના હાથનું જળ પીવાથી અમે વટલાઇએ.”

એમ બોલી તારિણી રાય—“ હો—હો” કરીને હસી પડયા.

ચન્દ્ર—એ જૉલી વૅાસ સાહેબ હાલ શું કરે છે ?

તારિણી—હમણાં તેઓ ગવર્નમેન્ટના ચીફ સેક્રેટરી છે. તેમના

ચીફ સેક્રેટરી થયા પછી હું તેમને મળવા ગયો હતો. તેમણે મ્હારી ઘણી આગતા સ્વાગતા કરી હતી.

ચન્દ્ર—આવા મ્હોટા મ્હોટા મુરબ્બી હોવા છતાં આપનો છોકરો મુર્ખાઇ કરે છે. તેને એક વખત મ્હારી પાસે બોલાવો; હું તેને સમજાવી જોઉં. એક પ્યાલો પાણી લાવવાને પણ કહો.

તારિણી—ફક્ત પાણી જ પીશો? કાંઇ ખાવાનું લાવવા કહું? અરે કોણ છે?

ચાકર નિધિદાસ આવી હાજર થયો, તારિણીરાયે તેને બે રકાબીમાં કાંઇ ખાવાનું અને પાણી લાવવા કહ્યું તેમજ પોતાના છોકરા શૈલેન્દ્રને મોકલવા સૂચવ્યું.

---

## પ્રકરણ ૩ જું

---

### શૈલેન્દ્રનાથ

થોડા સમય પછી ચન્દ્રનાથ અને રસિકલાલને પીવા માટે પાણી આવ્યું. તેમણે પાણી પીધા પછી મુખમાં પાન મૂક્યું. એ સમયે એક એકવીસ–બાવીસ વર્ષનો યુવક ત્યાં આવી ઉભો. તેનું શરીર ભરાવદાર, છાતી વિશાળ, કપાળ ઉન્નત, નાકનો અગ્રભાગ સુક્ષ્મ અને ચક્ષુ ઉજ્વળ હોઇ બંને અધરોષ્ઠ જાણે ચીતરી કહાડેલા હોય તેવા દેખાતા હતા. તેના દેહનો રંગ કાળો હોવા છતાં તેજસ્વી હતો. તેના શરીરનો અસાધારણ બલિષ્ઠ બાંધો જોઇને તેના સહપાઠી છોકરાઓએ તેનું નામ 'પંજાબી પહેલવાન' પાડ્યું હતું, તેને જોઇને ચન્દ્રનાથે કહ્યું:—"આવો ભાઇ! અહીં આગીને બેસો."

શૈલેન્દ્ર નમ્રતાથી જાજમની એક બાજૂએ બેઠો. ચન્દ્રનાથે કહ્યું:

"તમે એમ, એ, પાસ થયા છો; હવે શું કરવાનો તમારો વિચાર છે? તમારા પિતાશ્રીની ઇચ્છા એવી છે કે તમે ડેપ્યુટી મેજીસ્ટ્રેટ થાઓ. ડેપ્યુટી મુનસફ, સબ જજ્જ એ સઘળા હોદ્દા બંગાળીઓમાં મ્હોટા ગણાય છે. તમારા પિતાના જે સઘળા મ્હોટા મ્હોટા ઓળખવાળા મુરબ્બી સાહેબ લોક છે તેઓ ધારે તો તમને ડેપ્યુટી કરી શકે."

શૈલેન્દ્ર પૃથ્વી તરફ આંખો રાખી બોલ્યોઃ–"માફ કરો. મ્હને નોકરીનો ઘણો તિરસ્કાર છે. નોકરીનું બીજું નામ દાસત્વ–ગુલામગિરી છે. જેઓ ચાકરી કરે છે તેમનામાં સ્વતંત્રતા હોતી નથી. નોકરીથી manliness ( મનુષ્યત્વ ) નો તદ્દન લોપ થાય છે. અત્યાર સુધી આપે જે સઘળી વાતચિત કરી તે મ્હેં પાસેના ઓરડામાં બેસી સાંભળી છે. એ ડેપ્યુટીગિરી શોધવાથી ઉન્નતિના પ્રવેશમાર્ગમાં જતાં હીનતાનો સ્વીકાર થાય છે, માટે હું કોઇ રીતે નોકરી સ્વીકારીશ નહિ."

શૈલેન્દ્રની આ વાત સાંભળી સર્વ સ્તંભિત બની ગયા. તારિણી રાયે પ્રબળ વેગથી ગાઢ નિશ્વાસ મૂકયો. ચન્દ્રનાથે પુનઃ કહ્યું:— "તમે જે કહોછો તે અમે સમજીએ છીએ; પરંતુ તમે હવે કાંઇ કરશો તો ખરાને? તમે કાયદા ભણી વકીલ થવા ઇચ્છતા હશો; પણ આજકાલ બારની કેવી સ્થિતિ છે તે જાણોછો?"

શૈલેન્દ્રે ચંદ્રનાથના મ્હોં તરફ જોઇ કહ્યું;—"હું વકીલ થવા ઇચ્છતો નથી. કાયદાના વ્યવસાયથી honesty–(સાધુતા) રહેતી નથી એમ કહીએ તો પણ ચાલે. મ્હોટા મ્હોટા બૅરિસ્ટરો સુદ્ધાં મિથ્યાને સત્ય અને સત્યને મિથ્યા પ્રતિપાદન કરવા માટે જીવ જતાં સુધી મથે છે. પૈસા મળે એટલે મુખમાંથી મરજીમાં આવે તેવું બોલે. થોડા દ-

વસ ઉપર અત્રેની બૅન્કના કેસમાં મિ૦ કે. એન. રાય બૅરિષ્ટર આવ્યા હતા. તેઓ પેલા ચોર આસામીને ચોર તરીકે જાણતા હોવા છતાં તેને બચાવવાના હેતુથી એક બીજા નિર્દોષી માણસને શિરે આરોપ મૂકવા મથતા હતા કે નહિ? એવા માણસો આપણા દેશના નેતા થવા ઇચ્છે છે!"

ચન્દ્રનાથઃ—ત્યારે તમારી શી ઇચ્છા છે? એમ, એ, બી, એલ, માં પાસ થઇ શું કરવા ધારોછો?

"આપણા દેશમાં દરેક વર્ષે જે ચાર પાંચ હજાર છોકરા બી, એ, એમ, એ, પાસ થાય છે તેમાંના કેટલા ડેપ્યુટી, મુનસફ થાય છે? વળી વકિલ પણ કેટલા થાય છે? બીજાઓની જે દશા થાય છે તે દશા મ્હારી પણ થશે. અમારે હવે દેશની ઉન્નતિ માટે અર્થોપાર્જનનો નવો માર્ગ શોધવો જોઇએ.

ચન્દ્રનાથઃ—કેવા પ્રકારનો નવો માર્ગ?

"વાણિજ્ય, કૃષિકાર્ય અથવા જેથી દેશની ધનવૃદ્ધિ થાય એવો માર્ગ. વેપાર ધંધો કરવામાં ઘણું કરીને નગદ મૂળ ધનની જરૂર પડે છે તેથી એ માર્ગ લેવા મ્હારી પાસે સાધન નથી. હું જમીનદારનો છોકરો છું, હું ખેતી આબાદ કરી નિર્વાહ કરીશ. હજી પણ આપણા પ્રાંતમાં પુષ્કળ ખેડાણ કર્યા વગરની જમીન પડતર રહે છે. અમારા જેવા શિક્ષિત લોકો એ દિશા તરફ વળે તો કૃષિકાર્યની ઉન્નતિ અવશ્ય થાય."

પુત્રનાં આવાં કઠોર વાક્ય સાંભળી વૃદ્ધ તારિણી રાય ભવાં ચઢાવી બોલ્યાઃ—"જ્યારે ખેતીનું કામ કરવું હતું ત્યારે પછી બી, એ, એમ, એ, ની પરીક્ષા શા માટે પસાર કરી? એ સઘળું મ્હેં કરી જોયું છે. તું પણ કરી જો. પછીથી ખબર પડશે કે એનાથી નિભાવ થાય છે કે નહિ! મ્હેં સઘળું કરી જોયું છે. હું જોઇશ કે

એ કામ તમે કેવી રીતે કરી શકો છો! રામ રામ કર. અરે! બીજી એક ચલમ તમાકુ આપી જા."

આ સમયે એક લાલ ફેંટાવાળા ટેલિગ્રાફના સિપાહીને પોતાના તરફ આવતો જોઇ રસિકલાલ બોલ્યોઃ—"તારિણી રાય! આ જુઓ, તમે જેની રાહ જોતા હતા તે ટેલિગ્રાફનો સિપાહી આવે છે! હવે પેલી દશ રૂપિયાની નોટ બ્હાર કાઢો."

આ શબ્દો સાંભળવામાં આવતાં તારિણી રાયના મુખમંડળ ઉપર છવાયલાં વાદળાંઓ વેરાઇ જઇ બીજના ચંદ્ર જેવી હાસ્યરેખા ફુટી નીકળી. તેમણે કહ્યુંઃ—"રસિકલાલ! આજે જો જાન્યુઆરીની પહેલી તારીખ હોત કિંવા સમ્રાટ્નો જન્મદિવસ હોત તો તમારી વાત કદાચ માનવામાં આવત. શાનો ટેલિગ્રામ હશે? શૈલેન! એને તાર લઈ અંદર આવવા કહે."

સિપાહીના હાથમાંથી ટેલિગ્રામ લઇ તારિણી રાય આંખોએ ચસમાં ચઢાવી વાંચવા લાગ્યા. વાંચતાં વાંચતાં આંખો સ્થિર થઇ. અંતરના ઊંડાણમાંથી એક નિશ્વાસ મૂકી તેમણે કહ્યું:—"આ વળી એક સંકટ આવી પડ્યું. મ્હારું ભાગ્યચક્ર હમણાં અવળું ફરે છે. વહુ જ્યારથી પિયર ગઇ છે ત્યારથી તેને સખ્ત મંદવાડ થયો છે. શો રોગ થયો તે લખ્યું નથી. શૈલેનને જેમ બને તેમ વેળાસર મોકલવા લખે છે. એમાં શી હરકત છે? શૈલેન—જા, ઘરમાં જઇને ત્હારી મા અને ફોઇબાને આ સમાચાર કહે. હમણાં કેટલા વાગ્યા છે?

ચન્દ્રનાથે ઘડીયાળ જોઇ કહ્યુંઃ—"સ્હાડા ચાર."

તારિણી—ત્યારે તો છ વાગ્યાની ટ્રેઇન મળશે.

રસિકલાલ ટેલિગ્રામ હાથમાં લઇ મનમાં કાંઇ વિચારી બોલ્યો—"હા, મળશે. વિશેષ ગભરાશો નહિ. રોગનું નામ લખ્યું હોત તો કાંઇ સમજી શકાત."

તારિણી રાય હુકકો પીતાં પીતાં બોલ્યા—" રસિકલાલ! તમે જાણતા નથી! એ વહૂ તો મ્હારા ઘરની લક્ષ્મી છે. મ્હારી સ્ત્રી આજકાલ કરતાં દોઢ વર્ષથી વાયુની બીમારીથી પથારીમાં સૂતી છે. તેને ગળે હમણાં બે ન્હાનાં છોકરાં વળગ્યાં છે—મ્હારા મ્હોટા છોકરા પ્રમથના બે છોકરાઓને ગઇ સાલ પ્લેગ થયા પછી તેઓ તેમની વડીઆઇ પાસે જ રહે છે. મ્હારી વિધવા બ્હેન યશોદા પણ કેટલોક સંસાર ચલાવતી હતી. પણ હમણાં તે મદનગોપાળની સેવામાંજ રોકાઇ રહે છે. મ્હારી આ વહૂ હમણાં સંસારનું સઘળું કામકાજ જોતી સંભાળતી હતી. રોગીની બરદાસ્ત કરતી. છોકરાંનો વખતો વખતનો કકળાટ સહન કરતી અને મ્હારી સેવા કરતી. આ એક વર્ષથી તેને ઘેર આણી હતી, પણ થોડા વખતમાં તેણે સર્વને પોતાનાં કરી લીધાં હતાં. મ્હોટા ઘરની છોકરી હોવા છતાં તેનામાં બિલકુલ મ્હોટાઈ નહોતી. જો કાંઇ સારું ખોટું થયું તો મ્હારા દુઃખનો પાર રહેશે નહિ."

રસિકલાલે આશ્વાસન આપતાં કહ્યું:—" આપ શોક કરશો નહિ. ઇશ્વર આ સંકટમાંથી અવશ્ય બચાવશે. શૈલેનને કહેવું કે, ત્યાં જઇ ટેલિગ્રાફ કરે. ચન્દ્રનાથ! ચાલો હવે ઘેર જઇએ. તેઓ એક વાર ઘરમાં જઇને સ્ત્રી વર્ગને શાન્ત કરે. આ ખબર સાંભળી સર્વ ગભરાઇ જાય એવો સંભવ છે."

આમ કહી રસિકલાલ અને ચન્દ્રનાથ ચાલ્યા ગયા. તારિણી રાયે ઉપર જઇ જોયું તો ગૃહિણી પોતાના સૂવાના ઓરડામાં બિછાનામાં ઉઠીને બેઠી હતી. તેનું શરીર ઘણું મ્હોટું હતું. પગે વા આવવાથી ઘણો વખત તેને સૂઇ રહેવું પડતું હતું. ગૃહિણી તારિણી રાયને જોઇ સજળનયને કહેવા લાગી,—" આ શી ખબર સાંભળી! મ્હારી વહૂ હવે નથી?"

આમ બોલતાં બોલતાં તે રડી પડી. તારિણી રાય એક બાજુએ ...લી ખુરસી ઉપર બેસી બોલ્યાઃ—

"તમે બહુ ગભરાશો નહિ, એનો મંદવાડ અસાધ્ય જણાય ... પરંતુ હજી તે જીવતી છે. એમ ન હોય તો શૈલેનને શા માટે ...લાવે ? તમે વિલાપ કરશો તો શૈલેનના મનને કેવું લાગશે ? એ ...ાં ગયો છે ?"

ગૃહિણી પાલવથી આંખો સાફ કરી બોલી—"એ પાસેના ...રડામાં બેસી ટ્રન્કમાં કપડાં મૂકે છે. બ્હેન ! અહીં આવ, શૈલેનને ... ખાવાનું આપવું પડશે."

"હું એની જ વ્યવસ્થા કરું છું" એમ કહી યશોદા પાસેના ખં-...ાંથી એક થાળમાં થોડી પુરી, ભજીઆં, મીઠાઈ વગેરે લાવી રાખી, ... આસન નાખી પાણી ભરી મૂકી શૈલેનને બોલાવવા ગઇ.

શૈલેને તેને કહ્યું:—"મ્હારે નથી ખાવું." એમ બોલતો બો-...ા તેની સાથે આવીને આસન ઉપર બેઠો. તેનું મુખ શોકાતુર ... ગયું હતું. એક પુરી ભાંગી મુખમાં મૂકતાં મૂકતાં, 'નિધિ–નિધિ' ... તેણે નોકરને બોલાવ્યો.

તારિણીચરણે કહ્યું:—"કેમ ? નિધિનું શું કામ છે ? મ્હેં તેને ... લઇ આવવા મોકલ્યો છે."

શૈલેન બોલ્યો—"ચુની નની કયાં ગયાં ? ફોઇબા! તેમને ...લાવો."

યશોદા બોલી—"હમણાં તું ખા–તેઓ પછીથી ખાશે. ત્હારે ...ની ઉતાવળ છે."

બરાબર આ વખતે જ—'મ્હોટી મા–મ્હોટી મા' બોલતો એક વર્ષનો બાળક આવી એ સ્થળે ઉભો રહ્યો.

'મ્હોટી મા—મ્હોટી મા ! આ જુઓ નની માલી ગાલી—" એમ બોલતો બોલતો ઘરમાં પેસી ગયો. સર્વેનાં મ્હોં ઉપર ચિંતાની છાયા છવાઇ ગયેલી જોઇને બાળક વિશેષ બોલી શક્યો નહિ.

ગૃહિણીએ તેને હાથનો ઇશારો કરી બોલાવ્યો. તે પાસે આવ્યો એટલે કહ્યું—" નની શું કરે છે ? નની ક્યાં છે ? "

" નની—નની—નનીએ શું કહ્યું છે મ્હોટી મા ? એ માલી પેલી ગાલી જે કાકીએ આપીતી તે લઇ ગયો છે. એ જુઓ એ ગાલી લઇને આવે છે."

" ચુની આટલું બોલી રહ્યો એવામાં એક ચાર વર્ષનો બાળક એક લીલા રંગથી રંગેલી ટીનની આગગાડી, અને એક રબ્બરનો કૂતરો હાથમાં લઈ ત્યાં આવ્યો. તે કોઇ પણ વાત સાંભળ્યા સિવાય ઘણા ગંભીર ભાવથી શૈલેન સાથે ખાવા બેઠો.

તેની દેખાદેખીથી ચુની પણ પાસે આવીને ઉભો રહ્યો. શૈલેને એ બન્નેના હાથમાં મીઠાઇના બે કકડા આપ્યા. મીઠાઇ ખાવાના આનંદમાં તેમની તકરાર મટી ગઇ અને નનીએ ગાડી ચુનીને ફેરવવા આપી. યશોદાએ શૈલેનને કહ્યું—" ભાઇ ! ત્હેં તો કાંઇ ખાધું નહિ. હું બીજી મીઠાઇ લાવી આપું છું; તું ઉઠીશ નહિ. "

પરંતુ શૈલેન તરત જ ઉઠી ઉભો થયો. ગૃહિણી બોલી—'છોકરાંએ કાંઇ ખાવા દીધું નહિ. અરે નિધિ ! ત્હારા ભાઇને પાન લાવી આપ ! "

આ સમય દરમ્યાન તારિણી રાય ગાડીનો ગગડાટ સાંભળી બ્હાર ગયા હતા. શૈલેનને અંગરખું, જોડા વગેરે પહેરી બ્હાર જતો જોઇ નનીએ આવી તેને પકડીને કહ્યું:—" કાકા—કાકા ! કાં જાઓ છો ? હું આવીશ ! "

યશોદાએ તેને ખાળામાં લઇ કહ્યું:—"ત્હારી કાકીને તેડવા જાય છે."

આ વાત સાંભળી ચુની અને નની હર્ષાવેશથી નાચવા કૂદવા લાગ્યા: "વાહ–વાહ ! કેવી મઝા ? કાકો આવશે! કાકી શું લાવશે મા ?"

યશોદાએ કહ્યું:–"ત્હારે શું જોઇએ છીએ ?"

ચુનીએ કહ્યું:–"મારે એક ઘોલો જોઇએ છીએ."

નની બોલ્યો:–"મારે લેલવે ગાલી જોઇએ છીએ."

શૈલેન તેમને માટે એ સઘળાં રમકડાં લાવવાનું કહીને પોતાની મા અને ફોઇબાને પ્રણામ કરી વિદાય થયો.

---

# પ્રકરણ ૪ થું

---

## અનંગમોહિની અને મણિ

બીજે દિવસે સ્હવારના લગભગ છ વાગ્યે દીનાનાથ શય્યા ત્યાગ કરી બ્હાર ગયો હતો. તેની સ્ત્રીએ ઉઠી શૈલેનને બોલાવી કહ્યું–"તમે એક વખત થર્મામિટર મૂકી જુઓ. હું હાથ મ્હોં ધોઇને આવું છું."

શૈલેન ગઇ રાત્રે નવ વાગ્યાના સુમારે આવી પહોંચ્યો હતો. તેણે રોગિણીની સ્થિતિ જેટલી ખરાબ ધારી હતી તેટલી ખરાબ નહિ જણાવાથી તે કાંઇક આશ્વસ્ત હતો. પિતાને તેણે તાર કરી દીધો હતો. અનંગમોહિનીને કાલે જ્વર સર્વાંશે ઉતરી ગયો નહોતો, પણ પહેલાંના કરતાં સહજ ઓછો હતો. રાત્રે ઊંઘ પણ આવી હતી, શૈલેનને હજી સુધી તેની પાસે બેસી વાત કરવાનો વખત મળ્યો નહોતો. તેથી આ વખતે તે તેની પાસે જઇ બેઠો. અનંગમોહિની આંખો

ઉઘાડી તેના મ્હોં તરફ જોઇ રહી તથા તેનો હાથ પકડવા માટે તેણે પોતાનો હાથ લાંબો કર્યો. શેલેને એક હાથમાં તેનો હાથ લઇ બીજે હાથ તેના મ્હોં અને કપાળ પર મૂકી પૂછ્યું–" કેમ છે અનંગ? હમણાં તો તાવ થોડો જણાય છે."

અનંગમોહિનીએ પતિનાં નેત્રો સાથે નેત્રમિલન કરી કહ્યું:– "કાલે રાતના આવેલા હોવા છતાં અત્યાર સૂધી કેમ મ્હારી પાસે આવ્યા નહિ? ગઇ કાલની સ્હાંજથી હું તમારી રાહ જોતી હતી. જ્યારે જ્યારે ગાડીનો ગડગડાટ સંભળાતો ત્યારે ત્યારે મ્હને એમ ભણકારા લાગતા કે તમે આવ્યા! પછી રાત્રે નવ વાગ્યે તમારો અવાજ સાંભળી મનને શાન્તિ વળી. ત્યારથી તમારા શરીરને એક વખત સ્પર્શ કરવાનું મન થયા કરતું હતું; પણ તમે તો મ્હારી પાસે આવ્યા જ નહિ."

શેલેન દુ:ખિત થઇ બોલ્યો:–" ત્હારી પાસે મા હતાં તેથી હું આવ્યો નહિ. હું અત્રે આની ઘણા સમય સૂધી આ ખુરસીપર બેસી રહ્યો હતો."

"એ હું નથી જાણતી કે?"

"ન કેમ જાણે? ઠીક, આ થર્મોમિટર બગલમાં મૂક જોઇએ."

"ના, હું નહિ મૂકી શકું–હું હાથ ઊંચો કરી શકતી નથી."

શેલેન થર્મોમિટર અનંગમોહિનીની બગલમાં મૂકી ઘડીઆળ જોવા લાગ્યો. અનંગમોહિનીએ કહ્યું:–" તાર વાંચીને બધાં ઘણાં ગભરાઇ ગયાં હશે?"

"હા, ઘણાં ગભરાઇ ગયાં હતાં. બા તો રડવા લાગી હતી."

"બાને હવે કેમ છે? મ્હારા આવ્યા પછી તેમને ઘણું કષ્ટ વેઠવું પડ્યું હશે?"

"તેમની સ્થિતિ પ્રથમના જેવી જ છે."

"હવે પગે કોણ દવા ચોળે છે?"

"દાસી ચોળે છે; પણ તું નથી ચોળતી તેથી તેમને ઠીક નથી લાગતું."

"ચુની નની શું કરે છે?"

"તેઓ ખુશીમાં છે."

"તેમને માટે મ્હને બળ્યું કાંઇનું કાંઇ થાય છે."

"તેમણે રમકડાં લાવવા કહ્યું છે."

"કોણે શું લાવવા કહ્યું છે?"

"ચુનીએ એક ઘોડો માગ્યો છે અને નનીએ એક ઘેલવે ગાલી માગી છે."

આ ઉત્તર સાંભળી અનંગમોહિની હસી. તેનું મન તેમની સાથે રમવા અધીર થયું. તે બોલી:–"હું કેટલા દિવસમાં સારી થઇશ? હવે હું આવી રીતે સૂઇ રહી શકતી નથી."

"કેમ ચુની નની સાથે કુદમકુદા કરવાની ઇચ્છા થઇ છે કે?"

અનંગમોહિનીએ કૃત્રિમ વિરક્તિ દર્શાવી કહ્યું:–"હા–હું તો કુદમકુદા જ કરું છું ને? જાઓ તમે."

"ઠીક હમણાં જઇશ. થર્મોમિટર આપ જોઇએ."

"ના,–હું નહિ આપી શકું, તમે તમારે હાથે લ્યો. તમે ઘણા દુષ્ટ છો!"

સૈલેન થર્મોમિટર જોઇ બોલ્યોઃ–"જ્વર કમી છે–હમણાં ૧૦૧ ડિગ્રી છે."

અનંગમોહિનીએ કહ્યું:–"કાલે સવારે ૧૦૩ ડિગ્રી હતો."

"આજે તો તેનાથી ઘણો જ ઓછો છે."

આમ કહી શૈલેન એક ચોપડી ઉપર જ્વરની ડિગ્રિ લખી રાખી બોલ્યોઃ–" હમણાં દવા નથી પીવી ?"

"ઘણી દવાઓ પીધી છે. હવે દવા પીતાં ઘણું દુઃખ થાય છે. મા આપશે એટલે પીશ."

અનંગમોહિનીએ આ વાક્ય ઉચ્ચાર્યું એવામાં ગૃહિણીએ ઓરડામાં આવી તેને દવા પાઇ. દીનાનાથે પણ ઘેર આવી તાવની સ્થિતિ જોઇ પેલી ચોપડી હાથમાં લઇને કહ્યું:–"ડૉક્ટર કહેતા હતા કે, હવે કાંઇ ભય જેવું નથી; પણ આરામ થતાં વખત લાગશે. હવે જો ઉથલો ન ખાય તો સારું."

દીનાનાથ આ વાત કરીને બ્હાર ગયો. શૈલેન પણ તેની સાથે બેસવાના ઓરડામાં ગયો. મણિ ત્યાં હતો! દીનાનાથે તેને પૂછ્યું:– "ડૉક્ટર આજે ક્યારે આવશે ? કાલે શું કહી ગયા છે ?"

મણિએ કહ્યું:–"તેમને આવતાં આજે નવ વાગશે. વળી જે દવા આપી છે તે દવા જ ચાલશે."

આ વખતે પેલો એમ, બિ, વિદ્યાર્થી સુધીર "મણિ–મણિ" બોલતો એ સ્થળે આવ્યો.

દીનાનાથે તેને જોઇને કહ્યું:–"આવ ભાઇ! શૈલેન્દ્રનાથ કાલે રાત્રે આવ્યા છે. ઠીક, કાલે તાવ ઓછો હતો અને આજે વધારે કેમ આવ્યો ? ટૅંપરેચર બે વખત વધી ગયું હતું."

સુધીરે કહ્યું:–"એમ થાય જ. એથી કાંઇ ગભરાવાનું કારણ નથી. નાડી કેવી ચાલે છે તે એક વખત જોઉં છું. તમે પણ ચાલોને શૈલેન!"

પછી દીનાનાથ આગળ આગળ ચાલવા લાગ્યો. મણિ, શૈલેન અને સુધીર તેની સાથે રોગીની પથારી પાસે ગયા. સુધીરે ઘણા

સમય સુધી નાડી તપાસી અને એ સ્થળે કાંઇ પણ ન બોલતાં. બેઠકખાનામાં આવી દીનાનાથને કહ્યું:–"નાડી ઘણી મંદ ચાલે છે. કાલે તાવ બે વખત વધ્યો હતો. ટાઇફાઇડ જ્વર છે એમાં કાંઇ સંદેહ નથી; છતાં ચિંતા કરવાનું કારણ નથી. આરામ થતાં વખત લાગશે. હવે નાડી આથી વિશેષ દુર્બળ ન થઇ જાય એટલા માટે દવા આપવી પડશે. ટેંપરેચર કમી થવાથી કાંઇ હરકત નથી. નાડી ખૂબ જલદ થઇ ટેંપરેચર કમી થાય એ વળી વિશેષ ખરાબ છે. એટલા માટે સ્ટિમ્યુલેન્ટ આપવું પડશે."

દીનાનાથ આ વાત સાંભળી ગાઢ નિશ્વાસ મૂકી ચાલ્યો ગયો. સુધીરે શૈલેન તરફ જોઇને કહ્યું:–"શૈલેન્દ્રનાથ! ભય રાખવાનું કારણ નથી. તેઓ સામાન્ય વાતથી પણ ડરે છે. તેમનું હૃદય અબળા જાતિના હૃદય જેવું કોમળ છે. કાલે જ તેઓ ટાઇફાઇડ જ્વરની વાત સાંભળી રડી પડયા હતા."

શૈલેન પોતાના મનનો ભાવ છુપાવવા બોલ્યો:–"પરંતુ મનુષ્યે કોઇ કોઇ વખતે વજ્ર કરતા પણ કઠિન હૃદય કરવું પડે છે."

સુધીરે કહ્યું:–"એ હું જાણું છું. ભવભુતિ કહે છે કે, લોકોત્તર પુરુષોનું એ એક લક્ષણ છે."

મણિ શ્લોક બોલી ઉઠયો:—

"वज्रादपि कठोराणि मृदुनि कुसुमादपि।
लोकोत्तराणां चेतांसि कोनु विज्ञातुमर्हति॥"

સુધીર મણિ તરફ જોઇને બોલ્યો–"તમે ઘણો સારો શ્લોક બોલ્યા. કાવ્ય, નાટક, નવલકથા વગેરે તરફ તમે જેટલું ધ્યાન આપતાં શિખ્યા છો તેટલું ધ્યાન જો બીજા વિષયોમાં આપતા હોત તો તમને બી, એ, માં કોણ નપાસ કરત?"

શૈલેન—વાસ્તવિક છે. તમે ઉપરાઉપરી ત્રણ વખત કેમ નપાસ થયા એ હું સમજી શકતો નથી.

મણિઃ—શું કરું ? બીજા વિષયમાં મ્હને તેવો ટેષ્ટ (રસબોધ) નથી?

શૈલેનઃ—ટેષ્ટ નથી–એટલે નોકરી કરવી પડશે એવી ચિંતા નથી.

સુધીરઃ—મણિ નોકરી શા દુઃખે કરે ? બાપ પાસે ઘણા પૈસા છે.

મણિઃ—તમારા પિતા પાસે પણ ક્યાં ઓછા પૈસા છે ?

શૈલેનઃ—પણ તેથી સુધીરચંદ્રે કાંઇ ઓછો અભ્યાસ કર્યો નથી. હવે તેઓ એમ બી, કે એમ, ડી, થશે. તેઓ સ્વતંત્ર રીતે રોજગાર કરી શકશે. મણિ ! તમે થોડા દિવસ નાટકો અને નૉવેલો વાંચવા બંધ કરી ક્લાસનાં ભણવાનાં પુસ્તકો વાંચો.

મણિઃ—જોઇશ.

શૈલેનઃ—બહુ નાટક–નૉવેલ વાંચવાથી મન અત્યંત senti-mental (ભાવપ્રવણ) અને ચંચળ થઇ જાય છે.

સુધીરઃ—અને નૉવેલના નાયક થવાથી પ્રેમમાં પડવાની ઇચ્છા ઘણી પ્રબળ થાય છે.

આ વાત સાંભળી સર્વ હસી પડયા. શૈલેન હસતાં હસતાં બોલ્યોઃ–“ સુધીરચંદ્ર ! તમો પણ તદ્દન નીરસ નથી. હું ધારતો હતો કે, મડદાંનાં હાડકાં ચુંથી ચુંથીને તમારું મન બહુ કઠિન બની ગયું હશે ! હવે માલૂમ પડે છે કે, તમે એક રસિક પ્રકૃતિના શિક્ષિત યુવક છો ! ”

સુધીરે હસતાં હસતાં કહ્યુંઃ–“ રસ સર્વનામાં થોડા વત્તા પ્રમાણમાં છે. તમારી પ્રકૃતિ વિશેષ રસિક લાગતી નથી.”

આ વખતે એક દાસી આવીને ચ્હા તથા નાસ્તો મૂકી ગઇ. ત્રણે જણે સાથે બેસી નાસ્તો કરવા માંડ્યો.

# પ્રકરણ ૫ મું.

## હારાધન રાય.

દીનાનાથના બંગલાની સ્હામી બાજૂએ રસ્તાથી ઉત્તરાતું એક મ્હોટું બે મજલાનું મકાન હતું. ઘરની સ્હામે એક ન્હાનો ફુલ બાગ હતો. હારાધન ચટ્ટોપાધ્યાય એક્ઝીક્યુટિવ ઇન્જીનીઅર એ મકાનનો માલિક હતો. બાગના દક્ષણાતા ગેટની બન્ને બાજૂએ પાકી દિવાલ હતી. પૂર્વે અને પશ્ચિમે તબેલો, ગાડીખાનું અને ગૌશાળા હતાં. બાગમાં જૂદી જૂદી જાતનાં ફુલ ખીલી રહ્યાં હતાં. ગંધહીન ઉજ્વળ વર્ણનાં વિલાયતી ફુલોની સંખ્યા વિશેષ હતી. બન્ને બાજૂએ બે ક્યારા બનાવી દીધા હતા. વૃત્તાકાર ક્યારાના મધ્યભાગમાં બંને બાજૂએ ગુલાબના છોડ હતા. ફુલના ક્યારાની ચારે બાજૂએ ચતુષ્કોણાકૃતિ લીલા ઘાસના ક્યારા હોઇ તેની ચારે તરફ વેલ, જુઇ, ચમેલીનાં ફુલઝાડ હતાં. ગેટની બન્ને બાજૂએ દિવાલને લગતાં મ્હોટાં બોરસલ્લીનાં વૃક્ષને પુષ્કળ ફુલ ખીલી રહ્યાં હતાં. ગેટથી માંડીને ઘરનાં પગથીઆં સૂધી લાલ રસ્તો બાગની વચ્ચેથી જતો હતો. ઓટલાનાં પગથીઆં ઉપર બન્ને બાજૂએ કુંડાંમાં વિલાયતી તાલજાતના છોડ ( Ornamental Palm ) હતા.

ગૃહસ્વામી હારાધનને કેટલોક શૉખ હતો. તેમાં ફુલબાગનો શૉખ મુખ્ય હતો. સ્હવારે અને સ્હાંજે આ બાગમાં તે જોવામાં આવતો હતો. એક-આઠ હાથ લાંબુ ધોતીયું પહેરી, એક કફની શરીર ઉપર નાખી, લાંબી ચાંચવાળા જોડા પહેરી તે બાગમાં ફરતો હતો. કોઇ વિષયમાં આગળ પડતો તે જોવામાં આવતો નહિ. ઇશ્વરે પણ તેના મનનો ભાવ પ્રથમથી સમજી જઇને તેનું શરીર બહુ લાંબુ પહોળું બનાવ્યું નહોતું; કારણ કે એવું શરીર બનાવ્યું હોત તો

પહેરવાનું કપડું ઘણું વપરાત. તેના માથાપર વાળ પણ વિશેષ નહોતા; કારણ કે જો વિશેષ વાળ હોત તો તેલનું ખરચ કરવું પડત. તેના દાંત ઘણે ભાગે પડી ગયા હતા, કેવળ આગળના બે ત્રણ દાંત હતા. તેણે એક સેટ દાંત બંધાવી આણ્યા હતા; પરંતુ ઘસાઇ જવાના ભયથી તે તેનો હમ્મેશાં ઉપયોગ કરતો નહિ. ગાડીની જે વાત કહેવામાં આવી છે તે ગાડી પણ ન્હાની એક ટમ ટમ હતી અને જે ઘોડો હતો તે ફક્ત એજ ગાડી તાણે એવો વાછરડાથી સહજ મ્હોટો હતો. હારાધન કહેતોઃ—"મ્હારું શરીર બહુ હલકું છે—ફક્ત એક મણ દશ શેર છે, મ્હારે મ્હોટા ગાડી ઘોડાની શી જરૂર છે?" ખરી વાત એ હતી કે, ન્હાનો ઘોડો ખાય ઓછું અને એક ગાડીવાનથી જ સઘળું કામકાજ ચાલે. એ ગાડીવાનને બાગના માળીનું કામ પણ કરવું પડતું તથા જરૂરી પ્રસંગે કંટ્રાકટરોના મજુરો આવીને બાગના કુલીઓનું કામ કરી જતા હતા.

ઘરના ઓટલા ઉપર એક ગોળ ટેબલ, ચાર હાથા વગરની ખુરસીઓ અને બે બાંકડા મૂકવામાં આવ્યા હતા. ઘરમાં પ્રવેશ કરતાં જ બેઠકખાતું હોઇ ત્યાં ત્રણ આલમારી, એક ચતુષ્કોણાકૃતિ મ્હોટું ટેબલ અને કેટલીક ખુરસીઓ હતી. ઘરની દિવાલપર કેટલીક છબીઓ અને ત્રણ નકશા ટાંગેલા હતા.

હારાધન એક વૈદિક હિન્દુ અર્થાત વેદને માનનાર હતો; પરંતુ હિંદના બીજા કોઇ શાસ્ત્રને તે માનતો નહોતો, એક વખતે એ ઘણો લિબરલ હતો અર્થાત્ કાંઇ માનતો નહોતો, પછી બૌદ્ધધર્મની આલોચના કરીને કેટલાક દિવસ બૌદ્ધમતાવલંબી બન્યો હતો. હમણાં એ ખરેખરો હિન્દુ થયો હતો; તેના ચિહ્ન તરીકે માથા ઉપર ન્હાની ચોટલી રાખી હતી. વારંવાર ઉપરી સાહેબો

વગેરેને એ શિખા બતાવી પોતાના બ્રાહ્મણત્વનો ગર્વ કરતો હતો. વેદ સંબંધી કેટલાંક અંગ્રેજી પુસ્તકો તેણે કબાટમાં રાખ્યાં હતાં. અવસર મળતાં તે એ સંબંધી ચર્ચા કરતો હતો અને કેટલાક સારા માણસો આવતા ત્યારે વૈદિક શોધખોળ સંબંધી વાદવિવાદ કરતો હતો. એક કબાટમાંથી બુદ્ધદેવની એક પત્થરની મૂર્તિ અને બીજી કેટલીક પત્થરની મૂર્તિઓ ઓઢીઆથી લાવીને રાખી હતી. બેઠકખાનાની દિવાલ ઉપર "सत्यं परं धीमहि" "सर्वं खल्विदं ब्रह्म," "अहिंसा परमो धर्मः" આવાં કેટલાંક વાકયાત્થ Motto ) મ્હોટા મ્હોટા છાપેલા અક્ષરમાં ફ્રેમમાં બેસાડી ટાંગી રાખ્યાં હતાં.

ચાર વાગ્યાનો વખત થયો હતો; પરંતુ ફાગણ માસનો દિવસ હોવાથી હજી પણ ઘણો સખ્ત તાપ જણાતો હતો. હારાધન પોતાના બેઠકખાનામાં બેસી મળવા આવેલા કેટલાક સભ્યલોક સાથે વાતચિત કરતો હતો. પશ્ચિમ દિશાના બારણા ઉપર અને બારીએ ખસના પર્દા ઝુલી રહ્યા હતા. એક છોકરો પંખો તાણતો હતો. હારાધન ટેબલની પાછળ એક ખુરસી ઉપર બેઠો હતો અને આવેલા ત્રણ સભ્ય ગૃહસ્થો તેની જમણી બાજૂએ યથાક્રમે બેઠા હતા. અત્રે જે કાંઇ કહેવામાં આવ્યું છે તેથી પાઠક પાઠિકાના મનમાં હારાધનની છબી ઘણે અંશે અંકિત થઈ હશે; છતાં એક બે વાતો કહેવાથી એ છબી વિશેષ સ્પષ્ટ થશે. તેના મુખ ઉપર દાડી મુછો નહોતી. માથાપરના વાળ સફેદ હોઇ મુખ સર્વદા હસતું હતું; પણ સર્વે કહે છે કે, એ હાસ્યની અંદર જલેબીના ચક્કર જેવી બુદ્ધિ હતી. હારાધનનું બે વિષયમાં વિશેષત્વ જોવામાં આવતું હતું. વાત કહેતાં કહેતાં તે વકતવ્ય વિ- ષય કાગળ ઉપર પેનસિલ ફેરવીને અથવા તો જમીન ઉપર લાકડી કિંવા બીજી કોઇ વસ્તુ ફેરવી આંકી બતાવવાનો યત્ન કરતો અને પોતાના કોઇ પ્રકારના વિશેષ અભ્યાસને એકાએક સાધારણ અભ્યા-

સમાં ફેરવી દેતો હતો. મહિનામાં કોઇ રવિવારે શૉખથી તેણે નિરામિષ આહાર કર્યો હતો; છતાં સર્વને તે એમ કહેતો કે, ' હું રવિવારે માંસ ખાતો નથી."

હારાધન પોતે પાન તમાકુ ખાતો નહોતો તો પણ કોઇ ગૃહસ્થ આવે તો પાન તમાકુ આપી આદર સન્માન કર્યા વગર રહેતો નહિ. ઉપરોક્ત ત્રણ ગૃહસ્થોને ઉદ્દેશી તે કહેવા લાગ્યોઃ—" આપ આવી ગરમીમાં આવ્યા છો તેથી બહુ કષ્ટ થયું હશે—અરે જગુ ! અરે રઘુ !"

અવાજ સાંભળી બન્ને છોકરા હાજર થયા. તેઓ ઘણે ભાગે સરખી ઉમ્મરના હતા. તેઓ હારાધન સાથે ઢોઢીઆથી આવ્યા હતા. હારાધન લાયક ઉમ્મરના એક નોકરને બદલે બે ન્હાની ઉમ્મરના છોકરાને નોકર રાખવાનું પસંદ કરતો હતો; કારણ ખોરાકી ઓછી વપરાય અને એક જણને બદલે બે નોકરનું કામ કરાવી શકાય. એ યુગલ મૂર્તિને તેણે કહ્યું:—" જાઓ એક જણ હુક્કો ભરી લાવો અને એક જણ પાન લેવા જાઓ."

" જેવી આજ્ઞા " બોલી બન્ને બાળક અદૃશ્ય થયા.

જે ત્રણ સભ્ય ગૃહસ્થો આવ્યા હતા તેઓ એક વિષયમાં સરખા હતા. તેમની ત્રણેની મુછો એક સરખી ઉજ્વળ કૃષ્ણવર્ણ અને ઘણી તેજદાર હતી. જગુએ પાન આણી આપ્યાં એટલે ત્રણે જણાએ પાન મ્હોંમાં મૂકી ચાવવા માંડયાં. તેમની ત્રણ જોડ મુછોએ આકાશમાં શ્રેણીબદ્ધ થઇ ઉડતાં ત્રણ કાળાં પક્ષીની પક્ષશોભા ધારણ કરી.

આગંતુકોમાંથી લલિતનાથ નામના ગૃહસ્થે કહ્યું:—" કાળિદાસે અમને મોકલ્યા છે. તેઓ ફાગણ માસમાં તેમની પુત્રીનો આપના પુત્ર સાથે વિવાહ કરવા ઇચ્છે છે."

હારાધને હસતાં હસતાં કહ્યુઃ–" એ વાત તેમણે પોતે મ્હને કેટલાક દિવસ ઉપર કરી હતી; પરંતુ લલિતનાથ ! મ્હેં તેમને તે વખતે જ કહ્યું હતું કે, મ્હારો પુત્ર હમણાં વિવાહ કરવા બિલ્કુલ રાજી નથી. "

અવિનાશ રાય નામનો બીજો ગૃહસ્થ બોલ્યોઃ–" કેમ ? તમારા ચિરંજીવીએ એમ, બિ, ની પરિક્ષા આપી છે. હવે નારાજીનું શું કારણ છે ? "

હારાધને પ્રથમની માફક હસતાં હસતાં કહ્યું:–" એમ, બિ, પાસ કર્યા પછી એમ, ડી, પાસ કરી અભ્યાસ પૂરો કરીને વિવાહ કરવાની તેની ઇચ્છા છે. આ હુકકો આવ્યો–નરેશચંદ્ર હુકકો પીઓ."

નરેશચંદ્રે હુકકો હાથમાં લઇ કહ્યું:–" છોકરાનો મત તો જાણ્યો. હવે આપનો મત શો છે તે એક વખત જણાવો જોઇએ, હારાધન રાય ! "

હારાધનરાયે કહ્યું:–" છોકરાનો મત એ જ મ્હારો મત, પણ છોકરાની માનો મત વિવાહ જલ્દી કરવાનો છે. "

નરેશરાયે હસતાં હસતાં કહ્યું–" ગૃહિણીનો એવો મત થયો છે ત્યારે આપનો એવો મત થતાં ઢીલ નહિ થાય. "

અવિનાશ બોલ્યોઃ–" અને જો તેમ થાય તો છોકરાનો મત થયા વગર નહિ રહે. છોકરો કાંઇ આપના કહ્યા બ્હાર નથી."

નરેશ રાયે અવિનાશ રાયના હાથમાં હુક્કો આપી કહ્યું:–" ખરૂં છે. શૈલેન્દ્રનો વિચાર પણ થશે જ. હું એને ઓળખું છું; પરંતુ હારાધન રાય ! મૂળ વાત કહો જોઇએ ! કેટલા હજાર જોઇએ છે ? "

હારાધન મનવગરનું હસી બોલ્યોઃ–" રામ રામ ! પૈસાની વાત શામાટે કરો છો ? ઘણી બાબતોમાં આધુનિક લોકમત સાથે મ્હારો મત મળતો થતો નથી. ઠીક, કન્યા દેખાવમાં કેવી છે ? "

લલિતનાથે કહ્યું:–" કન્યાનું મુખ, નાક, નેત્રો એ સર્વ સુંદર છે. શરીરનો રંગ સર્વાંશે ગોરો નથી; પણ ખુલતો ઘઉંવર્ણો છે."

હારાધનઃ—એમાં કાંઇ દોષ નથી. બંગાળી સ્ત્રીઓ વિલાયતી મેમસાહેબોના જેવી ગોરી હોવાની આશા રાખવી વૃથા છે. આ જે હિન્દુજાતિ જુઓ છો એની અંદર પ્રાચીન આર્યરક્તનાં કેટલાં બિંદુ છે ?"

આમ કહી કાગળ ઉપર પેનસિલથી લીટી દોરી તે બતાવી કહેવા લાગ્યો:–" આ જુઓ. આ સરળ રેખાથી જો બંગાળી લોહી હોય તો તેનો આ ઘણો ન્હાનો અંશ આર્યલોહી છે. એક લાખ બિંદુઓએ એક બિંદુ."

અવિનાશે કહ્યું:–" બ્રાહ્મણ જાતિમાં બીજી જાતિનું લોહી ભળ્યું છે કે ?"

" ભળ્યું છે, બીજું શું ? બ્રાહ્મણ કોને કહો છો ? આપણા પૂર્વજો આર્યો જ્યારે મધ્ય એશિયામાં હતા ત્યારે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ સઘળી જાતિમાં ભેદ નહોતો. વેદમાં લખ્યું છે કે, વિષ્ણુએ ત્રણ જગ્યાએ પગ મૂકયો હતો તેથી તેમનું એક નામ "ત્રિવિક્રમ" પડ્યું. એ ત્રણ જગા કયી ? આ જુઓ–( કાગળ પેનસિલ લઇને ) આ મધ્યએશિયા—આ પંજાબ—આ આર્યાવર્ત્ત. આપણા આર્ય પૂર્વપુરુષો પ્રથમ મધ્ય એશિયામાં હતા, પછી પંજાબમાં આવ્યા, પછી આર્યાવર્તમાં આવી ઉપનિવેશ સ્થાપન કર્યા. ત્રિવિક્રમ શબ્દથી એમ સમજાય છે."

અવિનાશ—મધ્ય એશિયામાં હતા તેનું પ્રમાણ શું છે ?

" પ્રમાણ—અખંડનીય પ્રમાણ છે. કશ્યપ મુનિનું નામ તો તમે સાંભળ્યું છે. એ કશ્યપ મુનિના નામથી કાશ્યપ ગોત્ર થયું છે. અમારું

એજ ગોત્ર છે. એ કશ્યપ દેવતા–અસુરોના પિતા અર્થાત્ સવ ના આદિ પુરુષ હતા. એ કશ્યપ ઋષિ કયાં રહેતા હતા? તેમના નામ ઉપરથી કાસ્પિયન સમુદ્ર ( Caspean Sea ) નામ પડયું છે. કાસ્પિયન સમુદ્રને કિનારે તેમનો આશ્રમ હતો. એ સ્થળે એમનો યજ્ઞકુંડ હજી સુધી જણાય છે. એ યજ્ઞકુંડ હમણાં હમણાં એક લવણના ગોળામાં પરિણત થયો છે. ટિબેટમાંથી ઘણી પ્રાચીન પોથીઓ મળી આવી છે. તેને ટેન્ગુર કહે છે. અમારા એક મહામહોપાધ્યાય પંડિત એ પ્રાચીન પોથીઓનું લખાણ વાંચવા શક્તિવાન્ થયા છે; એમાંથી આ સઘળા જુના વિષયોની માહિતી મળી છે. આ માહિતી જલ્દી છપાવવમાં આવશે."

નરેશચંદ્રે કહ્યું—"પરંતુ અમે તો એમ જાણીએ છીએ કે, દેવતા સ્વર્ગમાં રહે છે. સ્વર્ગ કયાં છે ?"

હારાધન—સ્વર્ગ આકાશમાં નથી; આ પૃથ્વીમાં છે. કોઇ કોઇ પંડિત વેદમાંથી પ્રમાણ દર્શાવી કહે છે કે, સ્વર્ગ મૅંગોલિયામાં હતું; પણ હું તે માનતો નથી. સ્વર્ગ હિમાલયની નજીકમાં છે; કારણ કે પાંડવો સ્વર્ગમાં જતી વખતે હિમાલયના માર્ગમાં લય પામ્યા હતા–કેવળ એક યુધિષ્ઠિર સશરીરે સ્વર્ગમાં ગયા હતા; એ વાત સર્વ જાણે છે. હવે સ્વર્ગ જ્યારે હિમાલયની નજીક છે ત્યારે કયી દિશાએ હોવું જોઇએ? મ્હારા મત પ્રમાણે તો આજે બ્રહ્મદેશમાં અમરાપુરી છે, એ જ સ્વર્ગ છે. તેની બીજી એક વિશેષ સાબિતી એ છે કે, સ્વર્ગમાં ઇન્દ્રનો ઐરાવત હાથી હતો; તેના નામ ઉપરથી જ ઇરાવતી નદી નામ પડ્યું, સમજ્યા ?"

નરેશ—હા, હવે બરાબર સમજ્યો.

"બહુ સારું. વળી બીજી રીતે વિશેષ સ્પષ્ટતાથી સમજાવું." આમ કહી હારાધને કાગળ ઉપર પેનસિલથી હિમાલય, બ્રહ્મ-

દેશ, અમરાપુરી અને ઇરાવતી નદી આંકી બતાવ્યાં.

અવિનાશે તે જોઇને કહ્યું:—"ચોખ્ખું દીવા જેવું દેખાયું. એક ગ્લાસ પાણી પીવા મંગાવો. આપ તો સર્વજ્ઞ જણાઓ છો."

"એ રઘુ! પીવાનું પાણી લાવ—પણ ફક્ત પાણી જ પીશો? કાંઇ મિઠાઇ બિઠાઇ લાવી આપે?"

"જી ના, માફ કરો." આમ કહી આવનારે રઘુ એકનું આણેલું પાણી પી લીધું. હારાધને તેના હાથમાં આ પાન આપી કહ્યું:—"ઠીક, હું શી વાત કરતો હતો? આર્યલોકો જ્યારે મધ્ય એશિયામાં હતા ત્યારે તેમનામાં બિલકુલ જાતિભેદ નહોતો. ભારતવર્ષમાં આવીને વસ્યા પછી સમાજમાં જાતિભેદ પ્રચલિત થયો. ભારતવર્ષના આદિમ નિવાસી–અનાર્ય લોકોની સાથે ધીમે ધીમે આર્યલોકનું લોહી ભળવા લાગ્યું. એ અનાર્ય લોક કૃષ્ણવર્ણ જાતિના હતા અને આર્યલોક તેમને શૂદ્ર, દાસ એવા નામથી ઓળખતા. એથી વખત જતાં તેમની સાથે આર્ય લોકનો વિવાહ સંબંધ થવા લાગ્યો. તેને પરિણામે આર્ય લોકનો વર્ણ કાળો થવા લાગ્યો. પ્રથમ આર્ય લોક શ્વેત વર્ણના હતા; કારણ તેઓ શીતપ્રધાન (ઠંડા) દેશના લોક હતા. રામાયણના યુગથી જાણી શકાય છે કે, રામચન્દ્રનો વર્ણ 'નવદુર્વાદલશ્યામ' હતો અર્થાત વખતે આર્યોની સાથે અનાર્યનું લોહી ઘણું ભળી ગયું હતું. પછી મહાભારતના યુગમાં કૃષ્ણદ્વૈપાયન, કૃષ્ણ, દ્રૌપદી વગેરે સર્વ ઘણાં જ કાળાં 'નવઘનશ્યામ' હતાં અર્થાત્ તે વખતે આર્ય જાતિની સાથે અનાર્યનું લોહી સર્વાંશે ભળી ગયું હતું, સમજ્યા કે?"

નરેશ:—હજી હું સર્વાંશે સમજી શક્યો નથી; એક ખટકો રહે છે. રામાયણના યુગમાં રામ હતા કાળા, પણ તેમના ભાઇ લક્ષ્મણ તો ગોરા હતા ને? અનાર્યનું લોહી શું કેવળ રામની અંદર વિશેષ

ભળ્યું હતું ? મહાભારતના સમયમાં વ્યાસ હતા કાળા, પણ તેમનાં માતુશ્રી સત્યવતી ઘણાં સુંદર હતાં. તેમનું રૂપ જોઇને પરાશર ઋષિ ભાન ભૂલ્યા હતા. સત્યવતી એક ધીવરનાં પુત્રી હતાં. ધીવર આર્ય હતા કે અનાર્ય ? કૃષ્ણ હતા ઘણા કાળા, પરંતુ રાધિકાજી હતાં અતિ સુંદર; તેઓ ગોપ કન્યા હતાં. અરણ્યવાસી ગોપ આર્ય હતા કે અનાર્ય ?

હારાધન:—નરેશ રાય ! એ સઘળી જાતિતત્વની વાત ઘણી રહસ્યપૂર્ણ અને ગંભીર છે. સોસીઓલોજી અને બાઇઓલોજીનો અભ્યાસ કર્યા સિવાય એ સમજી શકાય તેમ નથી. ધારો કે એક છોડને બે ફૂલ થાય છે; તેમાં એક થાય છે ધોળું અને એક થાય છે લાલ. આ જુઓ, મ્હારા બાગના ગેટ ઉપર એવાં ફુલ છે."

નરેશ—એમ હશે, આપણા દેશમાં કેટલાક લોક કાળા અને કેટલાક ગોરા હોય છે એ આપણા દેશનાં હવાપાણીનો ગુણ નહિ તો બીજું શું છે ? છોડનાં ફુલ પછી જુઓ.

હારાધન:—કેવળ હવા પાણીનો ગુણ કહેવાથી ચાલે તેમ નથી. એમાં પણ કેટલાક factor (વિવેચ્ય વિષય) છે. એ સઘળું સમાજતત્ત્વ જાણવાથી સમજી શકાય તેમ છે. બ્રાહ્મણની અંદર અનાર્યનું લોહી ભળી ગયું છે એમાં સંદેહ જેવું કાંઇ નથી; નહિ તો દુર્વાસા, વ્યાસ એ સઘળા ઋષિ કેમ કાળા હતા ? એ સઘળું ઐતિહાસિક સત્ય છે, સમજ્યા ?

અવિનાશ—એ પણ દીવા જેવું સ્પષ્ટ જણાય છે. આપની ઐતિહાસિક શોધ ખોળ પ્રશંસનીય છે. એક વખત તમાકુ લાવવા કહો."

"અરે રઘુ ! ગડાકુ આપી જા. આપને પ્રાચીન ઇતિહાસની એક

આશ્ચર્યજનક વસ્તુ જોવી છે? ઠીક, હું બતાવું છું."

આમ કહી હારાધન રાય, પોતાની સ્હામેનું કાચના બારણાનું કબાટ ઉઘાડી એક મ્હોટો લાંબો પત્થર દેખાડી બોલ્યો:–" આ જુઓ, એક શિલાલિપિ છે. મહારાજ હરિશ્ચંદ્રે વિશ્વામિત્ર મુનિને પોતાનું સમગ્ર રાજ્ય દાનમાં આપ્યું હતું એ તમે સાંભળ્યું જ હશે. આ શિલાલિપિમાં તેનું ઘોષણાપત્ર ( Edict ) છે. ઘણા પ્રાચીન અક્ષરોમાં કોતરેલું છે. એ આજની આધુનિક ભાષામાં નહિ પણ વૈદિક ભાષામાં લખેલું છે. જર્મનીના કોઇ પ્રખ્યાત પંડિતે એનો પાઠોદ્ધાર ( ભાષાન્તર ) કર્યો છે. મ્હેં ઓઢીઆના એક પહાડમાંથી આ શિલાલિપિ શોધી કાઢી એનો ફોટો જૂદે જૂદે સ્થળે મોકલાવ્યો હતો. પૌરાણિક વાતમાં અગાઉ મ્હને બિલ્કુલ વિશ્વાસ નહોતો; પણ હમણાં ઘણાં સત્ય પ્રમાણ મળ્યાં છે તેથી માનું છું. વળી દક્ષિણ અમેરિકામાં બોલિવિયા નામે એક દેશ છે; એ વાત સાંભળી હશે? એ ઠેકાણે હમણાં એક તામ્ર લેખ જોવામાં આવે છે. બલિરાજાએ જે તામ્રલેખ લખી આપી બ્રાહ્મણોને પૃથ્વીનું દાન દીધું હતું એજ એ તામ્રલેખ છે; તેથી જાણવામાં આવ્યું કે બલિવિયા બોલિરાજાનો દેશ છે અને અમેરિકા પાતાળપુરી છે. એ સઘળી બાબતો માટે હવે અવિશ્વાસ કરવા જેવું કારણ નથી."

આમ કહી હારાધનરાયે એક કાગળ ઉપર અમેરિકા અને બોલિવિયા આંકી દેખાડયા.

અવિનાશે કહ્યું:–" આ તો ઘણી આશ્ચર્યજનક વાત છે."

હારાધન રાયે ઉમેર્યું:–" હું એ તામ્રલેખનો એક ફોટો જલ્દીથી મંગાવી એશિયાટિક સોસાયટીના પત્રમાં એ સંબંધી એક લેખ લખીશ."

લલિતનાથે એક નિશ્વાસ મૂકી કહ્યું:–" સાહેબ ! હવે અમારી પેલી મૂળ વાતનો શો ઉત્તર આપો છો ? કાળિદાસને અમે શું કહીએ ?"

હારાધનઃ–હાં–હાં, પેલી વિવાહની વાત કે ? કન્યા કાળી હશે તો તેથી અમને કાંઇ હરકત નથી; પણ વિવાહ કરવાની છોકરાની ઇચ્છા છે કે નહિ એ જાણ્યા પછી હું ખુલાસો કરીશ.

નરેશઃ–કેટલી રકમ હશે તો......

હારાધનઃ–રામ–રામ ! પૈસાની વાત શા માટે કાઢો છો, નરેશ-રાય ? થોડા દિવસ ઉપર કમળાકાન્ત બાબુની પુત્રી કે જે પરમા સુંદરી છે તેને માટે કમળાકાન્ત પોતે આવ્યા હતા. તેઓ દશ હજાર રૂપિયા આપવા તૈયાર થયા હતા. મ્હેં કહ્યું, પૈસાની વાત કાઢશો નહિ. શું હું છોકરો વેચી પૈસા લઉં ?' ખરી વાત તો એ છે કે છોક-રાની હાલમાં વિવાહ કરવાની ઇચ્છા નથી.

નરેશઃ–ત્યારે અમે ફરીથી આવીશું. છોકરાની શી ઇચ્છા છે તે બે ત્રણ દિવસમાં, અમારા ઉપર કૃપા કરી જણાવશો; નમસ્કાર.

લલિતનાથ અને અવિનાશ રાય પણ હારાધન રાયને નમસ્કાર કરી બ્હાર નીકળ્યા. રસ્તા પર ગયા પછી લલિતનાથે કહ્યું:–"નરેશ રાય, શું સમજ્યા ?"

નરેશ હસતાં હસતાં બોલ્યોઃ–" સુંદર કન્યાના જ્યારે દશ હજાર થાય છે ત્યારે કાળી કન્યાના પંદર હજાર થશે."

અવિનાશઃ–વળી કાળી કન્યા હોય તો કાંઇ હરકત નથી, સમજ્યા ને ?"

નરેશઃ–સમજ્યો કેવળ વિશેષ પૈસાની જ જરૂર છે !

અવિનાશઃ–મ્હને લાગે છે કે, વધારે પૈસાના લોભથી એ કાળી

કન્યા શોધે છે; એટલા માટે જ છોકરાની હમણાં વિવાહ કરવાની ઇચ્છા નથી.

લલિતઃ—બરાબર છે. આપ સઘળી વાત દીવાની માફક સ્પષ્ટ સમજી શકયા છો!

અવિનાશઃ—ખરેખર! હું પણ એક તત્વવિશારદ છું. પત્નીતત્વ, નરતત્વ, જાનવરતત્વ અથવા ગમે તે તત્વ હું સહેલાઇથી સમજું છું.

આવી રીતે વાતચિત કરતા હસતા-હસતા તેઓ ગાડીમાં બેઠા.

## પ્રકરણ ૬ ઠું

### હારાધનની ગૃહિણી.

આજે સંધ્યાકાળ પછી હારાધન રાયની સ્ત્રી હરિમતિદેવી અનંગમોહિનીને જોવાને આવી હતી. તેની કન્યા લીલી ઉર્ફે લીલા અનંગમોહિનીની બાળસહિયર હતી. તે પણ તેની માતા સાથે આવી હતી.

" કયાં છે—વિમળાસુંદરી કયાં છે?" આમ કહેતી કહેતી હરિમતિ ધીમે પગલે ઉપર ચઢવા લાગી.

અનંગમોહિનીની માતા વિમળાસુંદરી કન્યાની પાસે બેઠી હતી. તેણે ઉઠી આવીને કહ્યું:—"બ્હેન! આવો, આ ખંડમાં આવો. આવ બ્હેન લીલી! આવ."

હરિમતિ હાંફતી હાંફતી એ ખંડમાં જઇ બોલીઃ—" ઓ બાપ! બંગાળા, બિહાર, ઓઢીઆમાં આવા પ્રકારની સીડી બીજે કોઇ ઠેકાણે નથી; જાણે કે પહાડ ઉપર ચઢવાનું કેમ ન હોય! હવે અનંગમોહિનીને કેમ છે?"

આમ કહી પાસેની એક આરામ ખુરસી ઉપર તે બેસી પડી. વિમળાસુંદરીએ તેના હાથમાં પંખો આપી કહ્યું:—"આજે સ્હવારે પણ ૧૦૪ ડિગ્રી સુધી તાવ આવ્યો હતો; હમણાં ઓછો છે."

આમ કહીને તે હરિમતિ પાસે બેઠી. લીલી અનંગમોહિની પાસે જઈ તેના મ્હોં ઉપર ઝુકી પડી.

હરિમતિને પંખાના પવનથી માથું ઠંડું કરવા દઈ એ સમય દરમ્યાન પાઠક પાઠિકાઓને અમે તેનો પરિચય કરાવીએ.

હરિમતિ પતિની સાથે બંગાળા, બિહાર, ઓઢીઆમાં ફરી હતી. તેની ઉમ્મર હમણાં પચાસેક વર્ષની થવા આવી હતી. માથાના વાળ ઘણે ભાગે પાકી ગયા હતા. દાંત પણ બે એક પડી ગયા હતા; પરંતુ પોષાક–ટાપટીપમાં તે ઉતરે એવી નહોતી. તેનો સ્વામી જ્યારે બિહાર શોણ–કેનલનો ઇન્જીનીઅર હતો ત્યારે તે સ્વામી સાથે પહેલ વહેલી વિદેશ ગઈ હતી. તે વખતે કસબી પહોળી કોરની મ્હોટા પાલવ-વાળી, રેશમી પોતની ઝીણી ઝીણી ટપકીની ગુલાબી રંગની સાડી ખરીદી હતી. એ પચીસ વર્ષ પૂર્વેની વાત હતી; પરંતુ એ સાડી હજી પણ વારંવાર તેના શરીર ઉપર જણાતી હતી. હરિમતિ છેલ્લાં પચીસ વર્ષથી એ સાડીની સંભાળ રાખતી આવતી હતી. એક બિહારની દૂધવાલી દૂધ આપવા આવતી ત્યારે તેને "માજી" કહી બોલાવતી હતી. તેને હરિમતિએ કહ્યું હતું કે, "માજી મત બોલો; મેમસાહેબ બોલો." ત્યારથી તેણે મેમસાહેબના જેવો પોષાક પહેરવાનો આરંભ કર્યો હતો; પણ બંગાળામાં આવ્યા પછી કાળક્રમે ફૅશનમાં ફેરફાર થવાથી તેણે હમણાં સાદી સાડી પહેરી હતી. હારાધન જાહિરમાં જૂદા જૂદા ઉપાયથી પૈસા બચાવવાનો યત્ન કરતો હોવા છતાં ગૃહિણી માટે તે ઘણું વધારે પડતું ખરચ કરતો.

મેમસાહેબ બનતાંની સાથે જ હરિમતિએ ચુસ્ત હિન્દુનો સ્વભાવ, સરળતા, ધર્મવિશ્વાસ અને સામાજિક આચાર-નિયમ એ સર્વેનું શોણ કેનલમાં વિસર્જન કરી દીધું હતું. પછી ચુસ્ત હિન્દુની અફવા ઉડાવી તેનો સ્વામી જ્યારે વૈદિક હિન્દુ બન્યો ત્યારે સાથે સાથે તે પણ ચુસ્ત હિન્દુ બની. તે હમણાં ઠાકોર-દેવતાને માનતી હતી; પણ તેના આચાર વ્યવહારમાં કાંઇ વિશેષ ફેરફાર થયો નહોતો; તેનું એક ખાસ કારણ પણ હતું. તેની મ્હોટી કન્યા ડૉલી સાથે વિવાહ કરીને તેનો જમાઇ બૅરિષ્ટરનો અભ્યાસ કરવા વિલાયત ગયો હતો. અભ્યાસ પૂરો કરીને તે એક વર્ષમાં પાછો ફરવાનો હતો. હરિમતિ એ બૅરિષ્ટર સાહેબની સાસુ થવાનો દાવો રાખી કહેતી કે, 'સર્વાંશે મેમસાહેબ ન થવાય તો થોડા અંશે પણ થઇ રહેવું જરૂરનું છે.'

પ્રથમ કહેવામાં આવ્યું છે કે, દીનાનાથની કન્યા અનંગમોહિની સાથે હારાધનના પુત્ર સુધીરના વિવાહની વાત થઇ હતી. ઘણા કાળથી આ બે પરિવાર વચ્ચે ગાઢ સંબંધ હતો. વિશેષમાં કેટલાંક વર્ષથી હારાધનની ઓઢીઆથી બદલી થવાથી તે કલકત્તાના મકાનમાં આવી રહેતો હતો; છતાં આવા ઘરોબાવાળા પાડોશીને ઘેર આવતી વખતે પણ હરિમતિએ પોતાના પહેરવેશમાં કાંઇ ઓછી ટાપટીપ કરી નહોતી.

તેણે એક ઝીણા પોતની લાલ રંગની રેશમી સાડી પહેરી હતી. શરીરે રેશમી જૅકેટ અને પગ ઉપર મોજાં તથા સ્લીપરો પહેર્યાં હતાં. ઘરેણાં પણ બરાબર પહેર્યાં હતાં—જેવાં કે માળા, ચુડી, બ્રૅસલેટ, દોરો, ત્રણ પ્રકારના હાર અને નેકલેસ, બે પ્રકારના ચંદનહાર વગેરે વગેરે.

પંખાના પવનથી હરિમતિ સ્વસ્થ થઇ બોલીઃ-" આહ, હવે છાતીની ગભરામણ મટી. શું કહ્યું, તાવ ઓછો છે? સુધીર કહેતો

હતો કે તાવ બે વખત વધી જાય છે."

હરિમતિ અનુનાસિક સ્વરે વાતચિત કરતી અને હસવાને સમયે એક હાથ મુખ ઉપર રાખતી, કારણ કે તેના આગળના ત્રણ દાંત વાત કરતી વખતે બ્હાર ડોકીઆં કરતા હતા.

તેની વાતના ઉત્તરમાં વિમળાસુંદરીએ કહ્યું:–"તાવ વધતો જાય છે ખરો; આ જુઓ, નોટમાં લખી રાખ્યું છે."

"નોટમાં શું જોવાનું છે? સુધીરે મ્હને સઘળી વાત કહી છે. આજે કેટલા દિવસ થયા?"

"આજે તેરમો દિવસ છે; કાલે થશે ચૌદ દિવસ."

"સુધીર કહેતો હતો કે, ચૌદમે દિવસે તાવ જશે; નહિ તો એકવીસ દિવસ સુધી ચાલશે."

"ખરું છે, ડૉકટર પણ એવું જ કહેતા હતા. તમારો સુધીર પણ ઘણો હોશિયાર ડૉકટર થયો છે, બ્હેન! ઇશ્વર તેને દીર્ઘાયુ કરો. ઘણો સારો છોકરો છે."

"એને એક વાર શુભાશીર્વાદ આપો."

"એક વાર નહિ પણ એકવીસ વાર આપું છું. અમારી દશા તો તમે જાણો જ છો."

"હા, સારી રીતે જાણું છું, આજે સર્વ જીવતાં હોત તો બાળબચ્ચાંથી તમારું ઘર ભરાઇ જાત. હમણાં છોકરામાં એક મણિ અને દીકરીમાં આ અનંગ છે."

વિમળાએ આંખો લુંછતાં લુંછતાં કહ્યું—"એમનો પણ શો ભરોંસો? એ તો તદ્દન પાગલ જેવા થઈ ગયા છે. મણિ લખવું વાંચવું બરોબર કરતો નથી, તે પરીક્ષામાં નપાસ થયો તેથી એમના શોકનો પાર રહ્યો નથી. હું કહું છું હવે ભણવા ગણવાથી શો લાભ

થશે? પરીક્ષા પાસ કરવાથી પણ શો ફાયદો? આપણે એને તથા અનંગને જીવતાં મૂકી જઇએ એટલે બસ છે."

હરિમતિએ ટટાર બેસીને કહ્યું—"તમારું કહેવું ખરું છે, તમારે પૈસા ટકાની કાંઇ ખોટ નથી; પણ મણિનું ચારિત્ર્ય બગડે નહિ તેની સંભાળ રાખજો. ખરાબ છોકરાઓની સોબત થવા દેશો નહિ. સુધીર કહેતો હતો કે, 'મણિ વારંવાર નાટકમાં જાય છે.' નાટકનો નાદ સારો કહેવાય નહિ. બ્હેન લીલી! અનંગ સાથે શી વાત ચાલે છે?

લીલી હસતાં હસતાં બોલી:-"હું કહું છું કે, હવે ધન્વંતરી આવ્યા છે એટલે તાવનો ગયા સિવાય કાંઇ છુટકો છે કે?"

આ વાત સાંભળી અનંગે પોતાનું મુખ ઢાંકી દીધું.

હરિમતિએ કહ્યું:—"ધન્વંતરી કોણ?"

વિમળાએ ઉત્તર આપ્યો:—"લીલા જમાઇને વિનોદમાં ધન્વંતરી કહે છે. ઠીક, સુધીરનો વિવાહ ક્યાં કર્યો બ્હેન?"

હરિમતિ—વિવાહ માટે ઘણા લોક આવે છે. આજે પણ સંબંધ કરવા માણસો આવ્યા હતા; પણ કન્યા જોઇએ એવી સુંદર નથી. એના પહેલાં ઘણી સુંદર સુંદર કન્યાઓ સાથે સંબંધ કરનાર આવ્યા હતા; પરંતુ સુધીર હજી વિવાહ કરવાને કોઇ રીતે રાજી નથી. મ્હારી કન્યાઓ તો એકે એકે સાસરે ચાલી જાય છે. હવે હું એકલી સંસાર કેવી રીતે ચલાવું?

"ખરી વાત છે, હું પણ એટલા માટે જ મણિનો વિવાહ જલ્દી કરવા ઇચ્છું છું; પરંતુ તેનો હમણાં વિચાર નથી. એ કહે છે કે બી, એ, ની પરીક્ષા પાસ કર્યા પછી. બ્હેન! ચ્હા લાવવા કહું?"

"ના, હું ચ્હા પીને આવી છું. બહુ વાર થઇ નથી. કાંઇ ગરબડ કરશો નહિ. જો કાલે તાવ નહિ જાય તો પછી થોડા દિવસ લંબાશે. હમણાં ખોરાકમાં શું આપો છો?"

" વેનજાર્સે કુડ, છાસનું પાણી અને અનારનો રસ. "

" સુધીર કહેતો હતો કે દુર્બળતા ઘણી છે; શક્તિ આવે એવો ખોરાક આપવાની જરૂર છે. સુપ આપો તો હરકત નથી, પરંતુ સાવધાન, પ્રવાહી પદાર્થ ( ભઇડકી ) વગર બીજો પદાર્થ ખાવા આપશો નાહ. "

" ડૉકટરે પણ વારંવાર એમ જ કહ્યું છે. "

" ઠીક, હવે હું જાઉં છું. લીલી, ચાલ; રાત પડી. "

લીલીએ ઉઠવા યત્ન કર્યો; પણ અનંગે તેનો હાથ પકડી રાખ્યો. લીલી તેને એક બે આશ્વાસનપૂર્ણ વચન કહી સીડી નજીક જઈ માતાને મળી.

---

## પ્રકરણ ૭ મું.

### શ્વસુર અને જમાઇ.

ગઇ કાલે રાત્રે બરાબર એકવીસ દિવસે અનંગમોહિનીનો તાવ ગયો છે. આજે સ્હવારે ડૉકટર આવી જોઇ ગયા હતા. તેમણે કહ્યું હતું, 'હવે ચિન્તા કરવાનું કારણ નથી; રોગીને ધીમે ધીમે આરામ થશે. તેનું શરીર ઘણું દુર્બળ થયું છે. દુર્બળતા દૂર થતાં ઘણા દિવસ લાગશે. થોડા દિવસ પછી તેને હવાફેર કરવા માટે કોઇ સારા સ્થળે લઇ જવી પડશે.'

આજે દીનાનાથનું મુખ ઘણું પ્રસન્ન થયું હતું. ઘણા દિવસનું ઘોર વાદળ વેરાઇ જઇ આકાશ નિર્મળ થયું હતું. તે પોતાની લાયબ્રેરીની રૂમમાં બેસી શૈલેન્દ્ર અને સુધીર સાથે વાતચિત કરતો

હતો. આ પુસ્તકાલય દીનાનાથનું પ્રિય સ્થાન હતું. દિવસનો ઘણો ખરો સમય હાથમાં પુસ્તક લઇ તે આ સ્થળે કાઢતો. તેની પાસે ઘણી સંપત્તિ હતી. તેનો પિતા સરકારી નિમક મહાલનો દિવાન હોઇ તેણે એ નોકરીમાં પુષ્કળ પૈસા મેળવી લીધા હતા. કલકત્તામાં કેટલાંક મકાન હતાં અને કંપનીઓના શેરનું વ્યાજ સારી રીતે આવતું હતું. દીનાનાથે પોતાની જાતે વિશેષ પૈસા મેળવ્યા નહોતા; પણ અગાધ વિદ્યા મેળવી હતી.

તે પ્રાચીન હિન્દુ કૉલેજમાં ભણ્યો હતો. વિખ્યાત અધ્યાપક રિચર્ડસનનો એ વિદ્યાર્થી હતો. હમણાં પુસ્તકો વાંચીને તેના નશાથી મસ્ત બન્યો હતો તથા પુષ્કળ પૈસા ખરચી તેણે આ પુસ્તકાગાર સુસજ્જિત કર્યું હતું. તેની માત્ર એક અભિલાષા હતી કે, પુત્ર મણિ-મોહન પોતાની પુષ્કળ સંપત્તિની સાથે વિશાળ જ્ઞાન ભંડારનો ઉત્તરા-ધિકારી થાય; પરંતુ મનુષ્યની કયી અભિલાષા પૂર્ણ થાય છે? મણિ ત્રણ વખત બી, એ,માં નપાસ થયો હતો. હજી ચોથી વખત તે પરીક્ષા આપનાર છે. બાલ્યકાળથી વિલાસિતાના ખોળામાં તે ઉછર્યો હતો અને માતાનો સંપૂર્ણ સત્કાર પામતો આવ્યો હતો; તેથી તેનું ચારિત્ર્ય જોઇએ એવું બંધાયું નહોતું. પરીક્ષા નજીક આવેલી હોવા છતાં તે નાટકના નાદને છોડી શકતો નહોતો. વળી તે ક્યારે નાટક જોવા જતો એ દીનાનાથ જાણી પણ શકતો નહિ.

લાયબ્રેરીના ઓરડાની વચ્ચે એક મ્હોટું ટેબલ હોઇ તેના ઉપર લીલારંગની બનાત મઢી લીધી હતી. ટેબલની ચારે બાજૂએ ઘણી ખુરસીઓ, આરામખુરસીઓ, વિરામાસનો વગેરે યથાસ્થિત ગોઠવ્યાં હતાં. ચારે બાજૂની દિવાલને અઢેલી ઘણાં મ્હોટાં મ્હોટાં કબાટ ગોઠવી રાખેલાં હતાં. એ સઘળાં કબાટની અંદર જૂદા જૂદા

પ્રકારનાં પૂઠાં બાંધેલાં સુવર્ણાક્ષરવાળાં અંગ્રેજી, બંગાળી, સંસ્કૃત વગેરે ભિન્ન ભિન્ન ભાષાઓનાં અસંખ્ય પુસ્તક ગોઠવી રાખ્યાં હતાં. અંગ્રેજી પુસ્તકોની સંખ્યા વિશેષ હતી. તેની અંદર ગ્રીક, લૅટિન, ફ્રેંચ અને જર્મન ભાષામાં લખેલાં વિશ્વવિખ્યાત ગ્રંથકારોનાં પુસ્તકોના અંગ્રેજી અનુવાદગ્રંથ પુષ્કળ હતા.

દીનાનાથ ટેબલના પાછલા ભાગમાં કોચ ઉપર બેઠો હતો. તેની પાસે ટેબલ ઉપર હર્બર્ટ સ્પેન્સરનું ' સમાજવિજ્ઞાન ' સંબંધીનું એક પુસ્તક ખુલ્લું પડયું હતું. ડૅાકટરના આવતાં પહેલાં તેણે પુસ્તક વાંચવાનો આરંભ કર્યો હતો. તેણે મેળવેલી વિદ્યા ગંભીર જળની માછલીની માફક બ્હાર દેખાતી નહોતી.

દીનાનાથે શૈલેન્દ્ર અને સુધીરના તરફ જોઇ કહ્યું:–" ડૅાકટર કહેતા હતા કે અનંગને કોઇ સારી સુખાકારીવાળી જગ્યાએ મોકલો; એને કયાં મોકલીશું ? "

સુધીરે કહ્યું:–" આ સંબંધી મ્હારા પિતા સાથે વાતચિત કરવી ઠીક છે. તેમને ઘણાં સ્થળોની માહિતી છે. "

" બહુ સારું. તેઓ હમણાં જ અત્રે આવશે ? "

દીનાનાથે આ શબ્દો ઉચ્ચાર્યા એવામાં હારાધન પેલું આઠ હાથનું ધોતીયું પહેરી સપાટ ઠપ ઠપ કરતો કરતો હાથમાં લાકડી લઇ આવી પહોંચ્યો તથા તેણે કહ્યું:–" કેમ ભાઇ ! ડૅાકટર શું કહી ગયા ? મ્હેં સાંભળ્યું છે કે હવે તાવ જવા લાગ્યો છે. "

દીનાનાથ ઉઠી ઉભો થઇ " આવો પધારો–અહીં બેસો. " કહી પોતાની પાસેના એક કોચ ઉપર હારાધનને બેસાડી બોલ્યો:—

" હા, તાવ તો ઉતરતો જાય છે. આપના સુધીરને ધન્યવાદ આપવો જોઇએ. એ કાલે રાત્રે એક વાગ્યા સુધી બેઠો હતો તથા

વારંવાર નાડીની પરીક્ષા કરતો હતો. ગઇ કાલે day of crisis ( સંકટનો દિવસ ) હોવાથી બરાબર સાવધાન રહેવાની જરૂર હતી. જ્યારે રાતના બાર વાગ્યા ત્યારે ટેમ્પરેચર કમી થવા લાગ્યું. છેવટે સાડાબારના સુમારે તાવ ઉતરી ગયો ત્યારે મ્હારો જીવ શાન્ત થયો. આ પંદર દિવસ ઘણી ચિંતામાં પસાર થયા છે. ડૉક્ટર આવીને કહેતા હતા કે શરીર બહુ દુર્બળ થઇ ગયું છે. થોડા દિવસ હવાફેર કરવા માટે જવું પડશે. "

" પરંતુ હજી પણ ઘણા સાવધાન રહેવું જોઇએ. રિલેપ્સ (relapse) થવાનો સંભવ છે. હવાફેર માટે મોકલવાની વાર છે; પંદર દિવસ વીત્યા પછી વાત. "

" ક્યાં મોકલીએ તો સારું ?"

" દેવઘર, મધુપુર, ગિરિડી વગેરેમાંથી ગમે તે સ્થળે મોકલો. પણ દેવઘર અને મધુપુરમાં લોકોની ઘણી ભીંડ થાય છે તેથી એ સ્થળો દિવસે દિવસે બગડતાં જાય છે. મ્હારા વિચાર પ્રમાણે ગિરિડી મોકલો તો બહુ સારું. ત્યાં મ્હારો એક બંગલો પણ છે. એ બંગલામાં ખુશીથી રહી શકાશે. "

" એ તો ઉત્તમ વાત છે. ગિરિડી જતાં મકાનની ચિંતા કરવી પડશે નહિ. "

" વળી એ બંગલો ઘણી સારી જગ્યાએ આવેલો છે. (હાથમાં કાગળ પેનસિલ લઇ) આ જુઓ, મકાનની નજીક જ ઉશ્રી નદી છે. નદી ઉપર જ બંગલો છે અને પેલી પાર વનનો અત્યંત ચમત્કારિક દેખાવ છે. આ પાર વિશાળ મયદાન છે. ખુલ્લી જગ્યા છે. પશ્ચિમ દિશાની હવા ઘણી આવે જાય છે. આ દેશમાં પશ્ચિમ દિશાની હવા ઘણી સુખકર છે. વળી પશ્ચિમ દિશાએ ઠેક ઠેકાણે ઝાડી પણ છે,

તેથી વિશેષ ગરમી લાગતી નથી. ગરમીના સમયમાં પશ્ચિમ દિશાની હવા આવવાથી ઘડાનું પાણી શીતળ થઇ જાય છે–તદ્દન બરફ જેવું શીતળ થાય છે. મ્હેં એટલા માટે જ પશ્ચિમ દિશા ખુલ્લી રાખી બંગલો બંધાવ્યો છે. બંગલો છે ન્હાનો; વચ્ચે એક હૉલ અને ચાર ખુણે ચાર ઓરડા છે. "

" એટલી જગ્યાથી ચાલી શકશે; સાથે કાંઇ વિશેષ માણસો જવાનાં નથી. "

" સાથે કોણ કોણ જશે ? "

દીનાનાથે શૈલેન્દ્રને પૂછ્યું:—"શૈલેન્દ્ર ! તમે ત્યાં જઇ શકશો ? "

શૈલેન્દ્ર:—મ્હારાથી લૉ-કૉલેજમાં ગેરહાજર રહી વિશેષ દિવસ રહી શકાશે નહિ. હું ત્યાં મૂકી આવી શકું ખરો. મણીમોહન જઇ શકે તેમ છે; કેમ કે ત્યાં સૂતીમાં તેમની પરીક્ષા પણ થઇ જશે."

દીનાનાથ:—ઠીક તેમ થશે. તમારાં સાસૂ અને મણિ જશે. હારાધન મહાશય ! ન્હાના બંગલાથી ચાલી શકશે; પરંતુ બંગલો મયદાનમાં છે એમ આપ કહો છો તો એ લત્તામાં માણસો છે કે ?

હારાધન:—છે. એ સ્થળે ઘણા સારા માણસોના બંગલા છે. ગિરિડીમાં અનેક બંગાળી ગૃહસ્થ લોકો કુટુંબ સાથે વસે છે; તેમની સાથે હમ્મેશાં મેળાપ અને પરિચય થશે.

આમ કહી કાગળ ઉપર તેનો બંગલો અને ગૃહસ્થ લત્તાનું સ્થાન ચિતરી દેખાડ્યું. પછી તેણે કહ્યું:—" આ બંગલો મ્હેં મ્હારે પોતાને માટે બંધાવ્યો હતો. પ્રત્યેક વર્ષે પૂજાની રજાઓમાં હું ત્યાં જઇને રહેતો. આ બે વર્ષથી ત્યાં જઇ શકાયું નથી તેથી ભાડે આપું છું; ભાડું પણ બહુ નથી; માત્ર માસિક પચાસ રૂપિયા છે. "

તેની આ વાતથી સુધીરે શર્માઇ જઇ માથું નીચું નમાવ્યું;

કેમ કે તે એક વખત ઉપરાંત પૂજાની રજામાં ગિરિડી ગયો નહોતો અને બંગલાનું ભાડું માસિક ત્રીસ રૂપિયાથી કોઇએ વિશેષ આપ્યું નહોતું. હારાધનને દીનાનાથને ભાડાની વાત કરી એ સુધીરને સારૂં લાગ્યું નહિ.

દીનાનાથઃ—ગિરિડી જેવા સુખકર સ્થાનનું પચાસ રૂપિયા ભાડું કાંઇ વિશેષ કહેવાય નહિ. હું તમારો બંગલો રાખીશ. શૈલેન્દ્ર! તમારે રજાના દિવસમાં એક વખત જોવા જવું પડશે; તેથી તમારી લૉ–કૉલેજનો દિવસ પડશે નહિ.

હારાધનને પુછયું:—" તમારી લૉ–કૉલેજ હવે ક્યારે બંધ થશે ?"

નમ્રતાથી શૈલેન્દ્રે કહ્યું:—" જી, બે મહિના પછી મ્હારે ક્લાસમાં જવાનું બંધ થશે. "

" લૉની પરીક્ષા પાસ કર્યા પછી વકિલાત કરવાની ઇચ્છા છે કે ? "

" જો કે પરીક્ષા તો આપીશ; પણ વકિલાતનો વ્યવસાય મ્હને બિલ્કુલ પસંદ નથી. "

દીનાનાથે કહ્યું:—" એમના પિતાની ઇચ્છા એવી છે કે એ સરકારી નોકરી કરે. તેઓ પ્રયત્ન કરે તો શૈલેન્દ્ર ડેપ્યુટી મેજીસ્ટ્રેટ થઇ શકે તેમ છે. ઘણા મ્હોટા મ્હોટા સાહેબ–સુબા સાથે તેમનો પરિચય છે; પરંતુ શૈલેન્દ્ર નોકરી કરવા બિલ્કુલ રાજી નથી. "

હારાધનઃ—નોકરી કરશે નહિ, વકિલાત કરવાની ઇચ્છા નથી; ત્યારે પછી કરશે શું ?

શૈલેન્દ્રઃ—સંપૂર્ણ વિચાર કરી જોતાં મ્હને એમ લાગે છે કે, આપણો દેશ ધીમે ધીમે દરિદ્ર થતો જાય છે. અમારા જેવા શિક્ષિત યુવકોએ હવે દ્રવ્ય મેળવવાના નવીન માર્ગ શોધવાની જરૂર છે.

જેથી દેશની ધનવૃદ્ધિ થાય એ જ ખરો માર્ગ છે. દેશમાં ભણેલા લોકોની સંખ્યા ધીમે ધીમે વધતી જાય છે. તેમનામાંથી નોકરી કેટલાને મળશે ? વકિલની સંખ્યા પણ ઘણી વધી ગઇ છે. હવે અમારે બીજો માર્ગ શોધવો ઉચિત છે.

હારાધનઃ—કયો માર્ગ શોધવાની તમારી ઇચ્છા છે ?

શૈલેન્દ્રઃ—ઘણા માર્ગ છે. જેવા કે કૃષિકાર્ય, શિલ્પ, વાણિજ્ય વગેરે.

આ વખતે સુધીર બોલી ઉઠયોઃ—"પોતાના દેશમાં જઇ ખેતીવાડીની ઉન્નતિ કરવાનો શૈલેન્દ્રનાથનો વિચાર છે. એ તરફના પ્રદેશમાં ઘણી જ પડતર જમીન છે એટલે નિયમિત રીતે ખેતી આબાદ કરવાથી ઘણો લાભ થશે."

શૈલેન્દ્રઃ—વળી ધીમે ધીમે એક મૉડેલ ફાર્મ કરવાથી દેશના લોકોને નવી રીતથી અનાજની ઉત્પત્તિ અને નવી નવી જાતનાં અનાજ ઉછેરવાની રીતો શિખવી શકાશે. અમેરિકા વગેરે દેશમાં એમ જ છે.

હારાધનઃ—આ સઘળી વાત સાંભળવામાં સારી છે; પરંતુ આટલા સમય સુધી શહેરમાં રહ્યા પછી ગામડામાં જઇ રહી શકશો કે? વળી તમારા પ્રદેશમાં કેવી જાતનો મેલેરિયા છે એ સાંભળ્યું છે ?

શૈલેન્દ્રઃ—એ પ્રદેશમાં મેલેરિયા છે એ વાત હું કબૂલ કરું છું; પરંતુ આપણા જેવા શિક્ષિત સંપ્રદાયે ગામડાંઓ છોડી શહેરમાં વસવાનો આરંભ કર્યો તેથી જ ગામડાંઓની આવી ખરાબ સ્થિતિ થઇ છે. ગામડાંઓની ઉન્નતિ માટે આપણે શું કરીએ છીએ ? આપણે જો ગામડાંઓ નહિ છોડતાં આપણા પૂર્વજોની માફક પોત પોતાના ગામમાં રહેતા હોત તો મેલેરિયા દૂર કરવાનો પણ પ્રયત્ન કરત. પી-

વાનું ઉતમ પાણી મળવાની, ખરાબ પાણી કાઢી નાખવાની તથા જંગલ સાફ કરવાની ગોઠવણથી મેલેરિયા દૂર થાય છે એમ આધુનિક વિજ્ઞાન કહે છે. કેમ ખરું છે ને સુધીરકુમાર?

સુધીર:—હા. વળી મચ્છર ઉત્પન્ન ન થાય એવું કરવું જોઇએ.

"મચ્છર ખાડા ખાબોચીઆંવાળા જંગલમાંજ પેદા થાય છે. જંગલ કાપી ગામ સાફ કરવાથી અને ખાડા ખાબોચીઆંનું પાણી કાઢી નાખવાથી કિંવા ખાડાખાબોચીઆં મ્હોટાં તળાવ જેવાં કરવાથી મચ્છરોનો નાશ થાય છે. આપણે કેળવાયલા લોકો મેલેરિયા દૂર કરવાના આ સઘળા ઉપાય જાણીએ છીએ; પરંતુ જાણવા છતાં ગામડાંઓની ઉન્નતિ માટે આપણે કાંઇ કરતા નથી; કેવળ પોત પોતાનો જીવ બચાવવા માટે ગામડાનો ત્યાગ કરી શહેરમાં આવીને રહ્યા. બીજી તરફ ગામડાના અજ્ઞાની લોકો ગામડામાં રહે છે અને મેલેરિયાથી મરે છે. આ આપણી સ્વાર્થપરતા નહિ તો બીજું શું છે?"

દીનાનાથ:—ખરું છે. શૈલેન્દ્ર! તમારું કહેવું તદ્દન ખરું છે.

"વળી જુઓ, આ સર્વ કારણથી ગ્રામલોક અને શિક્ષિત સારા માણસો વચ્ચે ઘણું અંતરાય ઉભું થયું છે. આપણે જેમને સાધારણ લોક કહીએ છીએ તેમની સંખ્યા સેંકડે એંશીથી પણ વિશેષ છે. વાસ્તવિક રીતે જોતાં તેમનાથી જ આપણી જાતિ છે. તેમની તુલનામાં શિક્ષિત વર્ગ તદ્દન ઓછો એટલે કે મુઠ્ઠીભર છે."

હારાધન:—પરંતુ તમારો આધુનિક હિન્દુ સમાજ પણ ઘણા લોકોને અસ્પૃશ્ય કરવી અલગ થઇ બેઠો છે. વેદના સમયમાં કેવળ એકજ જાતિ હતી. સઘળી અસ્પૃશ્ય જાતિ (depressed class) ની ઉન્નતિ ન થાય ત્યાં સૂધી કાંઇ થશે નાંહ.

શૈલેન્દ્ર:—depressed class ( અસ્પૃશ્ય જાતિની ) ઉન્નતિ માટે આજકાલ એક પ્રકારનું આંદોલન ઉત્પન્ન થયું છે એ હું જાણું છું. એ સઘળી અસ્પૃશ્ય જાતિ કોણ છે અને તેમની ઉન્નતિ કોને કહેવી ? કેટલીક વખત પશ્ચિમ દેશથી કેટલાક ભાવની આમદાની કરી એને આપણે સમાજમાં સ્થાન આપવાનો પ્રયત્ન કરીએ છીએ પણ તેનું પરિણામ વિપરિત આવે છે. એક વખતે સામ્ય-મૈત્રી-સ્વાધીનતા ( " Liberty, Fraternity, Equality " ) શબ્દોની આમદાની થઇ હતી. આપણે પણ સામાજિક વિષયતા દૂર કરવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો; પરંતુ જે સામાજિક વિષમતા સૃષ્ટિના બંધારણથી ઉત્પન્ન થઇ છે તે મનુષ્યના પ્રયત્નથી કેવી રીતે દૂર થાય ? જે દેશમાં એ સઘળી વાતોની ઉત્પત્તિ થઇ હતી એ દેશમાં શું સઘળાં મનુષ્યો સમાજમાં સર્વ વિષયમાં સમાન અધિકાર ભોગવે છે ? એ સર્વથા અસંભવ છે. હમણાં વળી પાછો એ નિમ્ન જાતિની ઉન્નતિનો ઝંડો આપણે ઉઠાવ્યો છે. આપણે શહેરના કેટલાક મજુર, ચમાર, ઢેડ અને ભંગીનાં છોકરાં માટે શાળા ઉઘાડી, તેમને ક ખ કિંવા એ બી સી ડી શિખવાડીએ છીએ તથા એમ વિચારીએ છીએ કે, તેમની ઘણી ઉન્નતિ કરીએ છીએ. આપણાં વિશ્વવિદ્યાલયો, સ્કૂલ કોલેજો વિદ્યાશિક્ષણ આપવાનાં કારખાનાં છે-ઉપરોક્ત શાળાઓ પણ એવાં કારખાનાંજ છે. એ કારખાનાંઓમાથી કારકૂનો તૈયાર થઈ શકે છે; પણ માણસો કયાં તૈયાર થાય છે ? એ સઘળાં કારખાનાં સાથે હૃદયના સ્નેહભાવનો કાંઇ સંબંધ છે કે ? લાભમાં એટલું થાય છે કે એ બધા મજુર વર્ગના છોકરા સ્કૂલમાં એ બી સી ડી શિખી સારા લોકના છોકરાઓનું અનુકરણ કરી બાબુ બને છે—અર્થાત્ સારાં લુગડાં લત્તાં પહેરે છે, ચ્હા સિગારેટ પીએ છે અને

પોતાનો જાતીય વ્યવસાય છોડે છે. આ સઘળું કરવાથી જો અસ્પૃશ્ય જાતિની ઉન્નતિ થતી હોય તો એ ઉન્નતિ ઉત્તમરૂપે થાય છે એમાં સંદેહ નથી; પણ ઢાકાના ચિંતાહરણ બસાકની જે ઝીણી મઝલિન જગવિખ્યાત હતી અથવા કૃષ્ણનગરના જે ગૌરગોપાળ પાલની માટીની મૂર્તિઓએ પારિસ અને ગ્લાસગોનાં પ્રદર્શનોમાં પુરષ્કાર પ્રાપ્ત કર્યો હતો તેમને જ વિશેષ ઉન્નત સમજવા કે તેમના જે છોકરાઓ હમણાં અંગ્રેજી ભણી માસ્તરની નોકરી અથવા કારકુની કરે છે તેમને વિશેષ ઉન્નત સમજવા? ચિંતાહરણ બસાક અને ગૌરગોપાલ પાલ સમાજમાં અસ્પૃશ્ય જાતિની અંદર ગણતરીમાં ન ગણાતાં કેટલાક ઉતરતા હતા; છતાં કારકૂની કરી તેમના છોકરાઓ વિશેષ સન્માન મેળવી શકયા છે કે?

દીનાનાથઃ—પરંતુ એ સઘળા નીચ જાતિના લોકો જો લખવું વાંચવું શિખ્યા પછી પોત પોતાના જાતીય વ્યવસાયનો ત્યાગ ન કરે તો?

શૈલેન્દ્રઃ—એમ કરે તો તો ઘણું સારું. હું સાધારણ લોકોને વિદ્યાશિક્ષણ આપવાની તરફેણમાં છું. હું કહું છું કે તેઓને ઉપયુક્ત કેળવણી આપવાની જરૂર છે; પણ વિશેષ લોકોને એવી કેળવણી આપવી જોઇએ કે જેથી તેઓ પોત પોતાનો ધંધો આબાદ કરી શકે. હું એવી જ રીતે કૃષિકાર્ય કરવા ઇચ્છું છું. સાધારણ લોકોમાંથી જે પ્રતિભાનો પરિચય કરાવી શકે તે બી, એ. એમ, એ. પાસ કરી બીજું કાર્ય કરે એ ઉત્તમ છે. હવે કારકૂનોની સંખ્યા વધારવાની જરૂર નથી.

હારાધનઃ—મૂળ વાત એ છે કે, તેઓ ગમે એવો ધંધો કરે તો પણ તેમને સમાજમાં યોગ્ય સ્થાન આપો. પૂર્વે વેદના સમયમાં

જેમ જાતિભેદ નહોતો તેમ સઘળી જાતિની અંદર અડચણ વગર આહાર-વિહાર અને વિવાહાદિ ચાલવા દો. એક મોચીનું અડકેલું પાણી પીવાથી બ્રાહ્મણ કેમ વટલાય છે? મોચી મનુષ્ય છે અને બ્રાહ્મણ મનુષ્ય છે. મોચીના મનુષ્યત્વનું આ પ્રમાણે અપમાન કેમ કરવામાં આવે છે? એક ઇંગ્રેજ તો ભંગીને હાથે ખાવાથી પણ વટલાતો નથી.

શૈલેન્દ્રઃ—આ સ્થળે આપણે એક ગંભીર ભૂલ કરીએ છીએ. હાથનું છોયેલું પાણી ન પીવાથી એ લોકનું અપમાન કેવી રીતે થયું. મ્હારા દાદા ઘણા નિષ્ઠાવાન બ્રાહ્મણ હતા. જમતી વખતે જો હું તેમને અડકી પડતો તો તેઓ જમતા નહિ. મ્હારાં ફોઇ મ્હારા અડકેલા પાણીથી દેવતાની પૂજા કરતાં નહિ. એમણે મ્હારું અપમાન કર્યું કહેવાય કે? હું તો કદાપિ એમ ધારતો નથી. જેઓ શાસ્ત્રના વિધાન અનુસાર શુદ્ધાચારી રહેવા ઇચ્છતાં હોય છે તેઓ આ પ્રમાણે ઘણા સખ્ત નિયમ પાળે છે. આવા પ્રકારનાં ઘણાં માણસો છે કે જેઓ રેલ્વેમાં, સ્ટીમરમાં આખો દિવસ જળસ્પર્શ કરતાં નથી; પરંતુ તેથી અન્યને અપ્રસન્ન થવાનું કારણ નથી. પહેલાં તો એટલું જ જોવું જોઇએ કે હૃદયની પ્રીતિનો સંબંધ છે કે નહિ? જે ગોરા સાહેબ કુલીના હાથનું છોયેલું પાણી પીએ છે, એ જ સાહેબ પંખો તાણતાં તાણતાં કુલી ઊંઘી જાય છે તો લત્તાપ્રહારથી તેને શાસન કરે છે. મ્હારા દાદા અમારા ઘરના ચાકર શિવુ વાગ્દીનું અડકેલું પાણી પીતા નહોતા, પણ તેમની એવી વ્યવસ્થા હતી કે અમે જે ખોરાક લેતા તે જ ખોરાક ચાકરોને મળતો. હમણાં પણ એવી જ વ્યવસ્થા મ્હારા ઘરમાં ચાલે છે.

હારાધનઃ—એ સઘળું ગામડામાં બની શકે,—શહેરમાં બની શકે નહિ.

"હુગલી શહેરમાં અમારા ઘરમાં એવી જ વ્યવસ્થા છે."

"મ્હને એ બધું વધારે પડતું લાગે છે. નોકર ચાકરને એટલાં બધાં માનપાન શાં!"

"ક્ષમા આપજો,–ચાકરની સાથે જો સ્નેહ–પ્રીતિનો સંબંધ હોય તો એમાં કાંઇ વધારો પડતું નથી. મ્હારા દાદા કહેતા હતા કે, ઘરનાં છૈયાં છોકરાં કોઇ સારી વસ્તુ જોઇ જેમ તે ખાવા લલચાય છે તેમ નોકરો ન લલચાય કે? છોકરાંઓને સારી વસ્તુ ખાવા આપવી અને ચાકરને આપવી નહિ, એ કેવી વાત? આજકાલ આપણે સાહેબ લોકોનું અનુકરણ કરી ચાકરોને જેમ કે 'બૅાય' કહી બોલાવવાનું કે સમજવાનું શિખ્યા છીએ,–તેમને માણસ સમજવાનું ભૂલી જઇએ છીએ એ જ મ્હને તો આગળ પડતું લાગે છે. મૂળ વાત હૃદયના સંબંધ વિષે થાય છે. જો હું એક વાઘરીના હાથનું છોયેલું પાણી પીઉં અને તેને મ્હારા હૃદયથી દૂર રાખું તો તેથી તેને સ્વર્ગમાં લઇ જવાશે નહિ તેમ જ હું તેના હાથનું છોયેલું પાણી ન પીઉં તો અપમાનથી એ મરી જશે નહિ."

"એ તો મરેલા જ છે; આથી વિશેષ કેવા મરે? તેમનામાં આત્મમર્યાદાનું જ્ઞાન જાગ્રત થવાની જરૂર છે."

"Self respect–Self consciousness એ સર્વ શબ્દો પણ પાશ્ચાત્ય દેશથી "Morgan weed" કિંવા water Hyacinth ની માફક આવ્યા છે. 'મોર્ગાન વીડ' નામનું એક જાતનું જલજ ઘાસ પૂર્વ બંગાળાનાં નદી નાળાંમાં થાય છે–બ્હારના દેખાવમાં એ ઘણું સુન્દર, ઉજ્વળ હોઇ મન મુગ્ધ કરે છે, પણ અંદરથી એ સઘળાં નદી નાળાંનું પાણી દુષિત કરે છે–તદ્દન સુકવી નાખે છે. એવી જ રીતે આ પાશ્ચાત્ય શબ્દો ઉપરથી સાંભળવામાં સારા લાગે

છે; પણ હૃદયનો સ્નેહ-પ્રીતિનો ઉત્સાહ મૂકવી દે છે. પહેલાં સમાજમાં ઊંચ નીચ જાતિની અંદર જે સ્નેહ-પ્રીતિનું બંધન હતું તે હમણાં તૂટી ગયું છે અને તેને પરિણામે પરસ્પરમાં હિંસા દ્વેષ જાગી ઉઠયો છે. હમણાં સઘળા મ્હોટા થવા જાય છે, કોઇની ન્હાના રહેવાની ઇચ્છા નથી; છતાં સમાજમાં ન્હાના મ્હોટાનો ભેદ હમ્મેશાં રહેશે અને તે સર્વ દેશમાં સકળ સમાજમાં છે. એક બ્રાહ્મણ એક ચંડાળના હાથનું ખાય નહિ કિંવા તેની કન્યા સાથે વિવાહ કરે નહિ તો તેથી એ ચંડાળને સમાજમાં મરી ગયેલો માનવો કે? વિલાયતમાં પણ એક લૉર્ડ ( ઉમરાવ ) વંશનો ઇંગ્રેજ પોતાના ચાકર સાથે બેસીને ખાણું લેતો નથી તથા તેની છોકરી સાથે વિવાહ કરતો નથી. આધુનિક હિન્દુ સમાજ સ્વાર્થપર બ્રાહ્મણોની આજ્ઞાથી તૈયાર થયો નથી-હજારો વર્ષથી જૂદી જૂદી જાતના ઘાત પ્રતિઘાતના પરિણામે ક્રમ-વિકાસના સ્વાભાવિક નિયમથી તેનું બંધારણ થયું છે. એમાં ન્હાનાં મ્હોટાં સર્વ મનુષ્યોને સ્થાન છે. વૃક્ષની ડાળીઓ ઉપર ફૂલ થાય છે અને થડને એક પાન પણ હોતું નથી તેથી ડાળીઓને શું જીવતી કહેવી અને થડને મરેલું કહેવું?"

દીનાનાથઃ-ખરું કહો છો, ઘણી ઉત્તમ વાત છે.

"એક ચંડાળને ઉન્નત કરવા જતાં બ્રાહ્મણને અવનત કરવાનું ચાલશે નહિ. બ્રાહ્મણ બ્રાહ્મણ રહે અને ચંડાળ બ્રાહ્મણના ઉચ્ચ આદર્શથી-હરિભક્તિ કરે તો યથાકાળે તે દ્વિજશ્રેષ્ઠ પણ થઈ શકે. જે આત્મમર્યાદાની વાત કરો છો એ તો પ્રથમથી જ આપણા સમાજમાં ઉચ્ચ-નીચ સઘળી જાતિમાં જોઇએ એટલા પ્રમાણમાં છેજ. નિમંત્રણ ન કરીએ તો નીચ જાતિનો ભંગી પણ ગામડામાં આપણે ઘેર ખાવા આવે નહિ. મ્હારા દાદા પૂજા પર્વણીના પ્રસંગે

પોતે સઘળી જાતિને ઘેરે ઘેર જઇ નિમંત્રણ કરતા. સર્વજન સંતુષ્ટ મનથી એ નિમંત્રણ સ્વીકારતા. દાદા કહેતા કે 'હું જે દેવતાની પૂજા કરૂં છું તે સર્વ ભૂતમાં વિરાજે છે–સકળ જાતિના લોકને સંતુષ્ટ કરી ભોજન કરાવવાથી પૂજા સફળ થાય છે.' દુર્ગોત્સવ, હિંડોળા વગેરેની પૂજામાં અને વિવાહ–શ્રાધાદિ ક્રિયા કર્મમાં સઘળી જાતિના લોકને ભોજન કરાવવાની અમારે ત્યાં વ્યવસ્થા છે."

દીનાનાથઃ–આ તો ઘણો grand idea–અતિ ઉચ્ચ ભાવ છે.

" પણ હમણાં આપણે કેવળ મુખે જ બોલીએ છીએ કે સર્વ લોક આપણા ભાઇ છે. સર્વની સાથે સ્નેહ કરો; પરંતુ કાર્ય પ્રસંગે શું કરીએ છીએ? કોઇ સામાજિક વિષયમાં સાધારણ લોકોને આપણે પૂછતા નથી પણ સારા માણસો સાથે જ આપણે કામકાજ પાડીએ છીએ. આપણે જ્યારે પ્રીતિ–ભોજન આપીએ છીએ ત્યારે કેટલાક સારા સારા મિત્રો (Selected friends )ને નિમંત્રણ કરીએ છીએ અને તેમને ચોસઠ પ્રકારની ચીજો ખવડાવીએ છીએ. આપણી ભોજનની ચીજોની તૈયારી એટલી બધી વધી ગઇ છે કે એના કરતાં નિમંત્રિતની સંખ્યા પણ ઓછી હોય છે. દેશના સાધારણ લોકોને એ સઘળાં પ્રીતિભોજનોમાં પ્રવેશાધિકાર નથી. આપણા આમોદ–પ્રમોદ જેવા કે નાટક, સીનેમા પણ ચોક્કસ બંધુ બાંધવોને લઇને હોય છે. ટિકીટ વગર કોઇ તે સાંભળી કે જોઇ શકતું નથી; પરંતુ પ્રાચીનકાળના આમોદ પ્રમોદના પ્રસંગોનો સર્વ સાધારણ લોકો એકઠા થઇ ઉપભોગ કરતા અને તેમાંથી ઘણો બોધ પણ મેળવતા. એ સર્વ પ્રસંગે દેશના સર્વ સાધારણ લોકો વિના સંકોચે એકઠા થઇ શકતા. હમણાં તો મ્હોટા લોકો શહેરમાં રહે છે. તેમના વિવાહાદિ

ઉત્સવ પણ શહેરમાં થાય છે; એથી દેશના લોકની સાથે તેમની સંયોગ-નાડીનો છેદ થાય છે. એ નાડીનો છેદ થવાથી દેશના સાધારણ લોક મરે છે. દેશના લોક સાથે તેમનો સંબંધ કેવળ ત્રણ કામમાં થાય છે,–જમીનદારના મહેસુલ વખતે અથવા વકિલ (મુખત્યારની ફી ભરતી વખતે, ફન્ડ ઉઘરાવતી વખતે અને કોઇ કોઇ રાજનૈતિક સભા વખતે. આપણે સાધારણ લોકોના રાજનૈતિક વિષયમાં પ્રતિનિધિ છીએ એ દર્શાવવા કોઇ કોઇ વખતે તેમને સભામાં બોલાવીએ છીએ; પરંતુ ઇંગ્રેજીમાં ભાષણ કરી તેમનું અપમાન કરી વિદાય કરીએ છીએ. જેઓ દેશના લોકની સાથે હમ્મેશાં હળીમળી તેમની વાતચિત સાંભળી સંકટો દૂર કરવાનો પ્રયત્ન કરે છે તેઓ જ તેમના ખરા પ્રતિનિધિ થવાને યોગ્ય છે તેઓ જ ખરા દેશનાયક કિંવા નેતા છે. મ્હારા દાદા આ દેશના લોકના એક પ્રતિનિધિ થવાને યોગ્ય હતા. હું પણ તેમને પગલે પગલે ચાલવા ઇચ્છું છું."

દિનાનાથે કહ્યું:–"ભાઇ! આશીર્વાદ આપું છું કે તમારી ઇચ્છા સફળ થાઓ."

તેનો આવો વિચાર જોઇ હારાધન રાયે કહ્યું:–" હું વળી ફરી આવીશ. સ્નાનનો સમય થયો છે." તેણે મનમાં ને મનમાં વિચાર્યું:– "બન્ને મૂર્ખ છે. જેવો સાસરો છે તેવો જ જમાઇ છે!"

હારાધનના વિદાય થઇ ગયા પછી એક મુનીમે આવી કહ્યું:– "પોષ્ટમૅન એક વી.પી. પાર્સલ લઇ આવ્યો છે; રૂપીઆ આપું કે?"

દીનાનાથ બોલ્યો–" શાનું પાર્સલ છે? કેટલા રૂપિયા આપવાના છે?"

"મણિભાઇનું પાર્સલ છે. ચાળીસ રૂપિયા આપવાના છે. મણિભાઇ આ તરફ જ આવતા દેખાય છે."

બરાબર આ વખતે એક પાર્સલ હાથમાં લઇ મણિ ઘરમાં આવ્યો. દીનાનાથે પૂછ્યું:–"કોનું પાર્સલ છે?"

મણિએ માથું હલાવતાં હલાવતાં કહ્યું:–"એક ડઝન મોજાંનો ફ્રાન્સ ઑર્ડર મોકલ્યો હતો તે આવ્યાં છે."

આ ઉત્તર સાંભળી શૈલેન્દ્ર તેના તરફ આશ્ચર્યથી જોઇ રહ્યો. સુધીર તેનો ભાવ જોઇને મંદ મંદ હસવા લાગ્યો.

દીનાનાથ ગુસ્સે થઇ બોલ્યો:–"મોજાંનો ઑર્ડર ફ્રાન્સ મોકલ્યો હતો? આ દેશમાં મોજાં નથી મળતાં કે?"

મણિ ગળગળે અવાજે બોલ્યો:–"જી, આ દેશનાં મોજાં લાંબો વખત ટકતાં નથી; જલ્દી ફાટી જાય છે."

"ઠીક, ત્હારી પાસે પૈસા નથી કે? ત્હારા હાથખરચના પૈસામાંથી કિમ્મત આપ."

"એ પૈસા વપરાઇ ગયા છે."

"હું તને દર માસે પચાસ રૂપિયા હાથ ખરચ માટે આપું છું એ રૂપિયાનું તું શું કરે છે?"

મણિ ચુપકીદી ધારણ કરી ઉભો. દીનાનાથ ભવાં ચઢાવી બોલ્યો:–"ઠીક, પાર્સલ જ્યારે આવ્યું છે ત્યારે રાખવું જ પડશે. ન રાખીએ તો ક્રેડિટ જાય; પણ તું આવું કામ ફરીથી કરીશ નહિ."

આમ કહી મુનીમને પૈસા ભરી આપવાની આજ્ઞા કરી તે ઉઠી ગયો.

સુધીરે હસતાં હસતાં કહ્યું:–"મણિમોહન! તમારું પાર્સલ ખોલો. જોઉં તો ખરો કે પારિસનાં મોજાં કેવાં છે?–જોઇને એક વાર નેત્રો સાર્થક કરું. એક ડઝન મોજાંની કિમ્મત ચાળીસ રૂપિયા આપવી પડી તો એક જોડીની કેટલી કિમ્મત થઇ શૈલેન્દ્રનાથ? આપ આમ વિસ્મિત કેમ બની ગયા છો?"

"હું શું કહું? મ્હારું માથું ફરી જાય છે. મણિમોહન! પાર્સલ ખોલી તમારાં મોજાં બતાવોને!"

મણિએ પાર્સલ તોડી મોજાં બ્હાર કાઢયાં. લાલ, કાળા અને લીલા રંગનાં, દેખાવમાં ઘણાં જ સુંદર અને મજબૂત રેશમી મોજાં હતાં. શૈલેન્દ્ર અને સુધીર મોજાં હાથમાં લઇ જોવા લાગ્યા.

મણીએ કહ્યું:—"હવે ખાત્રી થઇ કે કેવાં ઉત્તમ મોજાં છે! આવાં મોજાં આ દેશમાં મળે ખરાં કે? વસ્તુ સારી હોય તો કિમ્મત પણ વધારે પડે. આપ એક એક જોડીનો ઉપયોગ કરી જુઓ."

શૈલેન્દ્ર:—ના-ના, આટલી બધી કિમ્મતનાં મોજાં પહેરવાં મ્હને પરવડે નહિ. મ્હારે ખેતીવાડીનું કામકાજ કરવા જવાનું છે. મ્હારે આ સઘળું શા માટે જોઇએ?

સુધીરઃ—મ્હને આ મોજાં પહેરતો જુએ તો મ્હારા પિતાશ્રી મારવા ઉઠે. તેઓ એમ ધારે કે, મ્હેં પૈસા ખરચી લીધાં હશે."

મણિઃ—તેથી શું? મ્હેં શું એકલાએ પહેરવા માટે આટલાં બધાં મોજાં મંગાવ્યાં છે? આપ લ્યો, બીજા પણ બે એક મિત્રને આપીશ.

સુધીરઃ—તમે મોજાંનું સદાવ્રત કરો; હું હમણાં આવું છું.

---

## પ્રકરણ ૮ મું

---

### મણિનો રોષ.

એ દિવસે રાત્રે લગભગ દશ વાગ્યે વિમળાસુંદરી અનંગમોહિની પાસે સૂતી હતી. દીનાનાથે એ સ્થળે ઉપસ્થિત થઇ એક ખુરશી ઉપર બેસી કહ્યું:—"હવે કેમ છે? તાવ તો હવે નથીને?"

વિમળાસુંદરી અનંગમોહિનીને શરીરે અને માથે હાથ ફેરવી બોલીઃ—" સારું છે, હમણાં ઊંઘે છે. તમે સૂવાને કેમ ગયા નથી ?"

"હમણાં જાઉં છું. મણિ હવે બહુ ખરચાળ કામ કરવા લાગ્યો છે. તું તેને કાંઇ કહેતી નથી. મ્હને પણ કાંઇ જોવા તપાસવાનો સમય મળતો નથી. ચાળીસ રૂપિઆનાં વિલાયતથી એક ડઝન મોજાં મંગાવ્યાં છે."

વિમળાસુંદરીએ કહ્યું:—" હું સઘળું જોઉં છું અને સમજું છું; પણ કાંઇ કહેતી નથી. આપણે એના સિવાય કોણ છે ? પેલા ત્રણ જણ તો નિરાશ કરી ચાલ્યા ગયા છે. એ ખાવાપીવામાં અને કપડાં લત્તાંમાં કેટલું બધું ખરચ કરી નાખશે ? વળી આપણી પાસે જે કાંઇ છે તે તેનું જ છે—"

"તું આવી રીતે છાવરીને એને ખરાબ કરે છે."

"શું હું ખરાબ કરું છું ? સારું પહેરવા ખાવાનું મન ન થાય કે ?"

"તું કાંઇ સમજતી નથી. આવી વિલાસિતાથી ચરિત્ર ધીમે ધીમે દુર્બળ થઇ જાય છે અને સ્વભાવ ખરાબ થતો જાય છે."

વિમળાસુંદરી થોડા સમય સુધી વિચાર કરી બોલી:—" એક વાત તો હું જાણું છું તથા તે મ્હને પણ સારી લાગતી નથી. વારંવાર નાટક જોવા જવું સારું નહિ."

દીનાનાથ આશ્ચર્યચકિત બની જઇ બોલ્યોઃ—" એમ કે ? હું તો એમાંનું કાંઇ જાણતો નથી. કોની સાથે નાટકમાં જાય છે ?"

" પેલા જે બે છોકરા આવે છે, તેમાંના એકનું નામ નવીન અને બીજાનું નામ પ્રમોદ છે. તેમની સાથે મણિની ઘણી મિત્રાચારી છે. તેઓ એને નાટકમાં લઇ જાય છે. આજે પણ તેઓ આવ્યા હતા."

"ત્યારે આજે પણ એ નાટકમાં ગયો છે કે ? હું જોઇ આવું છું."

આમ કહી દીનાનાથે મણિના ઓરડામાં જઇ જોયું તો ટેબલ ઉપર બત્તી બળતી હતી. તેની પાસે હેમ્લેટનું પુસ્તક ખુલ્લું પડયું હતું. મણિ ઓરડામાં નહોતો.

દીનાનાથે પાછા ફરીને કહ્યું:—" એ ઓરડામાં નથી—એ નાટકમાં જ ગયો છે. કેવું આશ્ચર્ય! માત્ર દશ દિવસ પછી તેની પરીક્ષા છે અને આજે નાટક જોવા ગયો છે! આ કુટેવ તેને કેટલા દિવસથી પડી છે ? ત્હેં પહેલાં મ્હને કેમ કાંઇ કહ્યું નહિ ? "

વિમળાસુંદરીએ ગદ્ગદ કંઠે કહ્યું:—" હું શું અગાઉથી જાણુતી હતી ? એ વાત પાછળથી મ્હારા જાણવામાં આવી છે. "

" કેવું સત્યાનાશ ! એ તદ્દન સ્વેચ્છાચારી થઇ ગયો છે. મ્હારી સઘળી આશા નિરાશામાં ફેરવાઇ ગઇ છે ! "

આમ કહી દીનાનાથ એજ ખંડમાં ટેલવા લાગ્યો.

વિમળાસુંદરી પતિની આવી સ્થિતિ જોઇ કહેવા લાગી:—" તમે વિશેષ અધીર બની જશો નહિ. શાન્ત થાઓ. હમણાં સૂવા જાઓ. "

દીનાનાથે ટેલતાં ટેલતાં ગૃહિણીની પાસે આવી ઉભા રહીને કહ્યું:—" જેનું અભ્યાસમાં આવું દુર્લક્ષ્ય છે, પરીક્ષા તદ્દન નજીક આવેલી હોવા છતાં જે નાટકમાં જાય છે તે પરીક્ષામાં પાસ થશે કે ? નહિ જ થાય. "

ગૃહિણીએ કહ્યું:—" નપાસ થવાનો હશે તો તેમ થશે; તેથી શું બગડી જવાનું છે ? એને કાંઈ નોકરી કરવા જવાનું નથી. ખરાબ સોબતથી તેનું ચરિત્ર ન બગડે એટલું જ આપણે સંભાળવાનું છે. "

દીનાનાથે કહ્યું:—"ચરિત્ર બગડ્યું હશે તો પણ કોણ જાણે છે ! "

" એટલા માટે જ હું તમને ઘણા દિવસથી તેનો વિવાહ કરી

નાખવા કહું છું; પણ તમે મારી વાત ન સાંભળો તો હું શું કરું ?"

દીનાનાથઃ—મ્હેં વિચાર્યું હતું કે પરીક્ષામાં પાસ થશે એટલે પછી તેનો વિવાહ કરીશ. વહેલો વિવાહ કરવાથી ભણવા ગણવાનું છોડી દે એવો મ્હને ભય હતો.

વિમળાઃ—જે થયું તે થયું–હવે વેળાસર વિવાહ કરી નાખો. હું પણ એકલી હવે બધું કામ કરી શકતી નથી માટે ઘરમાં વહૂ લાવવાની ઘણી જરૂર છે. હવે વિમાસણ કરે શું થવાનું છે? જાઓ તમે સુઇ જાઓ; વિશેષ ચિંતા કરવાથી તમારું શરીર બગડશે.

આટલી વાતચિત થયા પછી દીનાનાથ પોતાના સુવાના ઓરડામાં ગયો; પણ સુઇ ન રહેતાં એ ઓરડામાં ટેલવા લાગ્યો. આજે તેના હૃદયમાં ગંભીર આઘાત થયો હતો. ઘડીઆળમાં જ્યારે બાર વાગ્યા ત્યારે તે સૂઇ ગયો; પણ ગાઢ નિદ્રા આવી નહિ. તેણે સ્વપ્નમાં જોયું કે, મણિ નાટકમાં એક નટીના રૂપમાં આસક્ત થયો છે. તે તેને સાથે લઇને ક્યાંય પલાયન કરી જવા માટે હાવરા સ્ટેશને ગયો છે. દીનાનાથ ખબર મળતાં સ્ટેશન ઉપર જાય છે; પરંતુ તેની ગાડી કોઇ કારણને લીધે ચાલતી નથી. સ્વપ્નાવસ્થામાં હાવરાનો પુલ પસાર કર્યા પછી દીનાનાથની નિદ્રા દૂર થઇ ગઇ. પથારીમાંથી ઉઠી ઘડીઆળમાં જોયું તો છ વાગ્યા હતા. તેણે ઉતાવળે પગલે મણિના ઓરડામાં જઇ જોયું તો મણિ બિછાનામાં સૂઇ રહી ઊંઘતો જણાયો. મણિને પથારીમાં સુતેલો જોઇને તેના હૃદયમાં સ્નેહનો ઉમળકો આવ્યો—નાશી નથી ગયો, ઘરમાં છે એવું જાણી શાન્ત થયો. ગૂમ થયેલી લક્ષ્મી પાછી મળી તેથી તેનું સ્નેહવિગળિત હૃદય ભરાઈ આવ્યું અને એક બે અશ્રુબિંદુ સરી પડયાં. ઉભો ઉભો તે પુત્રનું મુખ જોવા લાગ્યો. પછી પુત્રની નિદ્રાનો ભંગ થશે એવા ભયથી ધીમે પગલે ઓરડામાંથી બ્હાર

નીકળવા લાગ્યો. બ્હાર નીકળતાં ટેબલ ઉપર નાટકની ચોપડી જોઇને ઉભો રહ્યો. ચોપડી હાથમાં લઇને તે જોવા લાગ્યો. હવે તેના હૃદયમાં પુનઃ ભાવાન્તર ઉપસ્થિત થયોઃ—" સત્યાનાશ! મ્હારી સઘળી આશા અને વિશ્વાસનો નાશ થયો." આવો વિચાર કરતો કરતો તે બ્હાર ચાલ્યો ગયો.

લગભગ આઠ વાગ્યે મણિ જાગી ઉઠ્યો. તે ઉઠીને હાથ મ્હોં ધોઇ ચ્હા પી વાંચવા બેઠો; પણ આખી રાત જાગેલો હોવાથી વાંચવામાં મન લાગ્યું નહિ. હાથમાંનું પુસ્તક ઝૂકી પડવા લાગ્યું. ધીમે ધીમે આંખો મીંચાવાથી ઝોકાં ખાતાં ખાતાં ટેબલ ઉપર માથું રાખી ઊંઘમાં પડ્યો. મણિનો ઓરડો બહુ ઉત્તમ પ્રકારના ફરનિચરથી શણગારવામાં આવ્યો હતો. દિવાલ ઉપર જૂદી જૂદી જાતની વિલાયતી છબીઓ ટાંગેલી હતી. તેની અંદર કુદરતના દેખાવની છબીઓ ઘણી શોભતી હતી. વળી કેટલીક આ દેશનાં નરનારીઓની છબીઓ પણ હતી. એક કબાટમાં ઘણી જાતનાં પુસ્તકો ગોઠવી રાખ્યાં હતાં. સ્ટૅન્ડ ઉપર જૂદા જૂદા પ્રકારનાં રંગબેરંગી વસ્ત્રો ભરવી રાખ્યાં હતાં. તેની નીચે દશ બાર જોડ જોડા પડેલા હતા. એક મૂલ્યવાન્ ચિતાકર્ષક પલંગપર દૂધના ફીણ જેવી ઉજ્વળ પથારી હતી. તેની ઉપર એક સફેદ નેટની મચ્છરદાની હતી. એ પથારી અને મચ્છરદાની અત્તર અને એસેન્સની સુગંધથી બ્હેંકી રહી હતી. ટેબલ ઉપર આયના—દર્પણ અને જૂદી જૂદી જાતની વિલાસી વસ્તુઓ ગોઠવી રાખી હતી.

મણિ ટેબલ ઉપર માથું મૂકી ઊંઘી ગયો હતો એવામાં દીનાનાથે ઓરડામાં આવી 'મણિ–મણિ' કહી તેને બોલાવ્યો. મણિ આળસ ખાઇ આંખો ચોળતાં ચોળતાં જાગી ઉઠયો. દીનાનાથે કહ્યું:— " આમ ભણાતું હશે કે? કાલે રાત્રે ક્યાં ગયો હતો?"

આમ પૂછીને દીનાનાથ મણિની સ્હામે એક ખુરસી ઉપર બેઠો.

મણિએ ઉત્તરમાં કહ્યું:—" જવાનું ક્યાં હતું ? "

" કેમ ? મ્હેં તને રાતના દશ વાગ્યાને સુમારે ઘરમાં જોયો નહોતો ! સાચી વાત કહે-ક્યાં ગયો હતો ? "

મણિ માથું નીચું નમાવી બોલ્યો:—" કાલે સંધ્યાકાળ પછી નવીનની પાસે ગયો હતો. હિસ્ટરી વાંચતાં વાંચતાં ઊંઘ આવતી હતી તેથી તેની સાથે ત્યાં ઊંઘી ગયો હતો. રાત ઘણી વીતિ જવાથી ઘેર આવ્યો નહોતો. "

દીનાનાથ ઉઠી ઉભો થઈ ક્રોધથી કંપતા અવાજે બોલ્યો:— " જૂઠી વાત ! કાલે રાત્રે તું નાટક જોવા ગયો હતો. દશ દિવસ પછી ત્હારે પરીક્ષા આપવાની છે; છતાં તું નાટક જોવા જાય છે ! કેવું આશ્ચર્ય ! "

મણિ ગદ્દગદ કંઠે બોલ્યો—" કોણે આપને કહ્યું કે, હું નાટકમાં ગયો હતો ? "

" કોણ કહે ? નાટકની ચોપડી ત્હારા ટેબલ ઉપર પડેલી હતી. એ ચોપડી ઉપર ત્હારું નામ અને ગઇ કાલની તારીખ છે; આમ છતાં તું મને છેતરે છે ?! "

મણિ ચુપકીદી ધારણ કરી બેસી રહ્યો. તેની આંખોમાંથી આંસુ સરી પડવા લાગ્યાં. દીનાનાથ એ ઓરડામાં ટેલવા લાગ્યો. એ વખતે મણિના ઓરડામાં ગોઠવેલી સઘળી જાતની વસ્તુઓ કોટ, પાટલુન બૂટ, દૂધના ફીણ જેવી ઉજ્વળ પથારી અને જુદા જુદા પ્રકારની વિલાસની ચીજો તરફ તેની નજર પડી. એ સઘળું જોઇને તે ચિંતા કરવા લાગ્યો. પછી મણિના તરફ ફરીને ઉભો રહી બોલ્યો:—" ભણવા ગણવામાં ત્હારું બિલકુલ ધ્યાન નથી. તું સુખસાહ્યબી અને મોજ-

મઝા ભોગવે છે. કયો છોકરો વિદ્યાર્થીજીવનમાં આવી સાહ્યબી કરે છે તથા પારિસથી ચાળીસ રૂપિયાની કિમ્મતનાં મોજાં મંગાવી પહેરે છે? કોણ ત્હારી માફક દરરોજ નાટકમાં જાય છે? કેવું આશ્ચર્ય! ત્હારી વર્તણુંક આટલી બધી ખરાબ થઇ ગઇ હશે એવો વિચાર સુદ્ધાં મ્હારા મનમાં આવ્યો નહોતો. મ્હારી ભૂલ થઇ છે. તને પ્રત્યેક માસે પચાસ રૂપિયા ખીસ્સા ખરચના આપી મ્હેં ગંભીર અન્યાય કર્યો છે. હાથમાં પૈસા હોવાથી જ ત્હારી આવા પ્રકારની પ્રવૃતિ થઇ છે. હવેથી તને મ્હારી પાસેથી એક પૈસો પણ મળશે નહિ!"

આમ કહી દીનાનાથ ઉતાવળે પગલે બ્હાર નીકળી ગયો. મણિ એ ઠેકાણે એ જ ભાવથી બેસી રહ્યો.

દશ વાગ્યે એક નોકરે આવી કહ્યું:—"ભાઇ! બા બોલાવે છે—સ્નાન કરવા જાઓ."

મણિએ કહ્યું:—"બાને કહે કે આજે હું સ્નાન કરવાનો નથી."

ત્યાર પછી થોડા સમયે દાસીએ આવી કહ્યું:—"ભાઇ! રસોઇ તૈયાર થઇ છે—ચાલો જમી લ્યો."

મણિ બોલ્યો:—"હું જમવાનો નથી; પેટમાં અપચા જેવું લાગે છે."

"અપચા જેવું શું છે? બા બોલાવે છે. ચાલો, શૈલેન્દ્રનાથ તમારે માટે બેસી રહ્યા છે."

"ના,—બાને કહે કે હું જમવાનો નથી.

દાસીને મુખેથી આ વાત સાંભળી વિમળાસુંદરીએ પોતે આવી કહ્યું:—"કેમ—જમવું નથી કેમ? શું થયું છે?"

"મ્હને અપચા જેવું લાગતું હોવાથી હું જમવાનો નથી."

"અપચો થાય એવું ત્હેં શું ખાધું છે? રાતના ઉજાગરાથી એમ લાગતું હશે, બીજું શું!"

આમ કહી વિમળાસુંદરીએ તેના શરીર ઉપર હાથ ફેરવ્યો.

" શરીર તો સારું જણાય છે. ચાલ–ભાત ખાજે. શૈલેન્દ્ર ત્હારી રાહ જોઇ બેસી રહ્યા છે."

" તેમને જમી લેવા કહે—હું જમવાનો નથી."

આમ બોલી મણિ રડી પડયો. હવે વિમળાસુંદરી મણિને ક્ષુધા નહિ લાગવાનું સત્ય કારણ સમજી શકી. તે તેને શરીરે હાથ ફેરવતાં ફેરવતાં કહેવા લાગી–" તેમણે ઠપકો આપ્યો છે તેથી જમવા આવતો નથીને? ત્હેં અપરાધ કર્યો તો ત્હારે ઠપકો સાંભળવો પડયો. હવેથી તું એવો અપરાધ કરીશ નહિ."

આ વખતે મણિએ રુદન કરતાં કરતાં કહ્યું:–" મ્હેં હમણાં શો અપરાધ કર્યો છે! વળી કોના છોકરા નાટકમાં ગયા વગર રહે છે? બા! હવે હું કાંઈ ન્હાનો બાળક નથી–હું ઉમ્મર લાયક થયો છું–હું મ્હારું પોતાનું સારું ખોટું સારી રીતે સમજી શકું છું. મ્હને હવે ન્હાના છોકરાની માફક શાસન કરો એ ચાલશે નહિ."

આમ કહી મણિ આંખો સાફ કરવા લાગ્યો. ગૃહિણી તેને શરીરે હાથ ફેરવતાં ફેરવતાં કહેવા લાગી:–" પણ ભાઇ! ત્હારા કલ્યાણ માટે જ તેઓ તને કહે છે. તું ભણી ગણીને વિદ્વાન્ થાય, ત્હારો સ્વભાવ–વર્તણૂંક સુધરે તો જનસમાજમાં ત્હારી પ્રશંસા થાય અને અમારા મનને પણ તેથી સુખ થાય. ત્હારો સ્વભાવ જો ખરાબ થશે તો પરિણામે ત્હારે દુઃખ વેઠવું પડશે. અમે હવે કેટલા દિવસ જીવતાં રહેવાનાં છીએ? ચાલ, રસોઇ ઠંડી થઇ જાય છે. શૈલેન્દ્રનાથ ત્હારી રાહ જોઇ બેસી રહ્યા છે."

ગૃહિણીની આવી સાંત્વનાથી મણિ જમવા ઉઠયો નહિ; કારણ કે તેના આત્મગૌરવને આઘાત લાગ્યો હતો. પછી ગૃહિણીએ જઇને

શૈલેન્દ્રને જમવા બેસાડયો. શૈલેન્દ્ર જમી લઇ મણિને સમજાવવા આવ્યો; પણ તેથી કાંઈ વળ્યું નહિ. મણિ જમ્યા વિના બિછાનામાં સુઇ રહ્યો. તેની સાથે વિમળાસુંદરી પણ જમ્યા વિના રહી. પછી બે વાગ્યાને સુમારે શૈલેન્દ્રના મુખે એ વાત સાંભળી ત્યારે મણિ વિલંબ કર્યા વગર જમવા ગયો. વળી બનાવ એવો બન્યો કે કડકડીને ભૂખ લાગી હતી તેથી આ સુયોગનો તેણે લાભ લીધો.

ચાર વાગ્યાને સમયે દીનાનાથ પોતાની લાયબ્રેરીમાં બેઠા હતા. શૈલેન્દ્ર ઘેર જવાની તૈયારી કરી તેને મળવા આવ્યો. દીનાનાથે શૈલેન્દ્રને જોઈ કહ્યું:–"ત્યારે તમે આજે જ જશો કે ?"

શૈલેન્દ્રે તેની પાસે એક ખુરસી ઉપર બેસી કહ્યું:–"જી, હું આજે જ જવાનો વિચાર રાખું છું. હવે કૅાલેજમાં ગેરહાજર રહેવાથી શો લાભ ? જે દિવસે ગિરિડી જવાનું થશે એ દિવસે ફરીથી આવીશ. મ્હને પત્ર લખજો."

"ઠીક, તેમ કરીશ. ઇશ્વર તમારું કલ્યાણ કરો. તમારા જેવા સચ્ચરિત્ર યુવક થોડા જ જણાય છે. મણિનો સ્વભાવ જોયો ને ? એ આ વખતે પણ પાસ થવાનો નથી. મ્હારી આશા–વિશ્વાસ સર્વ નિર્મૂળ થયું. હવે તેનો સ્વભાવ ખરાબ ન થઇ જાય તો સારું."

આમ કહી તેણે એક ગાઢ નિશ્વાસ મૂકયો. શૈલેન્દ્રે દુઃખિત સ્વરે કહ્યું–"એ વિષયમાં સારી રીતે સાવધ રહેવાની જરૂર છે. મ્હેં સાંભળ્યું છે કે કેટલાક છોકરા મણિમોહન પાસે આવે છે. તેમની સોબત સારી છે કે નઠારી તે હું જાણતો નથી. આપે એમને ગિરિડી મોકલવાનો વિચાર કર્યો છે એ ઘણી સારી વાત છે."

"મ્હારો એવો વિચાર છે કે તમારી સાથે એને થોડા દિવસ રાખી શકાય તો સારું. ગિરિડી જઇ આવ્યા પછી એવી વ્યવસ્થા

કરીશ. તમે લૉ-કૉલેજનો અભ્યાસ પૂરો કર્યા પછી ક્યાં રહેવાના છો?"

"મ્હારી એવી ઇચ્છા છે કે હું એક વખત દેશમાં જઇ કેટલાક દિવસ રહીશ. બાળપણથી હુગલીમાં વસવાથી દેશની સાથેનો મ્હારો સંબંધ ઓછો થયો છે, માટે દેશમાં જે કેટલીક જમીન મિલકત છે તે એક પણ વખતે પણ મ્હારા જોવામાં આવી નથી. મ્હારા પિતાનું એ તરફ બિલકુલ લક્ષ્ય નથી. તેઓ કહે છે કે, 'હું હવે કેટલા દિવસ જીવવાનો છું? હું તો હવે શહેરમાં જ વખત ગાળીશ.'"

દીનાનાથ સહજ હસી બોલ્યો-"એ વાત પણ ખરી, દેશમાં વળી મેજીસ્ટ્રેટ સાહેબ નથી અને ઓનરરી નોકરી પણ મળતી નથી."

શૈલેન્દ્ર સહજ શર્માતાં શર્માતાં પ્રસન્ન મુખે બોલ્યો:-"પિતાજીને એ એક mania (લત) છે. હું કહું છું કે દેશનો તદ્દન ત્યાગ કરવાથી કેમ ચાલે? દેશનાં ઘર-વાડીની મરામત કરાવી, ખાડા-ખાબોચીઆં તળાવ દુરસ્ત કરાવી, ગામનું જંગલ કાપી જગ્યા સાફ કરાવી દેશને આપણે રહેવા લાયક બનાવવો જોઇએ. હું એ સઘળી વ્યવસ્થા કરવા માટે થોડા દિવસ દેશમાં જઇને રહીશ."

"ઠીક, એ વખતે મણિ પણ થોડા દિવસ તમારી સાથે રહેશે; પરંતુ દેશમાં મેલેરિયા તો નથી ને?"

"જી, મેલેરિયા હમ્મેશાં નથી હોતો. વર્ષાઋતુના અંત સમયે ચાલૂ થાય છે તે કાર્તિક માસ સૂધી રહે છે. હું તે પહેલાં નીકળી આવીશ."

કાલે ન્હાનાં ગામડાંઓની ઉન્નતિ સંબધી તમે જ વાત કરતા હતા તે મ્હારા મનને ઘણી ગમી છે. તમે આ વખતે દેશમાં જઇ બરાબર તજવીજ કરી એક કાર્યપ્રણાલી [scheme] તૈયાર કરો."

"કાર્યપ્રણાલી તો મ્હેં મ્હારા મનમાં ઘણી રીતની ગોઠવી મૂકી છે. ફક્ત નાણાંની અછત છે."

"નાણાં માટે ચિંતા રાખશો નહિ. તમે દેશની ઉન્નતિ માટે જે કામ હાથપર લેશો એમાં મ્હારી સર્વાંશે સહાનુભૂતિ છે. હું તમને પૈસાની મદદ કરીશ; પરંતુ મણિને તમારે તમારી સાથે રાખવો પડશે."

શૈલેન્દ્ર ઘણા ઉત્સાહથી બોલ્યોઃ—'હું અવશ્ય રાખીશ. આપ જો પૈસાની મદદ કરશો તો જો જો કે હું શું નથી કરી શકતો ? હવે જાઉં છું, ટ્રેઇનનો વખત થયો છે."

આમ કહી શૈલેન્દ્ર દીનાનાથને પ્રણામ કરી ગાડીમાં બેઠો.

# દ્વિતીય ખંડ

## પ્રકરણ ૧ લું

### પ્રથમ દર્શન

આજે દશ દિવસ થયાં મણિ અનંગને લઇ ગિરિડીમાં આવ્યો હતો. મણિની મા વિમળાસુંદરી પણ સાથે આવી હતી. તેઓ જે બંગલામાં ઉતર્યા હતા એ ખુલ્લી જગ્યામાં હતો; વળી બંગાળીઓ પણ બહુ દૂર રહેતા નહોતા. ગિરિડીમાં અનેક બંગાળી ગૃહસ્થ લોકો બંગલા બાંધી પરિવારસહ રહેતા હતા. તેઓમાં ઘણાખરા બ્રહ્મસમાજી હતા. ગિરિડીનાં હવાપાણી આ વખતે ઘણાં સારાં હતાં. ફાગણ-માસમાં વારંવાર વૃષ્ટિ થવાથી બહુ ગરમી લાગતી નહોતી. આ ઠેકાણે આવ્યા પછી અનંગ થોડા દિવસમાં તંદુરસ્ત થઇ ગઇ. હમણાં તે સ્વતંત્ર રીતે ઉઠીને ઓટલાપર જઇ બેસી શકતી હતી. હમ્મેશાં

પ્રભાતકાળે અને સંધ્યાકાળે તે ઓટલા પર બેસતી હતી. તેની માતા પણ પાસે બેસતી. મણિ આ સ્થળે એકલો પડી ગયો હતો. તે ક્વચિત્ બ્હાર ફરવા જતો, ક્વચિત્ ઘેર બેસી નવલકથા વાંચતો તો ક્વચિત્ હાર્મોનિયમ બજાવતો હતો.

તેમના બંગલાની સ્હામે એક મ્હોટો રસ્તો હતો. એ રસ્તે થઇને સંધ્યાકાળે ઘણાં માણસો ફરવા જતાં આવતાં હતાં. તેમનામાં મ્હોટે ભાગે સ્ત્રીઓ હતી. ગિરિડી, મધુપુર, દેવઘર એ સઘળાં હવા ખાવાનાં સ્થળોમાં પુરનારીઓ સ્વચ્છંદે રસ્તામાં બ્હાર ફરતી હતી. એમાં કોઇ પ્રકારનો વાંધો ગણાતો નહોતો.

આજે સંધ્યાકાળે આકાશમાં મેઘાડંબર થયો હતો. પંચમીનો ચંદ્ર ઉગતાં ન ઉગતાંમાં વાદળમાં ઢંકાઇ ગયો હતો. ધીમે ધીમે વૃષ્ટિનાં એક બે બિંદુઓ પડવા લાગ્યાં. એ વૃષ્ટિએ એકાએક પ્રબળ રૂપ ધારણ કર્યું. એ સમયે બે સ્ત્રીઓ રસ્તા ઉપર ફરીને આવતી હતી. તેઓ વૃષ્ટિનો વેગ સહન કરી નહિ શકાવાથી દોડીને મણિના બંગલાના ઓટલા ઉપર આવી ઉભી રહી. તેઓમાં એક પ્રૌઢા અને બીજી નવયુવતી હતી.

પ્રૌઢાએ ઓટલા ઉપર આવ્યા પછી કહ્યું:–"આજે તો ઘણું પાણી પડ્યું છે. હાસી, ત્હારાં કપડાં ભીંજાયલાં જણાય છે."

યુવતીએ સહજ હસી કહ્યું:–"ના બા, વિશેષ ભીંજાયાં નથી."

વિમળાસુંદરીએ તેમની વાત સાંભળી ઓટલે આવી તેમને બંગલામાં આવવા કહ્યું.

પ્રૌઢા રમણીએ બંગલામાં પ્રવેશ કરી કહ્યું:–"થોડા દિવસથી આ બંગલામાં સંધ્યાકાળ પછી દીવો જોવામાં આવતો હોવાથી હું મનમાં વિચાર કરતી કે બંગલામાં કોઇ રહેવા આવ્યું હશે. આપ ક્યાંથી આવ્યાં?"

વિમળાસુંદરી તેમને આસન આપી બોલી:–" અમે કલકત્તાથી આવ્યાં છીએ. મ્હારી આ કન્યા બીમાર છે. ડૉકટરની સલાહ પ્રમાણે એને હવાફેર માટે લઈ આવ્યાં છીએ. મ્હારો પુત્ર પણ અમારી સાથે આવ્યો છે."

એટલામાં પ્રૌઢા રમણીની નવયુવતી કન્યાની સાથે અનંગની વૈદ્યુતિક દૃષ્ટિનો વિનિમય થઇ ગયો. એ કન્યાનું નામ સુહાસિની હોઇ તેની ઉમ્મર અઢાર વર્ષની હતી. શરીરનો રંગ અત્યંત ગૌર હોઇ મુખાકૃતિ ઘણી સુંદર હતી. તેની માત્તા પણ એક સમયે સુંદરી હતી; પણ તેની એક આંખ ત્રાંસી હતી. તેનો પહેરવેશ જોતાં તે વિધવા છે એમ સમજી શકાતું હતું. તેણે સુહાસિનીને કહ્યું:–" બ્હેન હાસી, આ બ્હેન સાથે વાતચિત કર. આહૂ! બીચારી ઘણી બીમાર જણાય છે. એનું નામ શું છે?"

વિમળાએ ઉત્તર આપ્યો:–" એનું નામ અનંગમોહિની છે. એને જ્વરવિકાર થયો હતો. એક મહિના સુધી બીમારી ભોગવી છે. આજ બે ચાર દિવસથી જ સહજ બેસે ઉઠે છે."

" વાહ! ઘણું મનહર નામ છે, દેખાવડી પણ છે. આવો ઉજ્વળ રંગ બંગાળીના ઘરમાં હજી સુધી જોવામાં આવ્યો નથી. બ્હેન અનંગ! ત્હારું શરીર સારું થાય ત્યાં સુધી અંદર બેસવાનું રાખ આ વૃષ્ટિથી ઠંડી લાગી જવાનો સંભવ છે. શર્માય છે કેમ? સુહાસિની સાથે વાતચિત કર."

સુહાસિની અનંગની નજીક જઇ બેઠી અને અનંગ મૃદુ હાસ્ય-સહ તેના પ્રશ્નના ઉત્તર આપવા લાગી.

પ્રૌઢાનું નામ માનિની હતું. તેણે વિમળાસુંદરીને કહ્યું:–" આપની આ કન્યાનો વિવાહ કર્યો છે કે? સેંથામાં સિંદુર જણાય છે તેથી

પૂછું છું. આટલી ન્હાની ઉમ્મરમાં વિવાહ કર્યો?

વિમળાએ આશ્ચર્ય પામી કહ્યું:-" ન્હાની ! અનંગ ન્હાની છે કે? એને ચૌદ પંદર વર્ષ થવા આવ્યાં હશે. બે વર્ષથી એનો વિવાહ થયો છે."

" શું બોલ્યાં? બે વર્ષથી વિવાહ થયો છે! અમે તો આવી ન્હાની કન્યાનો વિવાહ કરી શકીએ નહિ. મ્હારી આ કન્યાનો હજી સુધી વિવાહ કર્યો નથી. એણે હમણાં કન્યાવિદ્યાલયમાં પ્રવેશક પરીક્ષા આપી છે."

વિમળાસુંદરીએ ધીમે ધીમે કહ્યું:-" અમારા હિંદુના ઘરની કન્યાઓનો વિવાહ ન્હાની ઉમ્મરમાં થાય છે."

" અમે પણ હિન્દુ-બ્રાહ્મણ છીએ. બ્રહ્મસમાજી નથી કે ખ્રિસ્તી નથી; પરંતુ તેમ હોય તો પણ મ્હારા પતિની એવી ઇચ્છા હતી કે, કન્યા સારી રીતે લખવું વાંચવું શિખે ત્યાર પછી જ એનો વિવાહ કરવો. આ એક કન્યા મ્હારા આધારરૂપ છે."

" આપને પુત્રસંતાન નથી કે?"

" ના નથી. આજકાલ કરતાં દશ વર્ષથી હું વિધવા થઇ છું અને સુહાસિનીને સાથે લઇને અત્રે આવી છું."

" આપનું ઘર પ્રથમ ક્યાં હતું?"

" વર્ધમાનપુરમાં-હજી પણ ત્યાં અમારું એક ઘર છે. મ્હારા પતિ વર્ધમાનપુરમાં વકિલ હતા."

બીજી તરફ સુહાસિની અને અનંગ વચ્ચે ઘણી વાતચિત ચાલી રહી હતી. માનિનીએ કહ્યું:-" હાસી-બ્હેન એવું નામ શું-હાં, અનંગની સાથે ત્હારી વાતચિત થઇ ને? હવે ચાલ જઇએ. વૃષ્ટિ બંધ થઇ છે. ( વિમળા તરફ જોઇ ) આપની સાથે વાતચિતનો પરિચય

થયો છે. હવે હું આવતી રહીશ. હમ્મેશાં સંધ્યા સમયે અમે આ રસ્તે થઇ ફરવા જઇએ છીએ. અનંગને આરામ થાય ત્યારે આપ પણ ફરવા આવજો. હવે એને ફરવા જવાની ઘણી જરૂર છે; ફરવા જવાથી તેને થોડા દિવસમાં સર્વાશે આરામ થઇ જશે"

વિમળાએ કહ્યું:-" અમે આ ઠેકાણે નવાં આવ્યાં છીએ. આપ અત્રે સ્થાયી રહો છો. કૃપા કરી અમારી ખબર અંતર લેતાં રહેજો. અમારો પુત્ર પણ હજી બાળક છે. વળી અમે કદાપિ ઘર બ્હાર નીકળ્યાં નથી."

" ક્યાં છે? આપના પુત્રને તો જોયા નહિ. એ ક્યાં છે?"

" એ પાસેના ખંડમાં છે. મણિ! અત્રે આવ જોઇએ." મણિ પાસેના ખંડમાં ઉભો રહી સઘળી વાતચિત સાંભળતો હતો, વિના વિલંબે તે માતા પાસે ઉપસ્થિત થયો.

માનિની તેને પગના અંગુઠાથી માથા સૂધી નિરખી બોલી:- "વાહ! ઘણા ડાહ્યા જણાય છે! ક્યાં સૂધી અભ્યાસ કર્યો છે?"

વિમળાસુંદરી બોલી:-" આ વખતે બી, એ.ની પરીક્ષા આપી આવ્યો છે. અમારો પણ આ એક માત્ર આધાર છે. આશીર્વાદ આપો કે એ દીર્ઘાયુ થાય."

" ઘણો આશીર્વાદ આપું છું. અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું. ભાઇ! તમે જરા ઓટલા સૂધી ફાનસ ધરો; અમે જઇએ."

વિમળાસુંદરીએ કહ્યું:-" કેમ, ફાનસ લઇને ભલેને આપને પહોંચાડવા આવે! આપનો બંગલો કાંઇ વિશેષ દૂર નથીને?"

" ના, બંગલો તો નજીક જ છે. અહીંથી પણ દેખાય છે; છતાં એમને એટલી બધી તકલીફ લેવાનું કારણ નથી. અમે જઈ શકીશું. વૃષ્ટિ પણ બંધ થઈ ગઇ છે."

વિમળાસુંદરીએ કહ્યું:—" ઠીક મણિ ! તું ન જાય તો દરવાનને મોકલ સાથે. મણિ! ઝુમનને બોલાવ જોઇએ. "

મણિએ ફાનસ લઇ બ્હાર નીકળી ઝુમનસિંહને બોલાવ્યો. માનિની પણ સુહાસિનીને સાથે લઇ એટલે આવી ઉભી. એ ફાનસના પ્રકાશમાં સુહાસિની અને મણિનાં ચતુર્ચક્ષુનું મિલન થયું. એ શુભ દૃષ્ટિ હતી કે અશુભ દૃષ્ટિ ? એ સમયે પાસેના વડના ઝાડની શાખા ઉપર વસંતની કોયલ ' કુહુ કુહુ ' સ્વરથી ઝણકાર કરી ઉઠી. એ કુહુ રવથી મણિનું શરીર કંપી ઉઠયું.

ઝુમનસિંહ માથા ઉપર લાલ પાઘડી બાંધી હાથમાં એક મ્હોટી વાંસની લાકડી પકડી એટલે આવ્યો અને મણિના હાથમાંથી ફાનસ લઇ આગળ થયો. રસ્તે જતાં જતાં માનિની ઝુમનને વિવિધ પ્રકારના પ્રશ્નો પૂછવા લાગી. મણિનો પિતા શું કરે છે, તેમની આર્થિક સ્થિતિ કેવી છે, કલકત્તામાં કયા સ્થળે રહે છે, સંસારમાં બીજું કોણ કોણ છે, અનંગનું લગ્ન કયા કર્યું છે વગેરે હકીકત તે પૂછવા લાગી. ઝુમન અર્દ્ધ હિન્દી અને અર્દ્ધ બંગાળીમાં ઉત્તર આપી તેનું કૌતુહલ શાન્ત કરતો ચાલ્યો અને તેમને બંગલે પહોંચાડી દઇ પાછો ફર્યો.

---

## પ્રકરણ ૨ જું

---

### પ્રેમમાં પડયો

બીજે દિવસે પ્રભાતકાળે મણિ કોકિલના કુહુરવથી નિદ્રામાંથી જાગી ઉઠયો, એણે બંગલાની બ્હાર નીકળી જોયું તો ચારે દિશાએ આશ્ચર્યજનક ફેરફાર થઇ ગયેલો જણાયો. પેલા વટવૃક્ષનાં સ્નિગ્ધ-શ્યામલ પાંદડાં ઘણા લીલાંછમ બની ગયાં હતાં. આકાશ હમ્મેશાંનાં

કરતાં વિશેષ નીલ થઇ ગયું હતું. પ્રભાતના પૂર્વાકાશમાં ગુલાબી રંગની અંદરથી જે નવીન સૂર્ય પ્રકાશી નીકળ્યો એ આજે જાણે કે કાંઇક વિશેષ ઉજ્વળ લાગતો હતો. તેના મુખમાં હસવું સમાતું નથી; એ હાસ્યનો ફુવ્વારો ચારે બાજૂએ અરૂણ–રાગમાં ભળી ગયો હતો.

મણિ હમ્મેશાં પ્રભાતકાળે હ્વા પી ફરવા જતો હતો. આજે તેણે તેની માતાને કહ્યું:–"મા! આજે હું દરવાન સાથે બજારમાં જઇ સારી તાજી શાકભાજી લઇ આવીશ."

વિમળાસુંદરીએ સંતુષ્ટ ચિત્તે કહ્યું:–"એ તો ઘણી સારી વાત. પોતે જોઇ તપાસી ખરીદીએ એ જ સારું." આમ કહી તેણે મણિના હાથમાં પૈસા આપ્યા. દરવાન લાલ ફેંટો બાંધી લાકડી હાથમાં પકડી મણિની સાથે સાથે ચાલ્યો. રસ્તે જતાં જતાં તેણે કહ્યું:–"હુજૂર! કાલે આ બંગલે પેલાં બાઇ આવ્યાં હતાં." મણિ એજ વાત જાણવા ચ્હાતો હતો. મણિ તૃષિત નેત્રથી એ બંગલાને જોવા લાગ્યો. બંગલો ન્હાનો હોવા છતાં દેખાવમાં ઘણો સુંદર હતો. બ્હાર ગુલાબી રંગ કરેલો હતો અને બારીએ ચક નાખેલા હતા. ચારે બાજૂએ બાગ હોઇ એ બાગમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં પુષ્પો પ્રસ્ફુટિત થયાં હતાં. મણિ સતૃષ્ણ નેત્રથી બંગલાનાં બારી બારણાં જોવા લાગ્યો; પરંતુ પેલી મનમોહન મૂર્તિનાં જાદુ ભરેલાં નેત્રોને તે જોઇ શક્યો નહિ. ચિંતા નહિ, બંગલાનો જ્યારે પત્તો લાગ્યો છે ત્યારે પછી અન્ય સમયે અવશ્ય એનું દર્શન થશે. વિશેષ ઉતાવળ કરવાની શી જરૂર? મણિ ઝુમનસિંહની સાથે આ વખતે સીદ્ધો બજારમાં ગયો અને સારી તાજી શાકભાજી ખરીદી લાવ્યો. એ દિવસે જમતી વખતે એકાએક મણિની ક્ષુધા વધી ગયેલી જોઇ બ્રાહ્મણ રસોઇઓ આશ્ચર્ય પામ્યો.

મણિને આજનો દિવસ ઘણો લાંબો લાગ્યો. જાણે કે સન્ધ્યા

થતી જ નહોતી. સન્ધ્યાકાળના અરસ્સામાં હાથમાં પુસ્તક લઇ તે બંગલાના ઓટલા ઉપર એક આરામ ખુરસીમાં બેસી રહ્યો; પરંતુ તેનાં બન્ને નયન રસ્તા ઉપર જ હતાં. થોડા સમય પછી તેણે જોયું કે આગલા દિવસનાં પેલાં બન્ને અતિથિ એ રસ્તેથી ફરવા જતાં હતાં; પરંતુ તેઓ મણિના બંગલા તરફ આવ્યાં નહિ. તેઓ સીધે રસ્તે ચાલ્યાં ગયાં. મણિ ઘણા સમય સુધી નિસ્તબ્ધ ભાવથી આરામ ખુરસીમાં જ બેસી રહ્યો. બંગલામાં દીવો થયો; પણ મણિને તેનું જ્ઞાન રહ્યું નહિ. એવામાં અનંગે પાછળથી આવી કહ્યું:–" ભાઇ! આજે ફરવા ન ગયા કે?"

મણિ ચમકી ઉઠી ઉભો થયો અને અનંગને જોઇને બોલ્યો:– " ના, આજે ફરવા નથી ગયો. પુસ્તક વાંચ્યા કરતો હતો."

" ત્યારે બંગલામાં આવો–મ્હને હાર્મોનિયમ શિખવાડો."

"બહુ સારું; તું હજી એક પણ સ્વરલિપિ શિખી શકી નહિ!"

અનંગે હસીને કહ્યું–" તમે મ્હારા ઉસ્તાદ હોવા છતાં સ્વર-લિપિ જોયા સિવાય એક પણ ગાન વગાડી શકતા નથી!"

" અરે! હું ત્રણ ગત બજાવતાં તો શિખ્યો છું."

આમ કહી મણિ અનંગ સાથે અંદર જઇ હાર્મોનિયમની પેટી ઉઘાડી બેઠો. સ્વરલિપિનું બરાબર જ્ઞાન નહિ હોવા છતાં મણિ-એ એક બે ગત બજાવી. પછી બીજી એક ગત બજાવવાનો જ્યારે તેણે આરંભ કર્યો ત્યારે એક પ્રબળ વાંધો ઉપસ્થિત થયો. ગઇ કાલનાં પેલાં બે અતિથિ અકસ્માત ઓટલે આવી પહોંચ્યાં " અરે ક્યાં ગયાં? અનંગ છે કે?" આમ કહેતી માનિની બેસવાના ખંડના દરવાજામાં આવી. અનંગે ઉઠીને તેમનો આદર સત્કાર કરી કહ્યું:–" આવો, આપ આ રૂમમાં આવો."

"તમારાં બા ક્યાં છે?"

"બોલાવી લાવું છું." આમ કહી અનંગે વિમળાસુંદરી માતુશ્રીને ડાંક મારી.

માનિની અને તેની કન્યા રૂમમાં દાખલ થઇ બે ખુરસી ઉપર ઠાં. મણિએ ત્યાંથી ઉઠી જવાનો પ્રયત્ન કર્યો. તેને જતો જોઇને ાનિનીએ કહ્યું:-"તમે કેમ ચાલ્યા જાઓ છો? બહુ સારું વગાડતા તા; હજી પણ વગાડોને."

આ વખતે વિમળાસુંદરીએ આવીને માનિની અને તેની કન્યાને જોઇને હસતે મુખે તેમનો આદર સત્કાર કરી કહ્યું:-"મણિ! અમારી જરીમાં વગાડતાં શર્માય છે શા માટે?"

માનિની હસતે મુખે બોલી-"એમાં શર્મ શા કામની? અનંગને વે સારું છે ને?"

"હા, ઇશ્વરની કૃપાથી હવે આરામ થયો છે. હજી ખાવા પર તેની રૂચિ થતી નથી. આજ મણિ પોતે બજારમાં જઇ શાક-ાજી લઇ આવ્યો હતો."

"હવે ખોરાક તો લેવો જ જોઇએ; ખાવું અને ફરવું જોઇએ. લ્લી હવામાં હમ્મેશાં ફરવાથી થોડા દિવસમાં શરીર સબળ થશે. ાપ કહેતાં હતાં કે હું એને લઇને ફરવા આવીશ. હમ્મેશાં સન્ધ્યા-ળે અમે આ રસ્તે થઇને ફરવા જઇએ છીએ. આ સ્થળે આવી રીતે રવા ફરવાથી જ મ્હારું શરીર આટલા દિવસ સુધી ટકી રહ્યું છે."

"હજી થોડાં દિવસ જવા દો; અનંગ થોડું થોડું ચાલતી ટલે આપ એને સાથે લઇ જજો."

અનંગે હાથ તાલી આપી ખુશી થતાં કહ્યું:-"વાહ કેવી મઝા! ફરવા આવીશ."

સુહાસિની ખડખડ હસીને બોલીઃ—"તમારામાં ઘણી સ્ફુર્તિ જણાય છે; હું ધારું છું કે તમે કોઇ વખત બ્હાર ફરવા જતાં નથી!"

"ક્યાં ફરવા જાઉં? કલકત્તામાં પિંજરાનાં પંખી બની રહેવું પડે છે. વળી એક મહિનાથી તો બિછાનામાં પડી હતી."

"આ સ્થળે અમે પુષ્કળ ફરીએ છીએ. અમારા મહોલ્લાની ઘણી છોકરીઓ ફરવા જાય છે. મ્હને લાગે છે કે આજે અહીં તમે જ હાર્મોનિયમ બજાવતાં હશો?"

"હું નહિ—મ્હારા ભાઇ બજાવતા હતા. હું તેમની પાસે શિખું છું."

સુહાસિનીએ અનંગના કાન પાસે મ્હોં લઇ જઇ કહ્યું:—"તમારા ઉસ્તાદને સંગીત વિદ્યાનું વિશેષ જ્ઞાન હોય એમ લાગતું નથી."

"કેમ? ભાઇ તો સારું બજાવે છે. સ્વરલિપિ જોયા સિવાય ત્રણ ગત બજાવતાં શિખ્યા છે."

આમ કહી અનંગ નેત્રો વિકાસી સુહાસિનીના મ્હોં તરફ જોઇ રહી.

સુહાસિની મુખ ગંભીર કરી બોલીઃ—"ઠીક—ત્ર—ણ—તો ત્રણ ગત બજાવવી એ કાંઇ સહેલું કામ છે કે? અને તે પણ વળી સ્વર-લિપિ જોયા સિવાય? હું એક ગત બજાવી શકું છું."

અનંગ હાથતાલી દઇ બોલીઃ—"ત્યારે તમે બજાવો જોઇએ! બજાવો, હમણાં જ બજાવો."

માનિની હજી સુધી વિમળાસુંદરી સાથે વાતે વળી હતી. હવે તેણે અનંગ તરફ જોઈ કહ્યું:—"શું કહ્યું અનંગ? હાથતાળી કેમ આપી?"

અનંગે કહ્યું:—"હું એમને હાર્મોનિયમ બજાવવા કહું છું."

"એમને તેમને શું? તમે સુહાસિનીને બ્હેન કહી બોલાવો. બ્હેન હાસી, બજાવને—અનંગને એક ગાયન ગાઇ સંભળાવ. (વિમળાસુંદરી તરફ નજર કરીને) એ સ્કૂલમાં ગાતાં બજાવતાં શિખી છે. સુહાસિની સારી રીતે ગાઇ શકે છે હાર્મોનિયમ પણ એને હાથે સારું એઠું છે."

સુહાસિનીએ લજ્જાથી આમતેમ જોઇને હાર્મોનિયમ પાસે તાણી પ્રથમ એક ગત બજાવી પછી નીચે લખેલું ગાયન ગાવા માંડયું. અમે એ ગાનના અર્થસૂચક એક ગુર્જર કાવ્ય અત્રે ઉદ્દૃત કરીએ છીએ:

"સુન્દર શિવ મંગળગુણ ગાઉં ઇશ્વરા,
વિભુવર ભવભયહારક, નમું મહેશ્વરા—સુન્દર૦ ધ્રુવ.

મધુર કુસુમ વિશે રમે ગંધ સુન્દરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
મૃદુલકંઠ કોકિલરવ શ્રવણસુખકરા;—
સહુમાં વસતી હસતી
પ્રતિફલિતા—શી લલિતા—સુન્દરતા—
તુજ જગદ્ધારા...સુન્દર૦

વિપ્રલંભી વિષયમોહની મધુસ્વરા,
દિવ્યધામપંથ જતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે, અહો દયાકરા!
ક્ષણુ તે, હૃદયે, બળ દે,
કર ધરી આ—પરિહરવા—મધુરરવા,
મોહનીસુરા—સુન્દર૦

વિમલ સાધુ હૃદય વિશે વિપદ્દજલધરા,
વ્યાપી હમે સત્ય દૃષ્ટિ ઘનતિમિરકરા,
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા,
કરુણા ધરીને, ફરીને,
હરી તમને, સદય મને, મનગગને. "×
શાંતિ દે સ્થિરા...સુંદર૦

સુહાસિનીનો સુમધુર કંઠ હાર્મોનિયમના સ્વર સાથે મળી જવાથી લહર ઉપર લહરે ઉઠી ચારે દિશાઓને પ્લાવિત કરી નાખી. વિમળાસુંદરીએ આવો મધુર સ્વર પૂર્વે કદાપિ સાંભળ્યો નહોતો. તે ઘણી મોહિત થઇ ગઇ. અનંગ પણ આ વખતે સમજી ગઇ કે, પોતાના ભાઇ કરતાં સુહાસિની કેટલી બધી ઉસ્તાદ છે! પણ તેના ભાઇની શી દશા થઇ? આ વખતે મણિ પાસેના ખંડમાં બેસી છુપી રીતે સઘળી વાતચિત સાંભળતો હતો. એ સંગીત-લહરીનો તેના કાનમાં પ્રવેશ થવાથી તેનો પ્રાણ ઘણો વ્યાકુળ થયો. નાટકની ઘણી વિખ્યાત નટીઓનાં ગાયનો તેણે સાંભળ્યાં હતાં; પણ આવો સુમધુર કંઠસ્વર આ જીવનમાં કદાપિ સાંભળ્યો નહોતો! તે પત્થરના પુતળાની પેઠે સ્થિર થઇ જઇ એ સ્વરસુધાનું પાન કરવા લાગ્યો.

ગાયન સમાપ્ત થયા પછી અનંગે 'બીજું એક, બીજું એક' બોલી બીજું ગાયન ગાવાનો આગ્રહ કર્યો. સુહાસિનીએ તેના કાનમાં કહ્યું:-" મ્હને તો આ એક જ આવડે છે; જેમને ત્રણ આવડે છે તેમની પાસેથી બીજું ગાયન સાંભળજો!"

અનંગ હસીને બોલી:-" જાઓ તમે, મ્હારા ભાઇની મશ્કરી કરો છો? હું ભાઇને કહી દઉં છું-ઓ ભાઇ—"

× નરસિંહરાવ.

સુહાસિનીએ 'ચુપ-ચુપ' કહી અનંગનું મુખ દાબી રાખ્યું.

વિમળાસુંદરી ગાયન સાંભળી સુહાસિનીની ઘણી પ્રશંસા કરીને બોલી:—"આપની કન્યા સકળગુણસંપન્ન છે-જેવો વિદ્યાભ્યાસ છે તેવું જ ગાઇ બજાવી જાણે છે. હવે એનો વિવાહ કરી નાખો."

માનિનીએ સહજ નજીક આવી કહ્યું:—"વિવાહ તો કરીશ જ. આપણા હિન્દુ ઘરની કન્યાને હવે કેટલા દિવસ સુધી અવિવાહિતા રાખી શકાય તેમ છે ? હાસીનો હજી વિશેષ ભણવાનો વિચાર છે; પણ મ્હારો મત એવો નથી. સ્ત્રીજાતિ વાંચવું લખવું શિખે એટલે બસ છે. એલ, એ, બિ, એ, પાસ કરીને શું કરવું છે ? નોકરી ક્યાં કરવાની છે ? "

" ખરું છે. એ ગૃહસ્થ કુટુંબની વહૂ થશે, એલ,એ-બી,એ. પાસ થયેલી વહૂ સઘળા લોકો પસંદ કરે નહિ. હવે જેમ બને તેમ જલ્દી વિવાહ કરવાનો પ્રયત્ન કરો."

" બ્હેન ! હું ઓછો પ્રયત્ન કરું છું કે ? પણ અમે વિદેશમાં પડયાં છીએ. અમારું ઘરબાર આ તરફ નથી. વિવાહ કલકત્તા જઇ કરવો પડે તેમ છે; પરંતુ મ્હારું એવું આત્મીય સ્વજન કોઇ નથી કે જે તજવીજ કરી કોઇ સારો છોકરો શોધી કાઢે. વળી વિવાહ કરવા કલકત્તા જઇએ તો પૈસા પણ પુષ્કળ જોઇએ. હું ગરીબ વિધવા છું. એટલા બધા પૈસા હું ક્યાંથી લાવું ? આ સઘળાં કારણથી મ્હારી ઘણી ઇચ્છા હોવા છતાં હું હાસીનો વિવાહસંબંધ કરી શકતી નથી. આપનાં આત્મીય સ્વજનમાં જો તજવીજ કરશો તો મ્હારા ઉપર મહાન્ ઉપકાર થશે. "

" ઠીક છે જોઇશ. પરંતુ સર્વે પૈસા માગે છે. વળી જે છોકરાઓએ સારો અભ્યાસ કર્યો છે તેમનાં તો નામ પણ લેવાય એમ

નથી. અમારી હવેલી સ્હામે હારાધન રાય ઇન્જીનિયરના એક છોકરાએ મેડિકલ કૉલેજની છેલ્લી પરીક્ષા આપી છે. પણ સાંભળવામાં આવ્યું છે કે, તેને માટે એક જણ દશહજાર રૂપિયા આપવા તૈયાર હતો, છતાં તેના પિતાનો વિચાર થયો નહિ. તે કહે છે કે, હમણાં છોકરાનો વિવાહ કરવાનો વિચાર નથી."

"દ—શ હજાર? ઓ બાપ! એટલા બધા રૂપિયા મળવા છતાં છોકરાનો બાપ રાજી થતો નથી?"

"પણ એ છોકરો એક રત્ન સમાન છે. જેવી વિદ્યા બુદ્ધિ છે તેવો જ સુંદર સ્વભાવ છે. મ્હારી આ અનંગના મંદવાડ વખતે એણે શું નથી કર્યું તે હું કહી શકતી નથી."

મણિ પાસેના ખંડમાંથી છુપી રીતે આ વાત સાંભળતો હતો. માતાના મુખમાંથી નીકળતાં સુધીરની પ્રશંસાનાં વાક્ય તેને સારાં લાગ્યાં નહિ. પણ તે કરે શું? તેનો કાંઇ ઉપાય નહોતો.

માનિનીએ કહ્યું:—"મ્હારી શક્તિ શું કે હું એટલા પૈસા આપી શકું? દશ હજાર તો શું પણ પાંચ હજાર સુદ્ધાં હું આપી શકું તેમ નથી. આજકાલ વિવાહનું બજાર એવું થઇ ગયું છે કે પૈસા આપ્યા સિવાય ભણેલો છોકરો મળે તેમ નથી. મ્હારે પણ થોડી રકમ તો આપવી જ પડશે."

આ વાત સાંભળી મણિ આશ્વસ્ત થયો. પસીનો વળી જાણે તેનો તાવ જતો રહ્યો.

વિમળાએ કહ્યું:—"સુહાસિની સારું ભણી ગણી છે તેથી તેને માટે તેનાથી વિશેષ ભણેલો ગણેલો વર નહિ શોધી કાઢો તો જોડી શોભશે નહિ."

માનિની ચિંતાતુર મુખે બોલી:—"એમ જ છે. બ્હેન! હું

એ જ વિચાર કરું છું. એવો છોકરો ક્યાંથી મળશે ? મ્હારે બીજું કોઇ નથી. આ એક માત્ર કન્યા છે. આ ગિરિડીમાં મ્હારું એક મકાન છે અને બીજું મકાન મધુપુરમાં છે. એ મકાનનું ભાડું આવે છે. વળી ભાડું પણ કંઇ હમ્મેશાં આવતું નથી. હવા ખાવા લોકો આવે છે ત્યારે ભાડું આવે છે. વળી એ સિવાય મ્હારી પાસે કંપનીના કેટલાક શેર છે. એ સઘળું મ્હારી કન્યાને અવશ્ય મળશે. કન્યા અને જમાઇ સિવાય મ્હારે બીજું કોણ છે ? વિશેષ રોકડ રકમ આપવા હું અશક્ત છું. "

વિમળાએ સહાનુભૂતિ દર્શાવતાં કહ્યું:—"ઘણી મુશ્કેલી ભરી વાત છે—આજકાલ કન્યાનો વિવાહ કરવો એ ઘણું કઠિન કાર્ય છે. મ્હારી આ અનંગના વિવાહમાં દશ હજાર રૂપિયા ખર્ચ થયું હતું; છતાં જમાઇ એક રત્ન બરાબર મળ્યા છે. "

" આપની પાસે પુષ્કળ સંપત્તિ છે. આપ સુખેથી દશ હજાર રૂપિયા ખરચ કરી શકો; પણ મ્હારા જેવી ગરીબ વિધવા શું કરી શકે ? ગરીબના સહાયક એક માત્ર શ્રીહરી છે. બ્હેન હાસી, ચાલ. રાત ઘણી થઇ છે. "

માનિનીએ વિચાર્યું હતું કે વિમળાસુંદરી તરફથી સહજ આશાનો સંકેત મળશે; પરંતુ એને એ દિશાએ ગયેલી ના જોઇને અંતરના ઊંડાણમાંથી એક નિઃશ્વાસ મૂકી તે ઉઠી. વિમળાસુંદરીએ કહ્યું:—"જરા થોભો—દરવાન ફાનસ લઇ આવે છે. "

મણિએ ઝડપથી ઓટલે જઇ ઝુમનસિંહને બોલાવ્યો. એ ફાનસના પ્રકાશમાં પુનઃ ચતુર્ચક્ષુનું મિલન થયું; પણ કાળા મ્હોંની કોયલ ક્યાં ગઇ ? તેને આ સમયે શોધી શકાઇ નહિ. આમ છતાં તે તેનું કામ તો પહેલે દિવસે જ સંપન્ન કરી ગઇ હતી.

મણિએ રાત્રે એકાંતમાં બેસીને તેના કલકત્તાના અંતરંગ બંધુ નવીનને નિમ્ન લિખિત આશયનો એક પત્ર લખ્યોઃ—

"ભાઈ નવીન! આટલા દિવસ પછી હું મ્હારી માનસ પ્રતિમાનું દર્શન કરી શક્યો છું. દર્શન માત્રથી મ્હેં મ્હારું હૃદય તેના ચરણમાં સમર્પણ કરી દીધું છે. સમર્પણ કરી દીધા સિવાય બીજો ઉપાય નહોતો. એ અદ્વિતીય સુંદરી જ છે એમ હું કહી શકતો નથી; પણ તેના મુખ ઉપર એવું શ્રેષ્ઠ સ્નિગ્ધ માધુર્ય છે, તેની દૃષ્ટિમાં એવી શાન્ત શ્રી છે કે મ્હેં અન્ય કોઇ સ્થળે એવું જોયું નથી. જેવી રીતે તેનું નામ સુહાસિની છે તેવી રીતે તેના મુખ ઉપર મધુરહાસ્ય હરેક વખતે જોવામાં આવે છે. આ વખતે અત્રેના કન્યાવિદ્યાલયમાં તેણે પ્રવેશિકા પરીક્ષા આપી છે. આજે તેનું એક ગાન સાંભળી હું સર્વાંશે આત્મભાન ભૂલી ગયો છું. એવો સુમધુર કંઠ કદાપિ મ્હારા સાંભળવામાં આવ્યો નથી;–કલકત્તાના કોઇ પણ નાટકમાં સાંભળ્યો પણ નથી. એ અમારે બંગલે એની માતા સાથે ફરવા આવે છે. અનંગ સાથે બે દિવસમાં જ તેની ઘણી માયા પ્રીતિ થઇ છે. હું દૂરથી જ એ પ્રતિમાનું દર્શન કરું છું. આ જીવનમાં શું હું એને મેળવી શકીશ? તું મ્હને કોઇ ઉપાય બતાવીશ કે?"

---

## પ્રકરણ ૩ જું

### જબરો જાદુગર

જોતજોતાંમાં દશ દિવસ વીતિ ગયા. અનંગને હવે બરાબર આરામ થઇ ગયો હતો. હવે તે બંગલાની બ્હાર ફરવા જઇ શકતી હતી. માનિનીએ હજી પોતાના હૃદયની ગુપ્ત આશાનો પરિત્યાગ કર્યો

નહોતો. તે તેની કન્યાને લઇ કોઇ વખતે સંધ્યાકાળ પછી વિમળા-સુંદરી પાસે આવતી હતી. આવી રીતે તેની સાથે વિમળાસુંદરીનો સંબંધ ગાઢ થતો હતો. મણિ હવે સંધ્યાકાળે ફરવા જતો નહિ-પુસ્તક હાથમાં લઇ ઓટલા ઉપર આરામ ખુરસીમાં બેસી રહેતો.

આજે માનિની અનંગમોહિનીને લઇ ફરવા જવાની હતી. યથાસમયે તે સુહાસિનીની સાથે રસ્તે આવેલા વટવૃક્ષ નીચે આવીને ઉભી. એકલી માનિની અનંગને બોલાવવા આવી. એ વખતે મણિ હમ્મેશાંની માફક ઓટલે બેઠો હતો. માનિનીને આવતી જોઇને તેણે પોતાની માતાને બોલાવી.

અનંગ પણ દોડતી દોડતી બ્હાર આવી. તેને જોઇ માનિની બોલી:-"કેમ અનંગ ! ફરવા આવવું છેને ?"

અનંગે પૂછ્યું:-"હાસી બ્હેન ક્યાં છે ?"

માનિનીએ વટવૃક્ષ તરફ આંગળી કરી કહ્યું:-"એ પેલા ઝાડ નીચે ઉભી-ચાલ હવે વિલંબ ન કર."

પરંતુ તેની વાત પૂર્ણ થતાં ન થતાંમાં તો અનંગ એક દોટ મૂકી વડના ઝાડ નીચે જઈ પહોંચી. બીજી તરફથી વિમળાસુંદરી આવીને બોલી-"આપ જરા બેસો. અનંગ કપડાં બદલી આવે છે. એના શરીર ઉપરનું જૅકેટ બહુ પાતળું છે; ઠંડી ન લાગે માટે તેને બદલી નાખવાની જરૂર છે."

અનંગે દોડી જઇ સુહાસિનીને પકડી કહ્યું:-"બ્હેન ! અહીં કેમ ઉભાં રહ્યાં ? બંગલે નહિ આવો કે ?"

સુહાસિનીએ ઉત્તર આપ્યો:-"તમે ફરવા આવવાનાં નથી ? હવે બંગલે જઇ શું કરવું છે ?" આમ કહી તેણે ઓટલા તરફ પોતાની ચંચળ દૃષ્ટિ ફેંકી.

અનંગ બોલી—"હું સમજી—ભાઇ ઓટલે બેઠા છે તેથી તમે આવતાં નથી. તમે આટલાં બધાં શર્માઓ છો શામાટે ?"

"શર્મ શાની?" આટલું બોલતાંમાં તો સુહાસિનીનું મ્હોં લાલચોળ થઇ ગયું.

"ત્યારે ચાલો મ્હારી સાથે." આમ કહી અનંગ તેનો હાથ પકડી તેને તાણી જવા લાગી.

સુહાસિની બોલી:—"તમારા ભાઇ હમ્મેશાં આ ઓટલે બેસે છે. તેઓ જબરા જાદુગર જણાય છે. કદાચ મ્હારા ઉપર જાદુ કરે એવો મ્હને ભય લાગે છે!"

અનંગ આ વખતે હસીને બોલી—"હં, સમજી. ભાઇની તમે મશ્કરી કરો છો! હું હમણાં જ ભાઇને કહી દઇશ—ઓ ભાઇ—ભાઇ—"

સુહાસિનીએ 'ચુપ ચુપ' કહી અનંગનું મ્હોં ડાબી રાખ્યું. અનંગ તેને ઓટલા સૂધી ખેંચી ગઇ. છેવટે નિરુપાયે સુહાસિની બંગલામાં પેઠી. અનંગ વસ્ત્રો બદલી તેની સાથે ફરવા નીકળી પડી.

હવા ખાઇને પાછાં ફરતાં માનિનીએ ઓટલા નજીક ઉભી રહી વિમળાસુંદરીને બોલાવી કહ્યું:—"આ આપના કન્યા. અમે આજે બેસવાનાં નથી; પરંતુ એક વાત કહેવાની છે. કાલે હાસીની સ્કૂલમાં ઇનામનો મેળાવડો છે. સ્હાંજે છ વાગ્યે સભા છે. સ્ત્રીઓને આમંત્રણ કરવામાં આવે છે. ચક પાસે તેઓ બેસી શકે એવો બંદોબસ્ત કર્યો છે. હું જવાની છું. હાસીને સંગીત ગાવાનું છે. આપને પણ લઇ જઇશું."

વિમળાસુંદરીએ કહ્યું:—"ત્યાં આવી હું શું કરીશ? હું અભણ સ્ત્રી છું. અનંગને લઇ જજો; એ આવશે."

"ના—આપને પણ આવવું પડશે—ઉતમ ગાન અનેવક્તૃતા થનાર છે વળી કેટલીક સ્ત્રીઓને પણ જોશો. બંગાળીમાં ભાષણ થશે—સમજવાને



સુહાસિની બોલીઃ–" તમારા ભાઈ હમ્મેશાં આ ઓટલે બેસે છે. તેઓ જબરા જાદુગર જણાય છે." પૃષ્ઠ ૯૦

હરકત આવશે નહિ. એ સ્થળ પણ દૂર નથી–મ્હારા બંગલા પાસે જ સ્કૂલ છે. સંધ્યાકાળ પછી મ્હારે બંગલે બેસી પાછાં આવજો. એક વખતે તો આપની ચરણરજથી અમારા બંગલાને પાવન કરો."

આમ કહી એણે પોતાનાં નેત્રોની ત્રાંસી નજર તેના તરફ ફેંકી. વિમળાસુંદરીએ કહ્યું:–" આપ અમારે બંગલે રોજ આવો છો ત્યારે ભલે કાલે અમને તમારે બંગલે લઇ જજો."

" પાછાં ફરતી વખતે મણિ આપને મ્હારે બંગલેથી મૂકવા આવશે. ઠીક, ત્યારે આ બંદોબસ્ત નક્કી થયો–હું કાલે પાંચ વાગતાં આવી આપને લઇ જઇશ. ચાલ બ્હેન હાસી. ( અનંગ તરફ જોઇ ) અનંગ ! કાલે ઘણાં ગાયન સાંભળવામાં આવશે, કેમ કેવી મઝા પડશે ?"

અનંગ હસતાં હસતાં બોલી–" ઘણી મઝા પડશે ! ભાઇ આવી શકશેને ? "

" હા, તમારા ભાઇ પણ આવી શકશે." આમ કહી માનિની સુહાસિની સાથે બ્હાર નીકળી. દરવાન ફાનસ લઇ સાથે સાથે ગયો.

## પ્રકરણ ૪ થું

### ઇનામી મેળાવડો

**બીજે** દિવસે ઘડીઆળમાં પાંચ વાગ્યા એટલે માનિની આવી હાજર થઇ. વિમળાસુંદરી અને અનંગને તૈયાર થઇ બેઠાં હતાં. માનિનીએ કહ્યું:–" ચાલો ત્યારે, હવે વિલંબ કરવાની જરૂર નથી. મણિમોહન ક્યાં છે ? "

વિમળા બોલી–" એ પાસેની રૂમમાં છે. આપણી સાથે આવ-વવાની એની ઇચ્છા નથી. "

"એમ કેમ? મણિમોહન! તમે પણ ચાલો."

મણિ બ્હાર આવી બોલ્યોઃ–"આપ પહેલાં જાઓ–હું પાછળ આવું છું–મ્હે' એ સ્કૂલ જોઇ છે."

અનંગ મણિ તરફ નજર નાખી હાથતાળી આપી બોલીઃ– "આગે જાય તો વાઘ ખાય પીછે જાય તો સોનું પાય!"

માનિની હસીને બોલી–"ઠીક, અમે આગળ જઇએ છીએ– તમે પાછળ આવજો."

વિમળાસુંદરી અને અનંગની સાથે માનિની બ્હાર નીકળી. પોતાના બંગલા પાસે ગયા પછી માનિનીએ કહ્યું–"આ અમારો બંગલો. પહેલાં ચાલો સભામાં જઇએ પછી અહીં આવી બેસીશું. હાસી વ્હેલી ગઇ છે; તેને ગાવાનું છે."

તેઓ સ્કૂલના મકાનમાં જઇ સ્ત્રીઓને બેસવાના નિર્દિષ્ટ સ્થળે બેઠી. ચકની બ્હાર પણ ઘણી સ્ત્રીઓ બેઠી હતી. માનિનીએ વિમળાસુંદરીને સમજાવી દીધું કે એ સઘળી બ્રહ્મસમાજી અને ખ્રિસ્તી છે. અનેક સ્થાનીય ગૃહસ્થો અને મહિલાઓ નિમંત્રત થઇ આવેલાં છે. હજારીબાગના ડેપ્યુટી કમિસનરની સ્ત્રીએ ઇનામો વહેંચ્યાં. ડેપ્યુટી કમિસનર સાહેબ પણ હાજર હતા. સુહાસિનીએ એક બંગાળી અને એક ઇંગ્રેજી ગાયન ગાયું. તેનાં ગાયન સાંભળી સર્વેએ તેનાં ઘણાં વખાણ કર્યાં. સ્હાંજે સાડા સાત વાગ્યે સભા બરખાસ્ત થઇ. વિમળાસુંદરી, અનંગ અને સુહાસિનીને લઈ માનિની બંગલે આવી. મણિ પણ સભામાં ગયો હતો; પરંતુ ગાયન પૂર્ણ થતાં જ તે ક્યાંય અદૃશ્ય થઇ ગયો હતો. માનિનીએ તેને શોધ્યો પણ પત્તો લાગ્યો નહિ.

માનિનીએ પોતાનાં અતિથિઓને નીચેના એક ખંડમાં બેસાડયાં. નીચે ત્રણ ઓરડા હતા. સ્હામે ઓટલો હોઇ તેની એક બાજૂએ

એક ન્હાનો ઓરડો હતો. સુહાસિની એ ઓરડામાં અભ્યાસ કરતી હતી. વચલો ઓરડો વિશાળ હોઇ ફરનિચરથી સુસજ્જિત હતો. માનિની વિમળાસુંદરીના હાથમાં પંખો આપી બોલીઃ-"આજે ઘણી ગરમી લાગે છે. માણસોની ગિર્દીને લીધે ત્યાં વિશેષ ગરમી લાગતી હતી. આપને ઘણી હરકત પડી હશે ?"

વિમળાસુંદરીએ સહજ હસીને કહ્યું:-"ના-ના, હરકત શાની ? એ સ્કૂલમાં આટલી બધી કન્યાઓ ભણતી હશે એમ હું પહેલાં જાણતી નહોતી. એ સઘળી કોની કન્યાઓ છે ?"

"વિશેષ સંખ્યા અત્રેના બ્રહ્મસમાજીની કન્યાઓની છે તેમજ બીજા લોકોની કન્યાઓ પણ છે. અત્રે એક બોર્ડિંગ છે; એમાં અન્ય જાતની કન્યાઓ આવી રહે છે. આ સ્થળની હવા સારી હોવાથી ઘણા ગૃહસ્થ લોકો અત્રે પરિવારસહ આવી રહ્યા છે."

"ઠીક, સાહેબની જમણી બાજૂએ જે બેઠાં હતાં તે તેમનાં મેમ હતાં, તેમનાથી ડાબી બાજૂએ જે બેઠાં હતાં તે એ સ્કૂલની હેડમિ-સ્ટ્રેસ હતાં એમ સાંભળ્યું છે; એમની આંખોએ ચસમાં—"

"હા, એ હેડમિસ્ટ્રેસ છે-સ્કૂલનાં મુખ્ય શિક્ષયિત્રી છે. તેમનું નામ મિસ શાન્તિલતા દત્ત છે. તેઓ બી, એ,માં પાસ થયેલાં છે. બીજી પણ પાંચ શિક્ષયિત્રી તેમના હાથ નીચે કામ કરે છે."

"ઠીક, એ સાહેબની જોડાજોડ બેઠાં હતાં તેથી તેમના સ્વામીના મનમાં કાંઇ વિચાર થતો નહિ હોય ?"

"એ તો મિસ-કુવારાં છે. એમનો વિવાહ થયો નથી."

"પેલો એક માણસ ઉભો રહીને એક કાગળ વાંચી એમના કા-નમાં કાંઇ કહેતો હતો તેથી મ્હેં ધાર્યું કે એ એમનો સ્વામી હશે !"

માનિની હસતાં હસતાં બોલી—"આપ પણ ખરાં ? આપે

સ્કૂલના સંપાદક વિદ્યાધર બાબુની સાથે શાન્તિલતાને પરણાવી દીધાં? ઠીક છે, હું આ વાત મિસ દત્તને કહી દઇશ."

આ સાંભળી સર્વ હસી પડયાં. વિમળાસુંદરી હસતાં હસતાં બોલીઃ—"કોણ જાણે આપની વાત–હું તો અભણ માણસ છું–હું એ કાંઈ સમજું નહિ. આપના કરતાં મિસ દત્તની ઉમ્મર કાંઇ ઓછી નહિ હોય–ત્રીસ વર્ષ ઉપર થયાં હશે. આટલી ઉમ્મર થવા છતાં એ કુંવારાં હશે એમ હું કેવી રીતે જાણી શકું ?"

"તેઓ એકલાં જ નહિ પણ અત્રે જેટલી શિક્ષયિત્રી છે તેઓ સર્વ કુમારિકાઓ છે. તેમના સિવાય બીજી પણ ઘણી કુમારિકાઓ અત્રે છે–કોઇની ઉમ્મર પચીસ, કોઇની ત્રીસ તો કોઇની એ કરતાં પણ વિશેષ છે. વળી જે મ્હોટી મ્હોટી છોકરીઓ સ્કૂલમાં ભણે છે તેમની ઉમ્મર જોઇ કે? તેઓમાંથી કોઇનો હજી વિવાહ થયેલો નથી."

"તેઓ આટલી બધી ઉમ્મર થતાં સુધી અવિવાહિતા કેમ રહે છે?"

"તેનું મુખ્ય કારણ એ છે કે, ઇંગ્રેજ લોકોના મત પ્રમાણે તેઓ બાલ્યવિવાહ પસંદ કરતી નથી."

"તેમનો બાલ્યકાળ તો પસાર થઇ ગયો છે–અનેકનો યૌવનકાળ પણ પસાર થઈ જવા આવ્યો છે. જો યોગ્ય ઉમ્મરે વિવાહ ન થાય તો પછી વિવાહથી ફળ પણ શું ? જો યથા સમયે વિવાહ થયો હોત તો તેમને કેટલાં બાળ બચ્ચાં થયાં હોત?"

"પરંતુ સંતાનો થવાં એજ સ્ત્રીજાતિના જીવનનો મુખ્ય ઉદ્દેશ છે એમ સમજશો નહિ."

આ વાત સાંભળી વિમળાસુંદરી ઘણા વિસ્મય સાથે વિચારમાં પડી જઇને બોલીઃ—"આપે શું કહ્યું ? માતા થવાનું મૂકી સ્ત્રી-

જાતિના જીવનનો વળી બીજો શો ઉદ્દેશ હોઇ શકે ? ”

માનિની પંખો હલાવતાં હલાવતા બોલીઃ–“ આપણે તો એમજ સમજીએ છીએ; પણ ઇંગ્રેજ લોકોના દેશમાં એમ સમજવામાં નથી આવતું. એ લોકોની દેખાદેખીથી આમનો મત પણ એમના જેવો થયો છે. તેઓ એમ સમજે છે કે, પુરુષની માફક સ્ત્રીઓ પણ એક પ્રાણી છે. તેમણે પુરુષ સાથે વિવાહ કરી શામાટે તેને આધીન થઇ રહેવું? સ્ત્રીઓ પણ પુરુષોની માફક વિદ્યાભ્યાસ કરશે, પૈસા પેદા કરશે અને સ્વતંત્રતાથી રહેશે. બીજા દેશની સ્ત્રીઓ વિવાહ નહિ કરતાં સ્વાધીનતામાં રહી કેટલાં શુભ કાર્ય કરે છે? રોગીની માવજત, સ્કૂલમાં અભ્યાસ કરાવવો, ધર્મનો પ્રચાર કરવો, દેશનું હિત કરવું એવાં ઘણાં દેશહિતનાં કાર્યોમાં તેઓ જીવન અર્પણ કરે છે.”

“પરંતુ વિવાહ કરીને પણ ઘણાં સત્કાર્યો કરી શકાય છે. આપણામાં કેટલીક સ્ત્રીઓ ઘણાં પુણ્યનાં કામ કરે છે કે નહિ ?”

“ કરે છે, બીજું શું ? છતાં સ્વતંત્રતાથી કરવાં અને પરતંત્રતાથી કરવાં એ જ તફાવત છે. ખરી વાત જાણો છો કે? આમના સમાજમાં કન્યાનો વિવાહ જ મહા મુશ્કેલીએ થાય છે.”

“ ઘણા પૈસા લાગતા હશે, કેમ?”

“ હા, પૈસા પણ લાગે. તે સિવાય ઘણી કન્યા માટે વર પણ મળતો નથી. હાસી, તું અનંગ બ્હેનને ત્હારી રૂમમાં લઇ જઈ ચિત્રો દેખાડ.”

આ વાત સાંભળી અનંગ કૂદીને ઉઠી. સુહાસિની તેને સાથે લઇને પોતાની રૂમમાં ગઇ.

માનિનીએ કહ્યું–“ એમને માટે વર કેમ નથી મળતો એ જાણો છો કે? પ્રથમ પ્રેમમાં પડયા પછી તેમનો વિવાહ થાય છે.”

વિમળાસુંદરી હસીને બોલી–" પ્રેમમાં પડવાથી શું થાય? પ્રેમ એટલે તો સ્નેહ. પણ તેથી પ્રેમમાં પડાય કેવી રીતે?"

" બહુ હંડીમાં માછલી પડે છે તેવી રીતે."

આમ કહી તે હસી પડી. વિમળા પણ તેને હસતી જોઇને હસવા લાગી. હસવું બંધ થયા પછી માનિનીએ કહ્યું–" અનેક જણ છીપ હાથમાં લઇ દરરોજ તળાવને કાંઠે બેસી રહે છ; પરંતુ મચ્છી કોઇકના જ ભાગ્યમાં હોય છે. હવે કાંઇ સમજ્યાં?"

" હા, હવે બરાબર સમજી. હું મૂર્ખ માણુસ આ બધું જાણુતી નહોતી; પરંતુ એ છોકરીઓનાં માબાપ શું કરે છે? તેઓ વર શોધી કાઢતાં કેમ નથી?'

" માબાપ જે વર પસંદ કરે તે કન્યાને પસંદ ન પડે તો! તેઓ ભણેલી ગણેલી હોય છે. તેમના વિચારો સ્વતંત્ર હોય છે. તેઓ કાંઈ બાળક નથી કે માબાપ જેને પકડી લાવે તેની સાથે નામરજી હોવા છતાં લાચારીથી વિવાહ કરે."

" પરંતુ પોતાની પસંદગી પ્રમાણે વર ન મળે તો? વળી જેને તે પસંદ કરે તે વિવાહ કરવા નારાજ હોય તો?"

" એ કારણુથી જ છીપ હાથમાં લઇ બેસી રહેવું પડે છે. બન્ને પક્ષનો પ્રણુય ન હોય તો વિવાહ થતો નથી. કેટલીક કન્યાઓ એ કારણુથી જ જીવનપર્યંત કુમારિકા રહે છે; પણ જેના ભાગ્યમાં હોય છે તેને ઘણા દિવસ પછી પણ યોગ્ય વર મળી આવે છે."

" વિવાહ થયા પછી પણ પ્રણુય થઇ શકે છે. આપણામાં એમ જ થાય છે."

" એને તેઓ પકડી રાખેલો પ્રેમ સમજે છે; તેઓ સ્વતંત્ર પ્રેમ ઇચ્છે છે."

"ત્યારે તો તેમનો વિવાહ ઘણો અનિશ્ચિત ગણાય."

"હાસ્તો."

"વળી ઘણી કન્યાઓને મ્હોટી ઉમ્મર થતાં સુધી અવિવાહિતા રહેવું પડે. ઘણીની ત્રીસ પાંત્રીસ વર્ષની ઉમ્મર પણ થઇ જાય છે."

"એ તો આપે નજરે જોયું."

આમ બોલી માનિનીએ ઉઠી ઉભી થઈ કહ્યું:—"આપની સાથે વાતે વાતમાં હું મૂળ વાત પણ ભૂલી ગઇ. હજી મણિમોહન કેમ આવ્યા નહિ? તેઓ ક્યાં જતા રહ્યા?"

મણિ અત્યાર સુધી ચુપકીદીથી બેસી રહ્યો હતો.

સુહાસિની અનંગને લઇ પોતાની રૂમમાં બેસી તેને છબીઓ દેખાડતી હતી. એક આલ્બમમાં ઘણા ફોટા હતા. તે તેણે પ્રથમ દેખાડયા. કોઇ કાશીનો દેખાવ, કોઇ દાર્જીલિંગનો દેખાવ, કોઇ તાજ-મહાલનો દેખાવ તો કોઇ કાશ્મીરનો દેખાવ હતો. એ ફોટા બતાવ્યા પછી તેણે પોતાની ચિત્રેલી એક બે છબી દેખાડી. બીજી એક આલ્બમમાં અનેક સ્ત્રી પુરુષોના ફોટા હતા. તે દેખાડતાં દેખાડતાં સુહાસિની બોલી:—"અનુ બ્હેન! તમે તમારા હૃદયરત્નનો ફોટો તો મ્હને દેખાડયો જ નહિ."

અનંગે શર્મથી હસીને કહ્યું:—"કયું રત્ન?"

"તે દિવસે તમારાં માતુશ્રી કહેતાં હતાં ને કે જમાઇ તો એક રત્ન છે. તેમનો ચ્હેરો કેવો છે?"

અનંગ હસીને બોલી:—"કેવો તે વળી કાળો છે."

"ત્યારે તો એ કાળું માણિક હશે!"

"કાળું માણિક, કાળા ચાંદ, કાળું સોનું–"

"આ સઘળાં નામ તમે રાખ્યાં હોય એમ લાગે છે! તેમનો

ફોટો મ્હને એક વખત દેખાડવો પડશે. જુઓ પેણે વરંડામાં ચોરની માફક કોણ બેઠું છે ? "

અનંગે દરવાજા પાસે જઇ કહ્યું:—" ચોર ક્યાંથી હોય ? એ તો ભાઇ છે ! "

" તેઓ છે કે ? મ્હેં તો ધાર્યું હતું કે ચોર હશે ! "

અનંગ હસતાં હસતાં બોલી:—" હાં–હાં સમજી. તમે મ્હારા ભાઇને ચોર કહી મશ્કરી કરો છો ! હું હમણાં જ ભાઇને કહી દઉં છું–એ ભાઇ–ભાઇ–"

" ચુપ–ચુપ " કહીને સુહાસિનીએ તેનું મુખ દાબી રાખી કહ્યું—" ઠીક, તમારા ભાઇનો ચોરી કરવાનો વિચાર ન હોય તો ઘરની અંદર નહિ બેસતાં એ ઠેકાણે અંધકારમાં ચુપકીદીથી કેમ બેસી રહ્યા છે ? જાઓ–તમે એમને ઘરની અંદર લઇ જાઓ. "

અનંગ તત્કાળ માતા પાસે દોડી જઇ બોલી—" બા–ભાઇ ઓટલે બેસી રહ્યા છે. "

માનિની વ્યાકુળતાથી ઉઠીને બોલી—" ત્યાં કેમ બેસી રહ્યા છે ?"

પછી તેણે બ્હાર જઇ મણિને કહ્યું:—"આવી રીતે તમે ચુપકીદીથી આ ઠેકાણે કેમ બેઠા છો ? ક્યારના આવ્યા છો ? તમે શર્માઓ છો કેમ ? ચાલો–ઘરની અંદર ચાલો. "

આમ કહી તેને ઘરમાં લઇ જઇ બોલી:—" બહુ શર્માળ જણાય છે. મ્હારી પણ એવી દશા થઇ છે કે હું વાતમાં ને વાતમાં બધું ભૂલી ગઇ છું. દાસી, અહીં આવ. "

આમ કહી તેણે ઉઠી જઇ કન્યાને નાસ્તો લાવવા કહ્યું. સુહાસિનીએ જૂદા જૂદા ત્રણ થાળમાં મેવો મિઠાઇ વગેરે લાવી સર્વના મ્હોં આગળ મૂક્યું. અનંગ પણ આવીને તેની મા પાસે બેઠી અને પહેરેલી

સાડીનો પાલવ ચાવવા લાગી. સ્ત્રીજાતિને આ કપડાં ચાવવાનો રોગ કેટલી ઉમ્મરે શુરુ થાય છે અને કેટલી ઉમ્મરે દૂર થાય છે એ પાઠક પાઠિકાઓએ લક્ષ્યમાં રાખ્યું છે કે ?"

માનિનીએ અનંગને કહ્યું:—" અનંગ ! શું થાય છે ? કપડું ચાવવાનો આરંભ કરી દીધો છે કે ? આવો, હમણાં થોડું ખાઓ. મણિમોહન ! તમે પણ કાંઇક ખાઓ."

વિમળાઃ—અનંગ! તું મિઠાઇ ખાઇશ નહિ.

" આ સઘળું અમે ઘેર તૈયાર કર્યું છે. હાસીએ પોતાને હાથે બનાવ્યું છે. આ ખાવાથી કાંઇ દુઃખ થવાનું નથી."

" પરંતુ અનંગ હજી રોગીનું પથ્ય ખાય છે. બ્હેન! તું માત્ર-ફળફળાદિ ખા."

મણિને ખાવા માટે આનાકાની કરતો જોઇ માનિનીએ કહ્યું:— " મણિમોહન ! તમે નહિ ખાઓ કે ? તમને તો કાંઇ દર્દ થયું નથી ! આ બધી વસ્તુઓ તમે ખાઇ જાઓ. (વિમળા તરફ જોઇ) અને આપ પણ થોડું મ્હોંમાં મૂકો. અમારે બંગલે જ્યારે આપના પગની રજ નાખી છે ત્યારે પછી મિઠું મ્હોં કરવું જ પડશે."

વિમળાઃ—માફ કરો—હું હમણાં ખાઇ શકીશ નહિ. મ્હેં હજી પૂજા કરી નથી.

માનિની દુઃખિત થઇ બોલીઃ—" ત્યારે આપ કાંઇ નહિ ખાઓ કે ? ઠીક, હું આપને બંગલે મોકલીશ. ઘણી મહેનત કરીને મ્હારી હાસીએ આ સઘળું તૈયાર કર્યું છે—આપને અવશ્ય ખાવું પડશે."

વિમળાસુંદરી ગંભીર ભાવથી બોલીઃ—" આપ અમારો આટલો બધો આદર સત્કાર કરો છો; પણ હું કાંઇ કરી શકતી નથી તેથી મ્હને ઘણી શર્મ લાગે છે."

"વાહ ! મ્હેં બીજું શું કર્યું છે ? હરેક પાડોશી આટલું તો કરી શકે છે. વળી આપ દૂર દેશથી આવ્યાં છો—અમે અત્રે સ્થાયી છીએ; અમારાથી બની શકે એટલી આપની સંભાળ ન લેવી કે ?"

"આજે આપની સાથે આવી અમે કેટલુંક નવું જોયું તથા સાંભળ્યું છે. એક વિષયમાં ઘણા દિવસથી મ્હારા મનમાં જે શંકા ઉત્પન્ન થઇ હતી તે આજે દૂર થઇ છે."

માનિની આગ્રહપૂર્વક બોલી:-"શી શંકા ? કહો તો ખરાં ?"

"એજ કે, આપણા હિન્દુલોકોના ઘરમાં ઘણી વિધવાઓ છે. તેમના સ્વામી ન્હાની ઉમ્મરમાં મરી ગયા છે. આજકાલ કોઇ કોઇ તેમનાં પુનર્લગ્ન કરવાનો પ્રયત્ન કરે છે. જુઓ, મ્હારી એક ન્હાની બ્હેન સત્તર વર્ષની ઉમ્મરે વિધવા થઇ છે. મ્હારા સ્વામી મ્હને કેટલાક દિવસથી કહે છે, કમળાનું પુનર્લગ્ન કરવું સારું છે; પણ મ્હારો વિચાર થતો નથી. અને કમળા તો કોઇ પણ રીતે એ વાતમાં રાજી થાય તેમ નથી. જેઓ વાતમાં ને વાતમાં આવી ન્હાની ઉમ્મરની વિધવાઓને જોઇ 'સત્યાનાશ વળી ગયું! ધૂળધાણી થઇ ગઇ!' બોલી બુમરાણ કરે છે, તેઓ સ્ત્રીજાતિને સમજવામાં ઘણી ગંભીર ભૂલ કરે છે. તેમ ન હોત તો આજે આપે જે સઘળી કુમારિકાઓની વાત કહી તેઓ વીસ પચીસ અને ત્રીસ વર્ષની ઉમ્મર સુધી વિવાહ નહિ કરતાં સ્વચ્છંદે રહે છે—તથા આજે જેમને મ્હેં સભામાં જોઇ છે તેઓ કેવી રીતે રહી શકે છે ? બાળવિધવાઓ માટે જે દુઃખ ગણવામાં આવે છે તે તેમની તારૂણ્યાવસ્થા સુધી જ હોય છે. હવે આ સ્ત્રીઓ તો એટલી ઉમ્મર થતાં સુધી વિવાહ જ કરતી નથી ! કેમ, આપ શું કહો છો ?"

"એ વાત ખરી છે; છતાં વિધવાઓને સમાજમાં જાણી

જોઇને દુઃખી કરવામાં આવે છે તેથી જ કેટલાક સમાજસુધારકો તેમનાં પુનર્લગ્ન માટે પોકાર કરે છે."

"કેમ ? આ સઘળી કુમારિકાઓમાંથી પણ ઘણીને પોતાની ઇચ્છા વિરુદ્ધ અવિવાહિતા રહેવું પડે છે. એ પણ એમના સમાજનો દોષ છે. ઘણા વિચારને અંતે મ્હને લાગે છે કે, આપણી વિધવાઓ જ સારી છે. તેઓ જાણે છે કે, તેમનો સ્વામી મરી ગયેલો હોવાથી તેમનું પુનર્લગ્ન થવાનું નથી અને તેથી તેઓ એવા ભાવથીજ તૈયાર થાય છે તેમને 'ક્યારે વર આવશે-ક્યારે વર આવશે' બોલી સમસ્ત જીવન સ્વામીને મળવાની તૈયારીમાં પસાર કરવું પડતું નથી.'

માનિનીએ હસીને કહ્યું:-" આપના મનમાં આટલા બધા વિચાર હશે એ હું જાણતી નહોતી. આપ કાંઇ તદ્દન અજ્ઞાન જણાતાં નથી. (મણિ તરફ જોઇ) મણિમોહન! તમે પાત્રમાં મિઠાઇ કેમ પડી રહેવા દીધી? ખાઇ જાઓ, તમે જુવાન માણસ છો; ખાઇ જાઓ."

મણિએ 'ના-ના' કહેતાં કહેતાં બીજી થોડી મિઠાઇ ખાધી.

અનંગ ઘણા વખતથી ખાવાનું બંધ કરી તેની માની પાછળ મુખ રાખી સઘળી વાતચિત સાંભળતી હતી.

વિમળાઃ—ત્યારે હવે અમે વિદાય થઇએ? રાત્રિ ઘણી થઈ છે. ઝુમન આવ્યો છે કે નહિ? મણિ! જો જોઇએ.

ઝુમન વરંડામાંથી બોલ્યો:-" હું ફાનસ લઇને આવ્યો છું; આપ ચાલો."

મણિ અને અનંગ સાથે વિમળા બ્હાર નીકળી. માનિનીએ નાસ્તાથી ભરેલો એક થાળ દરવાનના હાથમાં આપ્યો.



# પ્રકરણ ૫ મું

## કોણ ચોર ?

વિમળાસુંદરી બંગલે આવી જમી પરવારી સુઇ ગઇ. અનંગ હજી ઊંઘી ગઇ નહોતી. વિમળાએ તેને કહ્યું-" શું તું હજી જાગે છે? કેમ ઊંઘી જતી નથી ? "

અનંગે ઉત્તર આપ્યો:-" આ પુસ્તક વાંચતી હતી. બા! આજે જે કાંઇ જોયું તે કેવું લાગ્યું ? "

" જોયું તો સારું એમણે પોતાને બંગલે કેટલો બધો આદર-સત્કાર કર્યો ! પરંતુ એ આપણો આટલો બધો સત્કાર કેમ કરે છે એ તું જાણે છે કે ? "

અનંગ હસીને બોલી:-" હા, થોડું થોડું જાણું છું. "

" શું જાણે છે કહે જોઇએ ? "

" ભાઇની સાથે સુહાસિનીનો વિવાહ કરવાનો વિચાર છે. "

" ખરું છે; પરંતુ એ વિવાહ થઇ શકે ખરો કે ? "

" કેમ ન થઇ શકે ? " આમ કહી કાનમાં કહેવા લાગી- " ભાઇની તો ઘણી મરજી છે. "

વિમળાસુંદરી અસ્ફુટ સ્વરે બોલી:-" ભાઇની મરજી તું કેવી રીતે જાણી શકી ? "

" એ હું ઘણી સારી રીતે જાણી શકી છું. ભાઇ સુહાસિનીને પુષ્કળ ચ્હાય છે. ત્હેં જોયું નહિ કે, ભાઇ ગઈ કાલે ફરવા ગયા નહિ-વરંડામાં રસ્તા તરફ મ્હોં કરી બેસી રહ્યા. એ રસ્તેથી સુહા-સિની ફરવા જાય છે તેથી જ તેઓ બેસી રહે છે. વળી ભાઇ હમણાં ચિંતાતુર રહે છે, પુસ્તક હાથમાં હોય છે તો પણ વાંચતા નથી.

સુહાસિનીની વાત નીકળે છે ત્યારે લજ્જાથી મુખ લાલ બની જાય છે."

"ત્હેં ઘણું ધ્યાન રાખ્યું છે. હું પણ એ બધું સમજી શકી છું. સુહાસિનીના મનનો કેવો વિચાર છે એ તું જાણે છે કે ?"

"એ પણ ભાઇની વાત કાઢી ઠઠ્ઠા મશ્કરી કરે છે. મ્હને લાગે છે કે એ ભાઇને ચ્હાય છે. બા ! જેથી આ વિવાહ થાય એવો તું પ્રયત્ન કર. સુહાસિની મ્હારી ભાભી થશે ! વાહ ! કેવી મઝા પડશે !"

આમ કહી ઘણા ઉત્સાહથી તે ઉઠી બેઠી થઇ.

વિમળાઃ—ચુપ ચુપ; અનુ ! આટલી મ્હોટી કન્યા સામાજિક બંધનમાં રહેશે કે ? વળી એમના ભાવ સ્વતંત્ર છે. એમને લાજ લજ્જા ઓછી હોય છે. આપણા ગૃહસ્થ કુટુંબની વહૂ થઇ એ કેવી મર્યાદા પાળશે એ સમજાતું નથી.

આ વાતથી અનંગનો ઉલ્લાસ ઘણે ભાગે સમાઇ ગયો. તે ગંભીર ભાવથી બોલી–"લખવું વાંચવું શિખેલી છે, બુદ્ધિવાળી છે તેથી વિચાર કરીને કેમ નહિ વર્તે ? આ કાર્ય થઇ જાય એવી મ્હારી આંતરિક ઇચ્છા છે."

"પણ ત્હારા પિતા આ વિવાહમાં સંમત થશે કે ?"

"તું સંમત થઇશ એટલે તેઓ અવશ્ય સંમત થશે. તું આ હકીકતનો તેમને એક પત્ર લખી નાખ–આજે જ લખ–હમણાં લખ. કાગળ કલમ લાવું ?"

વિમળાસુંદરી વિચાર કરતાં કરતાં બોલી–"ઠીક, હું કહું છું કે, તું જ પત્ર લખ." -

અનંગ તત્કાળ લેખનસામગ્રી લઇ આવી પત્ર લખવા બેઠી. પત્ર નીચે પ્રમાણે લખવામાં આવ્યો.

"ભાઇ મણિમોહનનો વિવાહ જલ્દી કરી નાખવાની મ્હારી

ઇચ્છા છે. આટલા દિવસ પછી તમારો પણ એવો વિચાર થયો હશે. અત્રે એક ઘણી સારી કન્યા છે. કન્યા દેખાવમાં જેવી સુંદર છે તેવી લખવા વાંચવામાં, ગાવા બજાવવામાં તથા ગૃહકાર્યાદિ વિષયમાં સુશિક્ષિતા છે, મણિ એ કન્યા ઉપર મુગ્ધ થયો છે. હવે તમારો વિચાર થાય તો આવતા વૈશાખ માસમાં આ શુભ કાર્ય સંપન્ન થઇ જાય. કન્યાની માતા માનિનીદેવી અત્રે રહે છે. અહીં તેનો એક બંગલો છે અને મધુપુરમાં પણ એક બંગલો છે. તેના સ્વામીનું નામ રસમય ચટ્ટોપાધ્યાય છે. આ કન્યા એ વિધવાનો એક માત્ર આધાર છે. વિવાહમાં તે વિશેષ રોકડ રકમ આપી શકે તેમ નથી; પણ તેની પાસે કંપનીના કેટલાક શેર છે તે તથા બન્ને બંગલા ભવિષ્યમાં કન્યાને અવસ્ય મળશે. વળી તમે પુત્રનો વિવાહ કરી પૈસા લેવા ઇચ્છતા નથી. તાત્પર્ય એ છે કે, આ કાર્ય થવાથી સઘળાં સુખી થશે. અનંગ સાથે એ કન્યાનો ઘણો સ્નેહ થયો છે. અનંગ તો આ સંબંધ કરવા ગાંડીઘેલી બની ગઇ છે. તમારો શો વિચાર છે તે ત્વરાથી જણાવજો. અનંગનું શરીર હવે સારું થયું છે. એ હવે ઘણે દૂર સુધી ફરવા જઇ શકે છે. હવે અમે અત્રે વિશેષ દિવસ રહેવાનાં નથી.”

પત્ર લખાઇ રહ્યા પછી વિમળાસુંદરી બિછાનામાં સુઇ રહી ઘણા સમય સુધી આ વિષયનો વિચાર કરવા લાગી. આ પત્રની વાત કેવી રીતે પોતાના ભાઇને અને સુહાસિનીને જણાવવી એ ચિંતાથી અનંગ સત્વર ઊંઘી શકી નહિ. બીજે દિવસે પ્રભાતે પત્ર પોષ્ટમાં રવાના કર્યો. તે પહેલાં અનંગે આ વાત મણિને જણાવી. મણિના મુખ ઉપર સલજ્જ હાસ્ય દેખાયું. આજે ઘણી સ્ફુર્તિમાં આવી તે બજારમાં જોઇતી વસ્તુઓ લેવા ગયો.

સંધ્યા સમયથી સહજ વહેલી માનિની કન્યાસહ હમ્મેશાંની

આશ્ક ફરવા આવી. અનંગ સુહાસિનીને જોઇ વિશેષ વખત સુધી પેટની વાત છુપાવી શકી નહિ. તેણે તેના કાનમાં કહ્યું:—"હાસી બ્હેન! તમે મ્હારાં ભાભી થશો—બાએ બાપાને પત્ર લખ્યો છે—કેમ કેવી મઝા પડશે?" આ વાત સાંભળી સુહાસિનીનું મુખકમળ લાલ થયું. એ દિવસે ફરી આવ્યા પછી અનંગ માનિની સાથે તેને બંગલે ગઇ.

સુહાસિનીના બંગલામાં બેસી અનંગે એક ગાયન સાંભળવાની ઇચ્છા દર્શાવી. માનિની ગૃહકાર્યાર્થે ત્યાંથી ચાલી ગઇ. એ વખતે સુહાસિનીએ હાર્મોનિયમ સાથે એક ગાયન ગાયું.

ગાયન પૂર્ણ થયા પછી સુહાસિની બોલી:—"તમે હવે બજાવવું શિખવશો નહિ કે?"

અનંગ:—ના—મ્હને કોણ શિખવાડે?

"કેમ—તમારા ભાઇ."

"ના, હવે તો તેઓ પણ હાર્મોનિયમ બજાવતા નથી. એ કહે છે કે મ્હને હવે ગાવું બજાવવું સારું લાગતું નથી."

"કેમ—તેમને એકાએક વૈરાગ્ય ઉપજ્યો છે કે શું?"

"કોણ જાણે કે તેમને શું થઇ ગયું છે! આખો દિવસ ચિંતાતુર સ્થિતિમાં બેસી રહે છે."

"એ જબરા જાદુગરને પણ કોઇએ જાદુ કર્યું છે કે શું?"

અનંગ ગંભીર ભાવથી બોલી:—"લાગે છે તો એમજ. તમે પણ કાંઇ કમ નથી હોં!"

પોતે કાંઇ જાણતી ન હોય એવા ભાવથી સુહાસિનીએ કહ્યું:—"કેમ મ્હેં શું કર્યું છે?"

"તમે મ્હારા ભાઇને વશીકરણ કર્યું છે. હાસી બ્હેન—ભાઇ તમને જોવા માટેજ ઓટલા ઉપર બેસી રહે છે."

"એમ કે? ત્યારે એ તો ઘણું ખોટું કહેવાય. હવેથી હું એ રસ્તેથી ફરવા જઇશ નહિ."

"તમારાથી રહી શકાશે કે? હું તો કાંઇ જાણતી જ નથી કેમ?"

"શું જાણો છો?"

"હું જાણું છું કે ભાઇને માટે તમે ઘેલાં બન્યાં છો. બાને એ વાત મ્હેં કહી દીધી છે."

"કેવું આશ્ચર્ય! તમે ઘણું ખોટું કર્યું છે. જાઓ તમે." આમ બોલતાં બોલતાં સુહાસિનીના મુખ ઉપર સલજ્જ હાસ્ય ખીલી નીકળ્યું.

આ સમયે મણિએ વરંડામાં આવી "અનંગ—અનંગ" કહી હાંક મારી.

અનંગે બ્હાર નીકળી કહ્યું:—"ભાઇ! હું અહીં છું—અત્રે આવો."

મણિ—તું જલ્દી આવ; હું અહીં બેઠો છું.

"ના—તમે ત્યાં અંધકારમાં બેસશો નહિ—એ ઠેકાણે બેસશો તો મ્હારાં હાસી બ્હેન તમને ચોર કહેશે."

આ વાત સાંભળી સુહાસિનીએ તેના તરફ કોપકટાક્ષ ફેંક્યો. મણિ રૂમના દરવાજા નજીક આવી બોલ્યો—"શું કહ્યું—મ્હને ચોર કહેશે?"

હવે સુહાસિનીએ કહ્યું:—"આપ તે દિવસે અંદર નહિ બેસતાં વરંડામાં ચોરની પેઠે બેઠા હતા એ વાત હું કહેતી હતી."

મણિએ મનમાં ને મનમાં અત્યંત પ્રસન્ન થઇ કહ્યું:—"એક ગૃહસ્થ આબરૂદાર માણસને ચોર કહેવો એ વ્યાજબી છે કે?"

"છુપી સિવાય પારકું દ્રવ્ય લેવાથી ચોરી કરી કહેવાય છે." આમ કહીને સુહાસિની એ રૂમમાંથી ચાલી ગઇ.

હવે અનંગ—"ઓ હાસી બ્હેન—ઓ ભાભી—" કહી ઉચ્ચ સ્વરે

હાંકો મારવા લાગી. માનિની હસતાં હસતાં એ સ્થળે આવી તથા મણિને જોઇને બોલી;–" ઇશ્વર કરે ને અનંગની વાત ખરી ઠરે. મણિમોહન ! નાસ્તો કરશો કે ?"

મણિ શર્મથી નીચું જોઈ બોલ્યો:–" ના, હમણાં કાંઇ ખાવું નથી. અનંગ ચાલ–ઘેર ચાલ–બા એકલી છે."

માનિની:—ઠીક ત્યારે જાઓ. મણિમોહન! કોઇ વખત અનંગને લઇને ફરવા આવજો. સાથે ફાનસ નથી કે શું?

મણિ—ના, ફાનસની જરૂર પણ નથી.

આમ કહી તે અનંગ સાથે બ્હાર નીકળ્યો. આજે રાત્રે અતિશય હર્ષના આવેગથી મણિનાં નયનમાં નિદ્રા આવી નહિ. ઘણી રાત જતાં સૂધી બિછાનામાં સૂઇ રહી તે સુહાસિની સંબંધીના વિચારો કરવા લાગ્યો; પરંતુ સુખ પછી દુઃખ અને દુઃખની પછી સુખ એજ સંસારનો અખંડનીય નિયમ છે.

## પ્રકરણ ૬ ઠું

### સર્વસ્વના નાશની વાત

દીનાનાથને યથાસમયે ત્રિભંગાસુંદરીનો પત્ર મળ્યો. એ દિવસે તે રાતના નવ વાગ્યે પોતાના પાડોશી હારાધન રાયને મળવા ગયો. હારાધન પોતાના બેઠકખાનામાં બેઠો હતો. દીનાનાથને જોઇને તેણે તેની અભ્યર્થના કરી. દીનાનાથ બોલ્યો:–" આજે ત્રણ વખત આપને મળવા આવ્યો હતો પણ મુલાકાત થઇ નહોતી. આપ ક્યારે આવ્યા?"

" સંધ્યાકાળ પછી આવ્યો છું. આવીને હમણાં ખાઇ પીને પરવાર્યો છું. કેમ–મ્હારું શું કામ પડ્યું છે?"

"પાછા કોઇ સ્થળે ફરવા જવાના છો કે?"

"ના."

"ત્યારે કોટ પેન્ટલુન કેમ પહેર્યા છે? હું ધારું છું કે આપ સાહેબને મળવા જવાના હશો!"

હારાધન હસીને બોલ્યો"–સાહેબને મળવા નહિ–મેમસાહેબને મળવા જવાનો છું. થોડા વખત પછી સૂઇ રહેવા જઇશ તેથી પાયજામો અને કોટ પહેર્યા છે.

દીનાનાથ આશ્ચર્ય પામી બોલ્યો:–"આશ્ચર્ય! આખો દિવસ આપને ધોતીઉં પહેરેતા જોઉં છું. સૂઇ રહેતી વખતે આપ પાયજામો અને કોટ પહેરો છો?!"

"હા—મ્હને ઘણા દિવસથી એવી ટેવ પડી છે."

હારાધન પહેલાં ચોવીસે કલાક સાહેબ બની રહેતો હતો અને તેની ગૃહિણી ગાઉન પહેરતી હતી એ તેના જીવનના સાહેબી યુગનો આ અવશેષ ( relic ) હતો; પરંતુ એ વાતનો હમણાં સ્વીકાર કરવા તે રાજી નહોતો તેથી તેણે દીનાનાથને કહ્યું:–" ડૉક્ટરી પુસ્તકોમાં મ્હેં વાંચ્યું છે કે, રાત્રે ઢીલો પાયજામો અને ઢીલો કોટ પહેરી સુવાથી શરીરનું રક્તસંચાલન ( circulation of blood ) સારી રીતે થાય છે. એટલા માટે હું બારે માસ× પાયજામો અને કોટ પહેરી સૂઇ રહું છું. મ્હને કદાપિ વા આવતો નથી. ભાઇ! તમે પણ એની પરીક્ષા કરી શકો તેમ છો."

દીનાનાથે હસીને કહ્યું:—" હું ધોતીઉં પહેરી ખુલ્લા શરીરે સૂઇ

---

× આ સ્થળે 'બારમાસ' માં ઘણી અતિશયોક્તિ છે. મહિનામાં ત્રણ ચાર દિવસ કરતાં વધારે વખત તે પાયજામો અને કોટ ભાગ્યે જ પહેરતો.

જાઉં છું, તેથી મ્હારા શરીરમાં રક્તસંચાલન બહુ સારી રીતે થાય છે. હવે જવા દ્યો એ વાત; હમણાં આપની પાસે હું જે કાર્યાર્થે આવ્યો છું તે સાંભળો. પહેલાં આપ વર્દ્ધમાનપુરમાં હતા. વર્દ્ધમાનપુરના વકિલ રસમય ચટ્ટોપાધ્યાયને આપ ઓળખતા હશો? તેઓ કેટલાક વર્ષથી મરી ગયા છે."

"હા, ઓળખું છું. એ એક વિખ્યાત વકિલ હતો. ઘણા સારા પૈસા કમાતો હતો. અમારા મહોલ્લામાં જ તે રહેતો હતો. (હાથમાં પેનસિલ લઈ કાગળ ઉપર ચિતરી) આ અમારું મકાન—અને આ તેનું મકાન."

"તેની એક સારી કન્યા છે—તેની વિધવા સ્ત્રી એ કન્યા સાથે ગિરિડીમાં રહે છે. એ કન્યાનો વિવાહ મણિ સાથે કરવાનો તેણે મ્હારી ગૃહિણી પાસે પ્રસ્તાવ કર્યો છે. કન્યા ઘણી સારી છે. મણિની બાને ઘણી પસંદ પડી છે."

આ વાત સાંભળી હારાધનનું મુખ ઘણું ગંભીર બની ગયું. કાંઇ વિચારીને તે બોલ્યો:—"હું એ વિધવાને ઓળખું છું. એ રસમય વકિલના મ્હોટાભાઇની સ્ત્રી હતી."

દીનાનાથ ઘણું આશ્ચર્ય પામી બોલ્યો:—"ત્યારે રસમય બાબુએ વિધવાવિવાહ કર્યો હતો કે શું?"

"ના—એમ કર્યું હોત તો કાંઇ વિશેષ હરકત નહોતી. એ એક ગંભીર કલંકની વાત છે. તેની સ્ત્રી મરી ગયા પછી તેણે પુનર્વિવાહ કર્યો નહોતો; તે તેની આ વિધવા ભાભી સાથે સ્ત્રીપુરુષ ભાવે રહેતો હતો."

આ વાત સાંભળી દીનાનાથે અત્યંત દુઃખિત થઈ કહ્યું:—"જો એમ હોય તો એ ઘણી શર્મની વાત કહેવાય. ઉચ્ચ શિક્ષિત માણસ

થઇને તેણે આવું કુકર્મ કેમ કર્યું ? તેણે યથાવિધિ વિવાહ કર્યો હોત તો શી અડચણ હતી ? વળી એ વિધવાને પણ શું કહેવું ?"

"આ બનાવને લીધે વર્દ્ધમાનપુરમાં ઘણો ખળભળાટ થયો હતો અને બારના બીજા વકિલોએ રસમય બાબુનો બહિષ્કાર કર્યો હતો. ત્યાર પછી ધીમે ધીમે સઘળો કોલાહલ મટી ગયો હતો. હવે તો ઘણા લોક એ વાત ભુલી ગયા છે."

"ભલે ગમે તેમ હોય. આપની પાસે આવવાથી મ્હને ઘણો લાભ થયો છે. સદ્‌ભાગ્યે આપની પાસેથી હું આ વાત જાણી શક્યો નહિ તો સત્યાનાશ વળી જાત. જુઓ, હું કાંઇ વિધવાવિવાહની વિરુદ્ધ નથી; પણ આ તો ઘણી ભયંકર વાત કહેવાય. આ વ્યભિચાર નહિ તો બીજું શું ? એવા દુરાચારને કોઇ પણ પ્રકારે આશ્રય આપી શકાય નહિ. ઠીક, હવે હું જાઉં છું; આપ મેમસાહેબને મળવા જાઓ."

"મેમસાહેબ મ્હારી રાહ જોતાં શયનગૃહમાં જાગતાં બેઠાં છે."

આમ કહી હારાધન શયનગૃહ તરફ જવા લાગ્યો. દીનાનાથ પણ સ્વગૃહ તરફ વિદાય થયો.

---

## પ્રકરણ ૭ મું

---

### પ્રેમમાં વિઘ્ન

આજકાલ કરતાં સાત દિવસથી વિમળાસુંદરીએ દીનાનાથને પત્ર લખ્યો હતો. યથાસમયે પત્રનો ઉત્તર નહિ આવવાથી મણિ અત્યંત ઉત્કંઠિત બની ગયો હતો. હમ્મેશાં એ વખત તે પોષ્ટ ઑફિસે આવજા કરતો હતો. અનંગ હમ્મેશાંની માફક માનિની અને સુહા-

સિની સાથે સંધ્યાકાળે ફરવા જતી એક વખતે હતી. કોઇ દિવસે ફરી આવીને તેમને બંગલે પણ જતી હતી. અનંગે વિમળાસુંદરીને કહ્યું:—" મા ! એક દિવસે એમને ચ્હા પાણીનું નિમંત્રણ કરવામાં આવે તો સારું. તેઓ આપણો આટલો બધો આદર સત્કાર કરે છે અને આપણે કાંઇ ન કરીએ એ સારું દેખાય નહિ. "

વિમળાસુંદરી:—ખરું છે. આજે તું સંધ્યાકાળ પછી તેમને સાથે લઇને અત્રે આવજે. હું ચ્હાપાન અને નાસ્તાની સામગ્રી તૈયાર કરી રાખીશ.

એ દિવસે સંધ્યાકાળ પછી માનિની પોતાની કન્યાને લઇને અનંગ સાથે આવી. અનંગે સુહાસિનીનું ગાયન સાંભળવાની ઇચ્છા દર્શાવી. સુહાસિની હાર્મોનિયમ બજાવી નિમ્નલિખિત આશયની ગરબી ગાવા લાગી:—

(ગરબી.)

" પ્રેમનો પ્યાલો પીજીએજી,
કોણ પીતાં ધરાયું—સખિ, પ્રેમનો૦—૧
આધિ વ્યાધિને સળગી રહી ઉપાધિઓ,
નેહને નીરે બુઝાવીએજી—કોણ૦ સખિ—૨
પીવું પીવું ને પડી ઉઠીને પીવું,
પીતાં પરમપદ પામીએજી—કોણ૦ સખિ—૩
જન્મી જીવીને સુખ શામાં નિહાળી ?
નેહ વિના દેહ શીદ સીજીએજી—કોણ૦ સખિ—૪
મ્હારું ને ત્હારું તજી પ્રેમનું જ ગાવું,
તાને ચઢી રસ ઝીલીએજી—કોણ૦ સખિ—૫
નીમ ત્યાં ભેદ ને ભેદ ત્યાં ભમાયા,
પ્રેમને નશે ભેદ ટાળીએજી—કોણ૦ સખિ—૬

ક્યાંથી પીવું ? ને શાથી પીવું ?
પીધું સદાય આ પ્રાણીએજી—કોણુ૦ સખિ—૭
પોતે પીનાર અને પાનાર પોતે,
પોતે પીવાનું થઇ ડુબીએજી—કોણુ૦ સખિ—૮

મ. ન. દ્વિવેદી.

સંગીત સમાપ્ત થયા પછી વિમળાસુંદરી બોલી:—"આજે આપને અત્રે નાસ્તો લેવો પડશે."

માનિનીએ હસીને કહ્યું:—"અનંગે અમને એ વાત પ્રથમથી કહી છે. એમાં શી હરકત છે ? ઇશ્વરેચ્છાથી શુભ કાર્ય સંપન્ન થશે તો પછી હમ્મેશાં નાસ્તો લેવાનો છે; પરંતુ આજકાલ કરતાં સાત દિવસથી આપે પત્ર લખ્યો છે છતાં કાંઇ ઉત્તર કેમ ન આવ્યો ?"

વિમળા—તેમના કાગળપત્ર નિયમિત વખતે આવતા નથી. તેઓ મ્હારા પત્રની વાત ભૂલી ગયા હશે. એ તો કેવળ રાત્રિ દિવસ પુસ્તકો વાંચ્યા કરે છે. જોઉં છું, આજે જો પત્ર નહિ આવે તો કાલે તાર કરીશ.

"ઠીક, એમ કરજો."

પછી વિમળાસુંદરીએ એ થાળમાં જૂદી જૂદી જાતની મિઠાઇ અને ફળ લઇ આવી. માનિની એ જોઇને બોલી:—"આપે નાસ્તાની આટલી બધી સામગ્રીઓનું આયોજન કેમ કર્યું છે ? બ્હેન હાસી, થોડું ખાવું પડશે-શર્માય છે શા માટે ? બ્હેન અનંગ! તું પણ હાસી સાથે બેસ."

આમ કહી તે થાળમાંની ખાદ્ય વસ્તુઓનો સદ્‌વ્યવહાર કરવા લાગી. સુહાસિની અને અનંગ સાથે બેસી નાસ્તો કરવા લાગી. ખાતાં ખાતાં માનિનીએ પૂછ્યું:—"આજે મણિમોહન કેમ દેખાતા નથી?"

વિમળાઃ—મણિ ફરવા ગયો છે–હમણાં પાછો આવી પહોંચશે.

વિમળાનું આ વાક્ય પૂર્ણ થતાં જ મણિ આવી પહોંચ્યો. તેનું મુખ ઘણું મલિન અને વિમર્ષ થઇ ગયું હતું. તેને જોઇને વિમળાએ કહ્યું:—" ભાઇ ! આવ, નાસ્તો કરવા બેસ."

મણિઃ—ના, હું હમણાં નાસ્તો કરીશ નહિ.

"કેમ નહિ કરે? આજે બપોર પછીથી તો ત્હેં કાંઇ ખાધું નથી. ત્હારું મ્હોં લેવાઇ ગયું છે. તને જે ભાવે તે ખા."

"ના, હું હમણાં કાંઇ નહિ ખાઉં."

માનિનીઃ—ચાલો, તમે અમને મૂકવા આવશો કે? આજે ચાંદનીનો પ્રકાશ છે તેથી ફાનસની જરૂર નથી.

મણિઃ—ભલે ચાલો.

મણિ આગળ ચાલવા લાગ્યો. સુહાસિની અને માનિની તેની પાછળ પાછળ જવા લાગ્યાં. રસ્તામાં કાંઇ વાતચિત થઇ નહિ.

તેમને પહોંચાડી દઇ મણિએ માનિનીને કહ્યું:—"આજે સંધ્યાકાળની પોષ્ટમાં પિતાશ્રીનો પત્ર આવ્યો છે. આ વિવાહ થાય એવી એમની ઇચ્છા નથી."

આટલું બોલતાં બોલતાંમાં તેની આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. સુહાસિની આ વાત સાંભળી ઝડપથી પોતાની રૂમમાં ચાલી ગઇ તથા તેણે રૂમનાં બારણાં બંધ કરી દીધાં. માનિની લમણે હાથ દઇ બેસી પડી.

× × × × ×

મણિ જ્યારે પોતાને બંગલે પાછો આવ્યો ત્યારે રાતના નવ વાગ્યા હતા. વિમળાએ તેને કાલાવાલા કરી ખાવા આપ્યું; પણ

મણિએ કાંઇ ખાધું નહિ. ખાવાની સઘળી વસ્તુઓ થાળમાં જ પડી રહી. મણિએ ઉઠી હાથ ધોઇ શયનગૃહમાં પ્રવેશ કરી બારણાં બંધ કરી દીધાં. શયનગૃહમાં જતી વખતે અનંગના હાથમાં પિતાનો પત્ર આપી તે બોલ્યોઃ–"આ જો, બાપાજીનો પત્ર આવ્યો છે!"

અનંગે એ પત્ર વિમળાસુંદરીને વાંચી બતાવ્યો. તેમાં એમ લખેલું હતું કે, "તમારો પત્ર પહોંચ્યો છે. મણિનો જે સ્થળે વિવાહ-સંબંધ કરવા તમે લખ્યું છે, એમાં હું બિલકુલ સંમત નથી તે જાણજો. રૂબરૂ મળશો ત્યારે સ્પષ્ટતાથી સઘળી વાત કહીશ. અત્રે ત્રણ ચાર સારાં ઠેકાણાં તૈયાર છે. તમારા આવ્યા પછી બધું નક્કી કરીને વૈશાખ માસમાં વિવાહ કરી નાખીશું. તમે એ માટે ઉતાવળ કરશો નહિ. હવે ગરમી પડતી હોવાથી તમને વિશેષ દિવસ સુધી ત્યાં રહેવું ફાવશે નહિ. શૈલેન્દ્રને આવવા લખ્યું છે. તેઓ આવશે એટલે તમને તેડવા મોકલીશ."

અનંગ આ પત્ર વાંચી વજ્રહતની માફક બેસી પડી. વિમળા-સુંદરીએ કહ્યું:–"સઘળાં કામમાં ત્હારી ઉતાવળ. પહેલાં ત્હારા પિતાનો વિચાર જાણ્યા સિવાય આટલું બધુ કરવાની શી જરૂર હતી? તુ જ આ અનર્થનું મૂળ છે! માનિનીને તો હું કદાપિ ઓળખતી પણ નહોતી. તેની છોડી કેવી છે અને કોણ છે તે જાણતી નહોતી; છતાં ત્હેં તો બે દિવસમાં જ તેમની સાથે સંબંધ બાંધી નાચાનાચી કરી મૂકી! હવે શો ઉપાય?"

આ વાકયનો કાંઇ ઉત્તર આપ્યા સિવાય અનંગ રુદન કરવા લાગી. વિમળાસુંદરીએ તેને બિછાનામાં સૂવાડી. પછી મણિની સ્થિ-તિનો વિચાર આવતાં તે ઘણી વ્યાકુળ બની ગઇ. એ રાત્રે તે ખાઇ શકી નહિ તેમ જ ઊંઘી પણ શકી નહિ.

બીજે દિવસે સંધ્યાકાળ થવાને થોડો વિલંબ હતો એવામાં માનિનીએ જાતે આવી વિમળાને કહ્યું–"મ્હારી તો સઘળી આશા નિરાશામાં ફેરવાઇ ગઇ. મણિમોહને કાલે રાત્રે જ મ્હને કલકત્તાથી આવેલા પત્રની વાત કહી છે. આપના છોકરા ઉપર મ્હારો કાંઇ અધિકાર છે ? પણ જ્યારથી આ ખબર જાણવામાં આવી છે ત્યારથી મ્હારી કન્યાની જે સ્થિતિ થઇ છે તેનું વર્ણન હું કરી શકું તેમ નથી."

વિમળાસુંદરી અત્યંત દુઃખિત સ્વરે બોલીઃ–"ત્યારે હવે શું કરવું ? મ્હારો જ વિચાર થયો હતો; પરંતુ એમનો વિચાર થયા સિવાય મ્હારો વિચાર શા કામનો ? તેમની ઇચ્છા વિરુદ્ધ કાંઇ કરી શકાય નહિ. મણિ પણ એ પત્ર વાંચી ઘણો શોકાતુર બની ગયો છે. કાલે રાત્રે કાંઇ ખાધા પીધા વિના તે સૂઇ ગયો હતો. આજે પણ ફક્ત નામના જ બે ગ્રાસ મુખમાં મૂક્યા છે. વળી અનંગ તો ગઇ કાલથી રુદન કર્યા કરે છે."

"આપની અનંગના જેવી કન્યાઓ ઘણી થોડી હોય છે. એનું એવું મન છે કે, બે દિવસમાં જ તે પારકાને પોતાનું કરી લે છે. મ્હારી હાસીના હૃદય ઉપર જે આઘાત લાગ્યો છે. તેથી મ્હારા મનમાં ઘણી ચિંતા ઉત્પન્ન થઇ છે. પુરુષ જાતને શું ? મણિમોહન કલકત્તે જઇ બીજા વિષયો જોઇને સઘળું ભૂલી જશે. અહીં નહિ તો બીજા કોઇ સ્થળે વિવાહ થતાં તેમના મનનો શોક દૂર થઇ જશે; પણ મ્હારી હાસીનું શું થશે ? હવે તેની સાથે આ સ્થળે વિશેષ દિવસ સુધી રહેવાની મ્હારી ઇચ્છા નથી."

"ક્યાં જવાની આપની ઇચ્છા છે ?"

"મુંગેર જીલ્લામાં આવેલા જમાલપુરમાં મ્હારો એક ભાઇ છે. એ રેલ્વે ખાતામાં નોકરી કરે છે. એ સ્થળે જઇ થોડા દિવસ રહેવાનો

મ્હારો વિચાર છે. ત્યાં મ્હારા ભાઇની એક કન્યા અને બીજાં સગાં વ્હાલાં છે. તેમના સહવાસમાં રહેવાથી હાસીનું મન શાન્ત થાય એવો સંભવ છે."

"આ ઘણો સારો વિચાર છે. વળી હવે જેમ બને તેમ જલ્દીથી આપ સુહાસિનીનો વિવાહ કરી નાખવાનો પ્રયત્ન કરો."

"પ્રયત્ન અવશ્ય કરીશ. હવે આપને કહેવાને કાંઇ હરકત નથી. મ્હારા ભાઇએ એક સંબંધની વાત લખી છે—તે વૈશાખ માસની નવમ દશમે વિવાહ કરી નાખવા ઇચ્છે છે. એ છોકરાના પિતા લાહોર રહે છે. છોકરો બી, એ.માં પાસ થયેલો છે; પણ આર્થિક સ્થિતિ જોઇએ એવી સારી નથી. એ બધો વિચાર ભાઇ પાસે ગયા પછી કરવાનો છે; પણ હવે થોડા દિવસ રહેલા હોવાથી ઘણી ઉતાવળ કરવી પડે તેમ છે."

આમ કહી તેણે પોતાની વક્ર આંખ વિમળાસુંદરી તરફ ફેરવી.

"સુહાસિનીની સ્થિતિ જોતાં તેનો ઉતાવળથી વિવાહ કરી નાખવામાં આવે એજ સારું છે. આ સંબંધને જવા નહિ દેવાની મ્હારી ભલામણ છે. આપ જમાલપુર ક્યારે જશો ?"

"આજે ચૈત્ર માસની કૃષ્ણ ત્રયોદશી થઇ છે. વૈશાખની શુકલ દ્વિતીયાને દિવસે અહીંથી વિદાય થવાનો વિચાર છે."

"હવે અમે પણ અત્રે વિશેષ દિવસ રહેવાનાં નથી. અહીં ગરમી પડે છે અને તેમણે જલ્દી ઘર તરફ આવવા લખ્યું છે. સાત આઠ દિવસ પછી અહીંથી જવાનો મ્હારો વિચાર છે. મ્હારા જમાઇ શૈલેન્દ્રનાથ આવી અમને લઇ જશે."

"વિવાહ થવો ન થવો એ વિધાતાના લેખપર આધાર રાખે છે; આપના માયાળુ વ્યવહારને અમે કોઇ રીતે ભૂલી શકીએ તેમ નથી. આપ પણ અમને આપનાં સ્નેહીજન સમજજો."

" આપે આ અજાણ્યા સ્થળે અમારી ઘણી સંભાળ રાખી આપનાં સ્નેહમય હૃદયનો પરિચય કરાવ્યો છે. મ્હારી અનંગ ઉપર આપે એટલો બધો પ્રેમ રાખ્યો છે કે આપને ભૂલી શકાય તેમ નથી. આપની કન્યાને મ્હારા ઘરની લક્ષ્મી બનાવવાની મ્હારી ઘણી ઇચ્છા હતી; પરંતુ ઇશ્વરની ઇચ્છા એવી નહિ હોય ! "

આમ કહી વિમળાસુંદરી પાલવથી આંસુ સાફ કરવા લાગી. માનિનીએ કહ્યું:—" અનંગ ક્યાં છે ? હું અહીં હોઉં ત્યાં સુધી દરરોજ એક વખત તેને જોઇ શકું એવી મ્હારી ઇચ્છા છે. "

વિમળાસુંદરીએ અનંગને બોલાવી. એ આજે માનિનીની તદ્દન પાસે આવી શકી નહિ. તે નજીકના ઓરડામાં મણિ પાસે બેઠી હતી. તે સજળનયને માનિની પાસે આવી ઉભી રહી.

માનિની:—બ્હેન અનંગ ! અત્યાર સુધી ક્યાં હતી ? અમારે બંગલે હમ્મેશાં ફરવા આવજે. સમજી ?

અનંગે મસ્તક નમાવી સંમતિ દર્શાવી; પણ મ્હોં ઉઘાડી તે કાંઈ બોલી શકી નહિ

માનિની:—ઠીક ત્યારે હું હવે જાઉં છું; કાંઇ મનમાં લાવશો નહિ.

વિમળા:—હું મનમાં શું લાવું ? અમે આપના મનને ઘણું દુઃખ દીધું છે. આપ કૃપા કરી એ બધું ભૂલી જજો.

" ઠીક છે, વળી બીજી વાર મળીશું." કહી માનિની વિદાય થઇ.

## પ્રકરણ ૮ મું

### પલાયન

દીનાનાથનો પત્ર મળવાથી શૈલેન્દ્ર તેને મળવા આવ્યો હતો. દશ વાગ્યાના સમયે દીનાનાથ પોતાના વાંચનગૃહમાં બેસી શૈલેન્દ્રની

સાથે વાતચિત કરતો હતો. તેણે શૈલેન્દ્રને કહ્યું:—" આટલા દિવસ સુધી ગિરિડીમાં રહેવાથી અનંગને સારી રીતે આરામ થઇ ગયો છે. હવે એ સ્થળે વિશેષ દિવસ સુધી રહેવાનું પ્રયોજન નથી. વળી ગિરિડીમાં આજકાલ ગરમી પણ ઘણી પડે છે. તેમને તેડી લાવવા માટે તમારે જવું પડશે. "

" ક્યારે જવાની આજ્ઞા છે ? "

" આ બે ચાર દિવસમાં જ—તમને જે દિવસ અનુકુળ હોય તે દિવસે જાઓ. વળી બીજી એક વાત સાંભળો. આ વૈશાખ માસમાં મણિનો વિવાહ કરવાની ઇચ્છા છે. ત્રણ ચાર સંબંધ ઉપસ્થિત થયા છે, તેમાંથી જોઇ તપાસી જે ઠેકાણું સારૂં હોય એ સ્થળે સંબંધ કરવાનો છે. આ કામ તમારે કરવાનું છે. પ્રથમ તમે ગિરિડી જઇ આવો; પછી બીજું બધું થશે. "

" હમણાં મ્હને ગુડ ફ્રાઇડેની રજાઓ છે—હું કાલે જઇશ."

" ભલે કાલે જજો. ઠીક, તમને જે વાત કહી હતી, તેનું શું થયું ? ગામડાંઓની ઉન્નતિ સંબંધી તમે એક scheme (કાર્ય પ્રણાલી) તૈયાર કરી કે ? "

" હા જી, સ્કીમ મ્હેં તૈયાર કરી રાખી છે. આપની અનુમતિ હોય તો આપને જણાવું ? "

" બેલાશક જણાવો. "

" ગામડાંઓની ઉન્નતિ કરવા જતાં કયા ગામમાં શો અભાવ છે તેનો જાતે જઇ તપાસ કરી નક્કી કરવું પડશે; કેમ કે સઘળાં ગામડાંઓની સ્થિતિ કાંઇ એક સરખી નથી. આપણે બધો વખત શ્હેરમાં ગાળતા હોવાથી ગામડાંઓની સ્થિતિની યથાર્થ માહિતી આપણને હોતી નથી; છતાં મુખ્યત્વે કરીને બધાં ગામડાંઓમાં ત્રણ બાબતોનો

અભાવ જણાય છે—પીવાના પાણીનો અભાવ, પાણીના નિકાલનો અભાવ અને રોગ–વ્યાધિ થાય તો ચિકિત્સાનો અભાવ. એ સિવાય કેળવણીનો અભાવ, દેવાનો ભાર, અંદર અંદરના કજીઆ ટંટા પતાવવાનો અભાવ તથા દરિદ્રતામાંથી મુક્ત થવાનાં સાધનોનો અભાવ. જો આદર્શ ગામ (moel village) બનાવવું હોય તો આ સઘળા અભાવ દૂર થાય એવો બંદોબસ્ત કરવો પડશેઃ—

પહેલું—એક વિશાળ તળાવ ખોદી પીવાના પાણી માટે તેને રીઝર્વ (સુરક્ષિત) કરવું પડશે.

બીજું—જંગલ કાપી અને ખાડા–ખાબરા પૂરી પાણીના નિકાલનો (drainage) બંદોબસ્ત કરવો પડશે.

ત્રીજું—દરેક ગામે ન બને તો પાંચ સાત દશ ગામ વચ્ચે એક દવાખાનું ઉઘાડી એક યોગ્ય ડૉકટરના હાથમાં તેના કામનો ભાર આપવો પડશે અને વિશેષ પ્રમાણમાં ઔષધ–પત્ર તેમજ યંત્રાદિ રાખવાં પડશે.

ચોથું—દરેક ગામમાં બાળક–બાળિકાઓને શિક્ષણ આપવા માટે શાળાઓ સ્થાપવી પડશે.

પાંચમું—ખેડુ પ્રજાને કરજમાંથી મુક્ત કરવા માટે એક સહકારી બૅન્ક ઉઘાડવી પડશે.

છઠ્ઠું—ગામમાં જેઓ આગેવાન માણસો હોય તથા જેમના તરફ લોકો માનથી અને વિશ્વાસથી જોતા હોય એવા પાંચ જણની એક પંચાયત સ્થાપવી પડશે. ગામના લોકોએ તેમને જાહિર સભામાં પસંદ કરેલા હોવા જોઇએ. તેમના હાથમાં ગામની સ્કૂલ, દવાખાનું, બૅન્ક વગેરેના કાર્યનો ભાર સોંપવો પડશે અને જે સઘળા વાદવિવાદ દાવાદુવી–ટંટા ફિસાદ ઉપસ્થિત થાય તેનો ચુકાદો કરવાની સત્તા તેમના

હાથમાં આપવી પડશે, જેથી નજીવી બાબતો માટે જીલ્લે-તાલુકે લોકોને જવાની જરૂર નહિ પડે. એથી ગરીબ લોકોના પૈસાનો બચાવ થશે.

દીનાનાથઃ—ગવર્નમેન્ટ પણ એવી જ રીતે વ્યવસ્થા કરે છે.

શૈલેન્દ્રઃ—કરે છે એ સત્ય છે; પરંતુ હું કહું છું કે આપણા દેશની ઉન્નતિનો પ્રયાસ આપણે પોતે જ આગેવાન થઇ કરવો ઉચિત છે. વળી ગામડે ગામડે આવી રીતે ગામડાંની ઉન્નતિ-વિધાયક સમિતિ ( Village improvement society ) સ્થપાય અને ગવર્નમેન્ટ તેનો સ્વીકાર ( recognise ) કરી તેના હાથમાં જો વિશેષ સત્તા આપે તો એ બહુ સારી વાત છે; ગવર્નમેન્ટની મદદ વગર એનું કામ ચલાવવું કઠિન થાય તેમ છે. ધારો કે ગામડાના લોકોદ્વારા જે પંચાયત પસંદ થશે તેના હાથમાં સુખોન્નતિને માટે જો કર નાખવાની ગવર્નમેન્ટ સત્તા આપે અથવા ન્હાના ન્હાના કુજીઆ ટંટાનો નિકાલ કરવાની સત્તા આપે તો તેથી તેનું માન ( prestige ) વધે તેમ છે અને તેની માર્ફત વિશેષ કામ થાય તેમ છે. તે સાથે હું એમ પણ કહું છું કે ગવર્નમેન્ટના મ્હોં તરફ જોઈ બેસી નહિ રહેતાં આપણા કેળવાયલા લોકોએ કાર્યની શુરુઆત કરવી જોઇએ. તેમ થાય તો શિક્ષિત અને સાધારણ લોકો વચ્ચે હમણાં જે એક મ્હોટી આડ ( barrier ) ઉભી થઇ છે એ દૂર થશે અને પરસ્પરના મિલનથી સહાનુભૂતિ વધશે. ઘણાં ગામોની એવી સ્થિતિ છે કે, લોકો અનેક પ્રકારની અગવડો અને દુઃખ ભોગવે છે. એ અગવડો અને દુઃખ દૂર કરવાની સર્વે ઇચ્છા સુદ્ધાં રાખે છે; પણ કેવળ અગ્રણી થઇ કામનો આરંભ કરી શકે એવા માણસના અભાવથી તેમની એ ઇચ્છા પૂર્ણ થતી નથી. એવા અગ્રણીઓના અભાવથી જ ગામડાંઓની અડચણો દૂર થતી નથી.

આપણા શિક્ષિત લોકોએ ગામેગામ જઇ આગેવાની કરી કાર્યભાર સ્વીકારવો પડશે. આપણે કેળવાયલા લોકો સાધારણ લોકોના ખરા હિતૈષી છીએ, તેમના સુખેસુખી અને દુઃખે દુઃખી છીએ, તેમના દુઃખથી આપણો પ્રાણ કંપે છે એવું તેમને સભાઓ ભરી ભાષણોથી નહિ પણ કામ કરીને સમજાવવું પડશે. હવે એ સઘળાં કામ માટે પ્રથમ સુવ્યવસ્થાની ( organisation ) જરૂર છે. પછી કામ કરનાર લોક ( workers ) ની જરૂર છે, પછી નાણાંની જરૂર છે; પરંતુ મ્હારી એવી માન્યતા છે કે આપણે જ્યારે કૅાંગ્રેસ ભરીએ છીએ, કૅાન્ફરન્સ ભરીએ છીએ ત્યારે પછી ઇચ્છા થતાં આ કામ માટે પણ કોઇ પ્રકારનો અભાવ રહેશે નહિ. ઇચ્છા હોય છે તો કોઇ પણ સત્કાર્ય કેવળ દ્રવ્ય માટે બંધ રહેતું નથી. ”

દીનાનાથે અત્યંત આહ્લાદિત થઇ કહ્યું:—“ શૈલેન્દ્ર! તમારું કહેવું ખરું છે. હું પણ એમ ધારું છે કે કામ હાથ ઉપર લેવાથી દ્રવ્યનો અભાવ રહેશે નહિ. હું તમારી આ કાર્યપ્રણાલીની ઘણી પ્રશંસા કરું છું. આ વિષયનું આંદોલન અને આલોચના થતાં આપણા દેશના નેતાઓ આ કાર્ય કરવા અગ્રેસર થશે એવી હું આશા રાખું છું. હાલ તરત તો કેવી રીતે કાર્યનો આરંભ કરવો ઉચિત છે તેનો જ વિચાર કરો. ”

“ મ્હારી જમીનદારીમાંનાં કેટલાંક ગામડાંઓમાં જઇએ સઘળાં સ્થળોએ શી શી અગવડો છે તેની હું તજવીજ કરીશ અને તેની અંદર એક આદર્શ ગામ ( moel village ) સ્થાપન કરીશ. ”

“ ઠીક, જ્યારે તમે જશો ત્યારે હું પણ તમારી સાથે આવીશ એ સઘળું જાણવા જોવાનો મ્હારો પણ વિચાર છે. ”

શૈલેન્દ્ર ઘણા ઉત્સાહથી બોલ્યો:—“ આપ આવશો તો ઘણું

સારું થશે. હું તેનો બંદોબસ્ત કરીશ. ગંગાને કાંઠે કેટલાંક ગામ આવેલાં છે, માટે પનાઈ ભાડે કરી આપને લઇ જઇશ."

"વારું ત્યારે આપણે જઇશું. તમને આદર્શ ગામ સ્થાપવા માટે જેટલી રકમ જોઇશે તેટલી હું આપીશ. પૈસા માટે સહજ પણ ચિંતા રાખશો નહિ."

આ સમયે તાર ઑફિસના એક પટાવાળાએ આવી દીનાનાથના હાથમાં એક ટેલિગ્રામ આપ્યો.

દીનાનાથે ટેલિગ્રામનું કવર ફોડી અંદરની હકીકત વાંચી:–"Mani is missing. Come sharp." ( મણિ જડતો નથી–જલ્દી આવો. )

ટેલિગ્રામ વાંચી દીનાનાથનું મ્હોં લેવાઇ ગયું. તેના હાથ કંપવા લાગ્યા. તેની એવી સ્થિતિ જોઇ શૈલેન્દ્રે ગભરાઇને પૂછ્યું:–"કોનો ટેલિગ્રામ છે?"

દીનાનાથ શૈલેન્દ્રના હાથમાં ટેલિગ્રામ આપી બોલ્યો: "આ જુઓ, મણિ નાશી ગયો છે."

શૈલેન્દ્રે અતિ આશ્ચર્ય પામી કહ્યું:–"આ શું?" આમ કહી તે ધ્યાનપૂર્વક ટેલિગ્રામ વાંચવા લાગ્યો.

દીનાનાથઃ—હવે તો મ્હને કાંઇ સૂઝતું જ નથી. આ એક સંકટમાંથી સદ્ભાગ્યે બચી ગયો ત્યારે વળી પાછું બીજું સંકટ આવી પડ્યું. ચિંતા નહિ. એ એને જ્યાં જવું હોય ત્યાં ભલે જાય–મ્હારી સાથેના તેના સંબંધનો આટલેથી જ અંત આવ્યો!

શૈલેન્દ્ર ઘણો ભયભીત બની બોલ્યો—"કેમ શું થયું છે? શા માટે નાશી ગયા છે એ આપ જાણો છો કે?"

"વિશેષ કાંઇ હું જાણતો નથી. થોડા દિવસ ઉપર એક પત્ર

આવ્યો હતો. તેમાં લખ્યું હતું કે, અત્રે એક સારી સુંદર કન્યા છે. તેની સાથે મણિનો વિવાહ સંબંધ ઉપસ્થિત થયો છે. પત્ર લખી તેમણે મ્હારો વિચાર જાણવાની ઇચ્છા દર્શાવી હતી. તપાસ કરતાં મ્હને એમ માલૂમ પડ્યું કે, એ સંબંધ કરવા જેવો નથી—એ કન્યાની માતાના ચરિત્રમાં દોષ હતો, તેથી મ્હેં એ સંબંધ કરવાની ચોખ્ખી નારાજી દર્શાવી હતી. હવે તે એ છોકરી પાછળ નાઠો કે કોઇ બીજે સ્થળે ગયો એ કેવી રીતે જાણી શકાય? શૈલેન્દ્ર! મ્હારાથી હવે વૃદ્ધાવસ્થામાં આવો સંતાપ સહન કરી શકાતો નથી."

આટલું બોલતાં બોલતાંમાં તો દીનાનાથનાં નેત્રોમાંથી અશ્રુબિંદુ સરી પડયાં. એ અશ્રુબિંદુઓને તે કપડાથી લુંછવા લાગ્યો.

તેની આવી સ્થિતિ જોઇ શૈલેન્દ્રે કહ્યું—"આપ વિશેષ ગભરાશો નહિ. હું આજે જ ગિરિડી જાઉં છું. હું ચોક્કસ તપાસ કરી પત્તો મેળવી જ્યાં હશે ત્યાંથી તેમને પાછા ઘેર લઇ આવીશ. આપ બિલ્કુલ દુઃખી થશો નહિ."

"શૈલેન્દ્રનાથ! મ્હને બીજું કાંઇ દુઃખ થતું નથી; પણ વીસ પચીસ વર્ષથી જેને હાથમાં રાખી મ્હોટો કર્યો છે, હમ્મેશાં આહાર નિદ્રાનો ત્યાગ કરી જેની ફિકર રાખી છે, તેનું કેવી રીતે સારું થશે એ ચિંતામાં સઘળો વખત પસાર કર્યો છે, તે આજે કાંઇ કહ્યા કર્યા સિવાય ચાલ્યો ગયો! તેના આવા આચરણથી દુઃખ થાય છે—તેને પોતાને માટે મ્હને કાંઇ દુઃખ નથી. મ્હારી વાત બાજુએ મૂકો; પણ તેની માતાની શી દશા થશે તેનો પણ એણે વિચાર કરી જોયો નહિ! આવું જ તમારું વિશ્વવિદ્યાલયનું શિક્ષણ કે? તમારી ઉચ્ચ કેળવણીનું આવું ફળ કે? કેળવણીથી તમારું આવું જ ચરિત્ર બંધાય છે કે?"

આમ બોલી દીનાનાથે બીજી વખત આંખો લુંછી. શૈલેન્દ્ર ઉપરોક્ત વાક્યોનો કાંઇ ઉત્તર નહિ આપતાં માથું નીચું નમાવી બેસી રહ્યો. છેવટે પાંચ મિનીટ ચુપકીદીથી બેસી રહ્યા પછી દીનાનાથે કહ્યું–"તમે જવાને ઇચ્છો છો તો જાઓ; પરંતુ તમે એકલા જઇને શું કરશો? હું પણ તમારી સાથે આવીશ. ક્યી ટ્રેઇન મળે તેમ છે તે જુઓ જોઇએ."

શૈલેન્દ્ર ટાઇમ ટેબલ જોઇ બોલ્યો—"પંજાબ મેઇલમાં જવું જ સારું છે."

"ભલે. તમે જઇને સ્નાનાહાર કરી લ્યો."

"આપ પણ ચાલો."

"હું આવું છું; પણ તમારાં સાસુની કેવી સ્થિતિ થઇ હશે તેનો હું વિચાર કરું છું. એ બીચારીના ઉપર પણ કાંઇ મમતા રહી નહિ?!"

"એમને આવી કુબુદ્ધિ કેમ સૂઝી એ સમજી શકાતું નથી. આપ ઉઠો, ચિંતા કરશો નહિ. ત્યાં જવાથી સઘળું જાણી શકાશે."

શૈલેન્દ્રે ઘણો આગ્રહ કર્યો તેથી દીનાનાથ તેની સાથે ઉઠી સ્નાનાહાર કરવા ગયો.

---

## પ્રકરણ ૯ મું

### તપાસ

બીજે દિવસે સ્હવારે દીનાનાથ શૈલેન્દ્રની સાથે ગિરિડી પહોંચી ગયો. તેને જોઇને વિમળાસુંદરી "મ્હારા મણિને લાવી આપો." કહી ઉચ્ચ સ્વરે રડવા લાગી. અનંગ પણ તેની પાસે બેસી આંસુ સારવા લાગી. શૈલેન્દ્રને જોઇ એણે માથે ઘુમટો તાણી દીધો. શૈલેન્દ્ર બ્હાર જઇને બેઠો.

દીનાનાથઃ—પહેલાં સઘળી વાત કહે. કેવળ રડવાથી શું થશે? શું થયું હતું, કેમ જતો રહ્યો એ સઘળું જાણ્યા સિવાય કેવી રીતે તેને શોધી કાઢવો?

આ શબ્દો સાંભળી વિમળાસુંદરી ઉઠી બેઠી અને આંખો સાફ કરી બોલીઃ—"તમે એ વિવાહની ના કેમ પાડી? કન્યા ઘણી સુંદર હોઇ તેનામાં સઘળા ગુણ છે. તેને જોતાં જ ચ્હાવાની ઇચ્છા થાય તેમ છે. એ કન્યાની સાથે વિવાહ કરવાની મણિની ઘણી ઇચ્છા થઇ હતી."

હવે અનંગનાં નેત્રોના જળમાં જ મ્હોં ઉપર હાસ્યની રેખા ફુટી ઉઠી. એણે કહ્યુંઃ—"બાપા–બાપા! જો તમે મ્હારી હાસી બ્હેનને એક વખત જોઇ હોત તો તમને પણ પસંદ પડત. હાસી બ્હેનની પણ ઘણી મરજી હતી કે ભાઇની સાથે તેનો વિવાહ થાય."

દીનાનાથ ગંભીર ભાવથી બોલ્યો—"આટલા વખતમાં વાત આટલે સુધી આવી છે કે? છતાં પ્રથમ સઘળું જાણ્યા કર્યા સિવાય તમે એ વાતમાં ભળ્યાં શા માટે?"

વિમળાસુંદરી—પ્રથમ તમારો અભિપ્રાય જાણ્યો નહિ એ ખરું છે; પરંતુ અહીં અમારો સર્વનો વિચાર થયો હતો એટલે પછી તમે નારાજી દર્શાવશો એમ શી રીતે સમજાય?

"મ્હેં કાંઇ કારણ વિના નારાજી દર્શાવી છે કે? તમે સઘળી ખબર જાણતાં નથી; જાણશો ત્યારે કાને હાથ દેશો. બ્હેન અનંગ! ચ્હા થઇ છે કે નહિ એ જઇને જો જોઇએ."

અનંગના ત્યાંથી વિદાય થયા પછી દીનાનાથે માનિની સંબંધી હારાધન રાયને મુખે જે હકીકત સાંભળી હતી તે સંક્ષેપમાં વિમળાસુંદરીને કહી સંભળાવી. એ હકીકત સાંભળી વિમળાસુંદરીએ અત્યંત

આશ્ચર્ય પામી કહ્યું:—" કેવું સત્યાનાશ ! રામ-રામ ! આજ કાલ માણસોને બરાબર પારખી શકાતાં નથી ! જો જરાક આગળ વધ્યાં હોત તો કાળી ટીલી લાગ્યા વગર રહેત નહિ. ઇશ્વરે રક્ષણ કર્યું છે. એ બાડી-રંડા આવી લુચ્ચી?! તેને જોઇ પહેલે દિવસે જ મ્હારા મનમાં સંદેહ થયો હતો કે એ કદાપિ સારા ચરિત્રની હોઇ શકે નહિ; પરંતુ દૈવ જાણે કે શાથી હું તેના ખપ્પરમાં પડી ગઇ. એ ડોશી નક્કી જાદુ જાણતી હશે. તેણે મ્હારા મણિને પણ જાદુ કર્યું છે. તેમ ન હોય તો મ્હારો મણિ તેની સહજ પણ પરવા કરે નહિ. એ રંડાએ એને જાદુ કરી બે દિવસમાં જ ગાંડો બનાવી દીધો ! વળી આપણી અનંગ તો જે કોઇ નજરે પડે તેને માથે લઇ નાચે એવી છે. બે દિવસમાં જ હાસી બ્હેન-હાસી બ્હેન કરી ગાંડી ઘેલી થઇ ગઇ. હવે શો ઉપાય ? "

" ઉપાય બીજો શો ? મણિને શોધી કાઢવો પડશે. એ કલંકિની હમણાં ક્યાં છે ? "

" એ કાળા મ્હોંની ડાકેણ કહેતી હતી કે, મુંગેર જીલ્લામાં જમાલપુરમાં તેનો એક ભાઇ છે. ત્યાં જઇને થોડા દિવસ રહેશે. તે ત્યાં ગઇ છે કે બીજી કોઇ જગ્યાએ ગઇ છે એ તો ઇશ્વર જાણે ! "

" ઠીક, જમાલપુર કાંઇ બહુ દૂર નથી. આજે જ બાર વાગ્યાની ગાડીમાં શૈલેન્દ્ર ઝુમનસિંહને સાથે લઇને ત્યાં જશે. તે ત્યાં હોવાનો સંભવ છે."

આ વખતે અનંગ ચ્હા તૈયાર કરી લાવી. દીનાનાથે શૈલેન્દ્રને ચ્હા પીવા માટે બોલાવ્યો.

શૈલેન્દ્ર આવી સાસુને નમસ્કાર કરી ત્યાં બેઠો. વિમળાસુંદરીએ કહ્યું:-" શૈલેન્દ્રનાથ ! હું સ્વપ્ને પણ જાણતી નહોતી કે મણિ આવી રીતે મ્હને દગો દઇ ચાલ્યો જશે. એ ડાકેણ ડોશીએ નક્કી મ્હારા

મણિને વશીકરણ કર્યું છે. એ તેની છોકરીને લઇ જમાલપુર જવાનું ક્હેતી હતી. ત્યાં જઇને છોકરીનો વિવાહ કરવાની વાત તેણે કહી હતી. તમે જલ્દી ત્યાં જાઓ અને જુઓ કે મ્હારો મણિ ત્યાં છે કે નહિ!"

શૈલેન્દ્રે ચ્હા પીતાં પીતાં કહ્યું:—"હમણાં જ હું જઇશ. આપ ગભરાશો નહિ. મણિમોહન ત્યાં ગયા હોય એ બનવા જેવું છે. ત્યાં જઇને હું તેમને જરૂર પકડી લાવીશ."

"ભાઇ! તમારા જેવા રત્ન જેવા પુત્ર પ્રાપ્ત થવા એ પરમ સૌભાગ્યની વાત છે. પુત્ર અને જમાઇ સમાન છે. મણિએ તો પુત્ર તરીકેનું કર્ત્તવ્ય બજાવ્યું નહિ પણ તમે એ કર્ત્તવ્ય બજાવશો એવી મ્હને ખાત્રી છે."

"હું આજે જ જમાલપુર જાઉં છું. ટ્રેઇન કેટલા વાગ્યે જાય છે?"

દીનાનાથે ચ્હા પી રહીને કહ્યું:—"બાર વાગ્યે એક ગાડી આવે છે એમાં જવું સારું છે. તમે એકલા નહિ જતાં સાથે ઝુમનસિંહને લેતા જાઓ. ઝુમન એમને ઓળખતો હોવાથી તમને તપાસ કરતાં હરકત નહિ પડે. વળી એ ઘણો અનુભવી માણસ છે."

"પરંતુ તેઓ કોને ત્યાં ઉતર્યાં છે?"

વિમળાસુંદરી:—એ બધું હું જાણુતી નથી. એ ડાકેણ કહેતી હતી કે, જમાલપુરમાં તેનો એક ભાઇ છે, તે રેલ્વેમાં નોકર છે. તેને ઘેર રહેવાની વાત તેણે કરી હતી. તેનું નામ શું છે એ અમે પૂછ્યું નથી. હવે ઉપાય?"

દીનાનાથ:—જમાલપુર કાંઇ ન્હાનું ગામ નથી. ત્યાં ઘણા રેલ્વેના નોકરો રહે છે. અહીં એમને બંગલે તપાસ કરીશું?

ગિરિડીમાં માનિનીના બંગલામાં કોઇ છે કે નહિ અને ત્યાંથી કાંઇ વિશેષ ખબર મળે છે કે નહિ એ તપાસવાનું નક્કી થયું. શૈલેન્દ્ર ઝુમનસિંહને સાથે લઇ માનિનીને બંગલે ગયો. જોયું તો બંગલાનાં બારણાં બંધ હોઇ બ્હાર એક તાળું મારેલું હતું. પાડોશના બંગલે જઇ તપાસ કરતાં જાણવામાં આવ્યું કે, માનિની તેના ભાઇને ઘેર જમાલપુર ગઇ છે. ક્યારે પાછી આવશે એ ચોક્કસ નથી. તેના ભાઇનું નામ કોઇ કહી શક્યું નહિ. શૈલેન્દ્રે પાછા ફરી બંગલે આવી સઘળી હકીકત કહી અને બારની ગાડીમાં ઝુમનસિંહને સાથે લઇ તે જમાલપૂર ગયો.

જમાલપુર જઇ પહોંચી વેઇટિંગ રૂમની સ્હામે બેંચ ઉપર બેસી શૈલેન્દ્ર ક્યાં જવું ને શું કરવું એ વિચારવા લાગ્યો. વિચારતાં વિચારતાં તેના મનમાં એમ થયું કે, મણિ વિવાહ કરવાને તો આવ્યો નહિ હોય? નહિ તો કાંઇ કળા કર્યા સિવાય શા માટે નાશી જાય? સ્ટેશનના એક ટિકીટ માસ્તરે તેને ચુપકીદીથી બેઠેલો જોઈ પૂછ્યું:— " આપને ક્યાં જવું છે મહાશય? "

શૈલેન્દ્ર:—ક્યાં જવું તેનો જ હું વિચાર કરૂં છું.

" એમ કેમ? આપ ડિટેકટિવ છો કે શું? "

" આપ આવો સંદેહ કેમ કરો છો? "

" આપનો વેશ જોતાં સંદેહનું કાંઇ કારણ નથી એ ખરું છે; પણ આપની સાથેનો આ કૉન્સ્ટેબલ પોતાની લાલ પાઘડી કાઢી નાખવાનું ભૂલી ગયો છે. કેમ ખરું કે નહિ? અમે સ્ટેશન ઉપર અનેક જાતના માણસો જોઇએ છીએ, તેથી અમે જોતાંની સાથે કોણ કેવા પ્રકારનો માણસ છે એ સમજી શકીએ છીએ. "

" આ સ્થળે આપની ભૂલ થઇ છે એમ હું ખાત્રીપૂર્વક કહી શકું છું. આપને હું એક વાત પૂછવા ઇચ્છું છું. "

"આપની સાથે વાત કરવામાં ભય છે; છતાં બોલો, શું જાણવાની ઇચ્છા છે?"

"અહીં કોઇ રેલ્વેના નોકરને ત્યાં વિવાહ છે કે?"

"વિવાહ? વિવાહ તો કાલે રાત્રે થઇ ગયો છે. હરિહર બાબુને ઘેર તેમની ભગિનીની કન્યાનો વિવાહ હતો. સાંભળવામાં આવ્યું હતું કે, એ વિવાહના જાનૈયા ગાડી ચુકી જવાથી કલકત્તાથી આવી શક્યા નહોતા; પરંતુ વર ગિરિડીથી આવ્યો હતો. તમારે એ ખબરનું શું કામ છે? મ્હને લાગે છે કે તમે પણ વર પક્ષના એક જાનૈયા હશો?"

"હા જી, હું વરરાજાનો નિકટનો સંબંધી થાઉં છું; પરંતુ વરરાજા સાથે આવી શક્યો નથી તેથી જાનૈયા તરીકે હું મ્હારી ઓળખાણ આપી શકતો નથી."

"ઠીક આવો. હું હરિહર બાબુને ઘેર આપને પહોંચાડું છું."

શૈલેન્દ્રે મનમાં જે સંદેહ કર્યો હતો તે સાચો જણાયો. વિવાહના સમાચાર સાંભળી તે ઘણો શોકાતુર થયો. તેના પગ જાણે કે આગળ ચાલતા નહોતા; પણ અન્ય કોઇ ઉપાય નહિ હોવાથી તે ઉઠીને ટિકીટ માસ્તરની પાછળ પાછળ ગયો. ટિકીટ માસ્તરે એક કુલીને સાથે મોકલી હરિહર બાબુનું મકાન દેખાડવા કહ્યું. ઝુમનસિંહ પણ શૈલેન્દ્ર સાથે જવા લાગ્યો.

હરિહર બાબુને ઘેર જતાં તેના મકાનનાં બારણાં બંધ જણાયાં. ઘણી હાંકો મારી ત્યારે એક દાસી બારણાં ઉઘાડી બ્હાર આવી બોલી:— "બાબુ ઑફિસે ગયા છે." આમ કહી એણે ઘરનાં બારણાં બંધ કર્યાં. બ્હારના ચૉકમાં કેળના છોડનાં પાન હતાં; શૈલેન્દ્રે વિવાહના ચિન્હ તરીકે એ સ્થળે કેવળ એ પાન જોયાં.

શૈલેન્દ્ર હરિહર બાબુની ઑફિસે જઈ તેને મળ્યો. તેણે કહ્યું:—

"કાલ રાત્રે મ્હારે ઘેર મ્હારી ભાણીનો વિવાહ થયો છે. આજે બે વાગ્યાની ગાડીમાં મ્હારાં બ્હેન વર કન્યાને સાથે લઇ કાશી ગયાં છે. આપ કોણ છો?"

શૈલેન્દ્ર:—હું વરરાજાનો બનેવી થાઉં છું.

હરિહરે પોતાના સ્થૂળ પેટ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:— "હશે–આપ વરરાજાના બનેવી હશો. ઠીક ત્યારે આવજો; હું ઘણા કામમાં છું."

શૈલેન્દ્ર—હું એક વાત આપને પૂછું કે? કાશીમાં તેઓ ક્યાં ઉતરવાનાં છે?

"શું કહ્યું? એમના ઉતારાની વાત પુછો છો? ના–ના, એ સંબંધી તો બ્હેને મ્હને કાંઇ કહ્યું નથી. મહાશય! આપ માઠું લગાડશો નહિ; હું ઑફિસના કામમાં રોકાયલો છું. અમારો સાહેબ ઘણો કડક છે. લ્યો સાહેબજી."

આમ કહી હરિહર ઑફિસના હૉલમાં પેઠા. શૈલેન્દ્ર થોડા સમય સુધી આમ તેમ ફર્યો પછી પાછો સ્ટેશને ચાલ્યો આવ્યો તથા સંધ્યાકાળ સુધી બેસી રહી પછી જે ગાડી આવતી હતી તેમાં બેસી ગિરિડી તરફ પાછો ફર્યો.

શૈલેન્દ્રે ગિરિડી જઇ જ્યારે મણિના વિવાહની વાત કહી ત્યારે ત્યાં ઘણો કકળાટ મચી રહ્યો. વિમળાસુંદરીએ છૂટે મ્હોંએ વિલાપ કરવા માંડ્યો:–"મ્હારું સત્યાનાશ કોણે વાળ્યું? ઓ અભાગિની ડાકેણ! ત્હારા મનમાં આવું જ હતું કે? મ્હારા ઘરના છોકરાને નસાડી લઇ જઇ ત્હેં પારકો કર્યો? મ્હારો એ હવે નથી. મ્હારા ત્રણ ગયા ને માત્ર આ એક હતો તે પણ મ્હને છોડી ગયો! હવે મ્હારી શી દશા થશે?" આમ કહીને તે ધ્રુસકેને ધ્રુસકે રડવા લાગી.

દીનાનાથ વિવાહની વાત સાંભળી પ્રથમ તો સ્તબ્ધ થઇ ગયો. શૈલેન્દ્ર તેની દશા જોઇ ઘણો ભયભીત બની ગયો. થોડા સમય પછી જ્યારે બોલવાની શક્તિ આવી ત્યારે તેણે કહ્યું:-"ગયો-એ ગયો તો ભલે ગયો! વિવાહ કર્યો છે તો ભલે કર્યો! હવેથી મ્હારી સાથે તેનો કાઇ પણ પ્રકારનો સંબંધ રહેશે નહિ. આજથી એ મ્હારો ત્યાજ્ય પુત્ર છે. મ્હારી જે મિલ્કત-સંપત્તિ છે તેમાંથી એક પાઇ પણ તેને મળશે નહિ. આ મ્હારી પ્રતિજ્ઞા છે. હવે હું એ કુલાંગારનું મ્હોં પણ જોઇશ નહિ. આજથી તમે કોઇ મ્હારી પાસે તેનું નામ પણ ઉચ્ચારી શકશો નહિ. મ્હારા ઘરનાં દ્વાર એને માટે બંધ થયાં છે!"

શૈલેન્દ્ર ઘણા સમય સુધી તેમની પાસે ચુપકીદીથી બેસી રહ્યો. પછી દીનાનાથે કહ્યું:-"શૈલેન્દ્ર! હવે અત્રે રહેવાથી શો લાભ છે? આવતી કાલે જ કલકત્તા જવાનો બંદોબસ્ત કરો."

શૈલેન્દ્ર આ વિચાર પ્રમાણે આખો દિવસ લુગડાં લત્તાં અને જણસ પત્ર બાંધવામાં રોકાયો. હજી સુધી અનંગ સાથે વાત કરવાનો તેને સમય મળ્યો નહોતો. અનંગ માતાપિતાની સ્થિતિ જોઇ ઘણી નરમ થઇ ગઇ હતી. માતાપિતા આ વિવાહમાં શા માટે વિરુદ્ધતા દર્શાવતાં હતાં તેનું કારણ આ બે દિવસમાં તે સમજી શકી નહોતી. વળી સાહસ કરી તે કોઇને કાંઇ પૂછી પણ શકતી નહોતી. સુહાસિની તેની ભાભી થશે એવી તેના મનની ખાત્રી હતી. એ ઇચ્છા પૂર્ણ થઇ છે એમ જાણી મનમાં ને મનમાં તે ઘણો આનંદ પામી હતી. શૈલેન્દ્ર સાથે રાત્રે જયારે એકાંતમાં તે મળી ત્યારે પોતાના મનની છુપાવી રાખેલી સ્ફુર્તિને વિશેષ સમય સુધી તે છુપાવી શકી નહિ. તેણે હાથતાળી આપી કહ્યું:-"કેવી મઝા પડશે! હાસી મ્હારી ભાભી થઇ છે! તમે તેને જોઇ છે કે?"

"કોને?"

"બીજા કોને? હાસી બ્હેનને?"

"એ વળી કોણ છે?"

"તમે કાંઇ જાણતા જ નથી કે? ત્યારે જમાલપુરમાં કોને જોવા ગયા હતા? જેની સાથે ભાઇએ વિવાહ કર્યો છે તેની વાત હું કરું છું. એ ઘણી સુંદર છે. જેવો સુંદર ચહેરો છે તેવો જ ઉત્તમ અભ્યાસ કરેલો છે. ગાવા બજાવવામાં તો તે ઉસ્તાદ છે. તેના જેવું સુમધુર સંગીત બીજું કોઇ ગાઇ શકે તેમ નથી."

"એ ત્હારા કરતાં પણ વિશેષ સુંદર છે કે?"

"જાઓ, તમે મ્હારી મશ્કરી કરો છો કે? જે આવી રૂપવતી અને ગુણવતી છે તેની સાથે ભાઇનો વિવાહ કરવામાં બાપા આટલા બધા નારાજ કેમ છે?"

શૈલેન્દ્ર ઘણો વિમર્ષ થઇ બોલ્યો:—"એની માતાનું ચરિત્ર ખરાબ હોવાની વાત ત્હેં સાંભળી હોય એમ લાગતું નથી."

આટલા વખત પછી ખરી વાત જાણી અનંગ એકદમ બેસી પડી. હવે શો ઉપાય? તેના ભાઇનું શું થશે? આવા પ્રશ્નોની ચિંતા કરવામાં જ તેની રાત્રિ પસાર થઇ.

બીજે દિવસે સ્હવારની ટ્રેઇનમાં દીનાનાથ કલકત્તા તરફ ગયો. વિમળા—"હું શા વિચારથી આવી હતી અને શા વિચારમાં જાઉં છું!" એમ બોલી રડતી રડતી ગાડીમાં બેઠી.



# તૃતીય ખંડ

## પ્રકરણ ૧ લું

### દીનાનાથની માશી

શ્રાવણ માસ હતો. પ્રાતઃકાળે ઘણી વૃષ્ટિ થઇ હતી. હજી પણ વાદળાંઓ સર્વાંશે વેરાયાં નહોતાં. વચ્ચે વચ્ચે મધ્યાહ્નકાળનો સૂર્ય વાદળાંમાંથી ડોકીયાં કરતો હતો. ભાગિરથી નદીના હૃદયપર એક નૌકા સઢ ખેંચી ચાલી જતી હતી. એ નૌકામાં દીનાનાથ અને શૈલેન્દ્ર બેઠા હતા. કેટલાક નોકર પણ સાથે હતા દીનાનાથ એક પુસ્તક વાંચતો હતો. નૌકાને કિનારે આવેલી જોઈ તે બોલ્યોઃ—"માછી, નૌકા કિનારે કેમ લે છે ?"

રામચરણ માછીએ કહ્યુંઃ—" હુજૂર ! હમણાં પવન ઓછો છે તેથી થોડો વખત થોભવું પડશે. "

" તમે ખાધું પીધું છે કે ? "

" ના હુજૂર ! હજી અમે ખાધું નથી. રાંધીએ ત્યારે ખાઇએને ? સહવારે કાચું કોરું ફાકી લીધું છે."

" શું હજી સૂધી તમે રસોઇ કરી નથી ? નૌકામાં બેસી એક જણે રસોઇ કેમ બનાવી નહિ ? "

"નૌકામાં બેસી રસોઇ બનાવવાથી હુજૂરને ધુમાડી લાગે તેમ હોવાથી રસોઇ બનાવી નથી. એને માટે શી ચિંતા છે, હુજૂર ? અમારા જેવા મજૂર માણસો આવું કષ્ટ સહન કરી શકે છે. "

" એ શી વાત? તમે ખાધા પીધા સિવાય નૌકા ચલાવો અને અમે નૌકામાં બેસી આરામ કરીએ? નૌકા અત્રે જ રોકી રાખો અને પેલો જે ઘાટ દેખાય છે એ ઠેકાણે લંગર નાખો. અમે ઘાટપર ઉતરી કિનારે ફરીશું. એ દરમ્યાન તમે રસોઇ કરી ખાઇ લ્યો. બહુ વિલંબ કરશો નહિ. "

" જેવી આજ્ઞા, હુજૂર. અમને એક કલાકથી વિશેષ વખત લાગશે નહિ. "

આમ કહી નાવિકે ઘાટ પાસે નૌકા રાખી. દીનાનાથ એક છત્રી હાથમાં પકડી કિનારે ઉતર્યો. શૈલેન્દ્ર પણ તેની સાથે ઉતર્યો.

આ વખતે એ ઘાટ ઉપર ઘણાં સ્ત્રી–પુરુષ બાળક–બાળિકા સ્નાન કરતાં હતાં. કેટલાંક સ્નાન કરી રહી ઘર તરફ જતાં હતાં. છોકરાંનું ટોળું વર્ષાકાળનાં દેડકાંની માફક કલરવ કરી જળ ઉરાડી, જળમાં તરી ડુબકીઓ મારતું હતું. ગૃહસ્થ કુટુંબની વધૂઓ ઝડપથી સ્નાન કરી રહી લાજ કાઢી ઘડો બગલમાં લઇ મૃદુમંદ ગતિથી ઘર તરફ જતી હતી. કોઇ કોઇ વૃદ્ધા ઘાટ ઉપર બેસી ધીમેથી રૂમાલ વડે શરીર સાફ કરતી કરતી અન્યની સાથે વાતો કરતી હતી. બે ચાર ખેડૂત ખેતરનું કામ પરવારી ધોતીયું ખભે નાખી ધીમે ધીમે ઘાટ ઉપર આવતા હતા. કોઇ કોઇ ગાય બળદને સ્નાન કરાવી પોતે સ્નાન કરી ગાય બળદની સાથે સાથે ઘેર જતા હતા. દીનાનાથ એક વડના ઝાડની છાયા નીચે ઉભો રહી આ સઘળું જોવા લાગ્યો. તેના જોવામાં આવ્યું કે, આ સઘળા લોકમાં માંદા, મ્હોટા પેટવાળા અને હાડપિંજર જેવા લોક વિશેષ હતા. એક ખેડૂતને પૂછી જોઇ જાણ્યું કે, આ ગામનું નામ ચરનારાયણપુર હતું. લગભગ બે માસથી મેલેરિયાના ઉપદ્રવથી ગામનાં ઘણાં ખરાં માણસો શય્યાવશ થયાં હતાં અને કેટલાંક માણ-

સોની જીવનલીલાનો અંત આવી ગયો હતો. ઘાટથી થોડે દૂર એક ઘરડી સ્ત્રી બેસીને ઉચ્ચ સ્વરે આક્રંદ કરતી હતી. દીનાનાથે ધીમેથી તેની પાસે જઈ પૂછ્યું:—"મા! તમને શું થયું છે? તમે કેમ રડો છો?"

વૃદ્ધા આંખો લુંછી દીનાનાથના મ્હોં તરફ જોઇ રહીને બોલી:—"શું કહું ભાઇ?"

"તમે કેમ રડો છો?"

"ભાઈ! હું મનના દુઃખથી રડું છું. મ્હારા જેવી ફુટેલા નસીબની બીજી કોણ છે? મ્હારા ચારે છોકરા મરી જતાં એક છોકરો રહ્યો હતો. તેની ઉમ્મર પચીસ વર્ષની થઈ હતી. આજકાલ કરતાં પંદર દિવસથી તેને પણ ગંગાને આપ્યો છે."

આટલું બોલતાં બોલતાંમાં તો વૃદ્ધાનાં નેત્રોમાં આંસું ભરાઇ આવ્યાં. વસ્ત્રના પાલવથી તેણે આંસુ લુંછવા માંડયાં.

દીનાનાથ—તેને શો રોગ થયો હતો?

"તાવ—બીજો શો રોગ થાય? એ એક માસ સુધી તાવની પીડા વેઠી માર્યો ગયો છે. ભાઇ! તાવને લીધે આ વખતે અમારા ગામનું સત્યાનાશ વળી ગયું છે! આષાઢ માસથી એનો આરંભ થયો છે તે હજી પણ ચાલે છે. ઘેર ઘેર માણસો તાવથી શય્યામાં પડયાં છે. પથ્ય આપનાર માણસ પણ નથી."

"કાંઈ ચિકિત્સા થાય છે કે?"

"ચિકિત્સા કેવી રીતે થાય? ગામમાં એક ડાક્ટર હતા; તેમને પણ તાવ લાગુ પડવાથી તેઓ ગામ છોડી ચાલ્યા ગયા છે. ગામના સઘળા લોક ગરીબ છે. બીજા ગામથી ડાક્ટર અથવા વૈદ્યને લાવી શકતા નથી. પણ જેનાથી બની શકે છે તે ડાક્ટરને બોલાવે છે; છતાં

તેથી શો લાભ ? મ્હારો રજની ત્રણ દિવસ અને ત્રણ રાત બોલ્યા ચાલ્યા વગર પડયો રહ્યો હતો. તેને માટે મ્હેં એક ગાય વેચી આઠ રૂપિયા આપી ચંદ્રશેખર ડાકટરને તેડાવ્યા. એ ડાકટર ઘણા સારા માણસ છે. મ્હારી સ્થિતિ જોઇ તેમણે રૂપિયા લેવાની ના પાડી; પણ મ્હેં આગ્રહપૂર્વક બે રૂપિયા તેમના કોટના ખીસ્સામાં મૂકી દીધા. તેઓ ચાર પાંચ દિવસ સુધી આવ્યા હતા અને ઘણી જાતની દવા આપી ગયા હતા. ભાઇ! તેમના ઉપચારથી કાંઇ આરામ થયો નહિ. તેમણે જે દવાઓ આપી હતી તેનો એક પૈસો પણ લીધો નહોતો. ઉલટું સાબુ-ચોખા વગેરે ખરીદવા માટે તેમણે મ્હને બે રૂપિયા આપ્યા હતા; પણ એથી શું થાય ? મ્હારું ભાગ્ય જ ફુટેલું છે. વીસ દિવસ સુધી બીમારી ભોગવી એકવીસમે દિવસે મ્હારો રજની મ્હને રડતી કકળતી મૂકી ચાલ્યો ગયો."

આમ કહી એ વૃદ્ધા છુટ્ટે મ્હોંડે રડવા લાગી. દીનાનાથ પણ રૂમાલથી પોતાનાં નેત્રોમાં ભરાઇ આવેલાં આંસુ સાફ કરવા લાગ્યો. તેનો મણિ પણ તેને છોડી ચાલ્યો ગયો હતો! આ બન્ને ત્યાગમાં ભેદ હોવા છતાં દીનાનાથના અંતરાત્માએ એ ભેદ સ્વીકાર્યો નહિ. ડોશીનું સાંત્વન કરી તેણે કહ્યું:-" રજનીની બા! તમે હવે રડશો નહિ. રડવાથી તે પાછો આવશે કે? વખત ઘણો થઇ ગયો છે માટે સ્નાન કરી ઘેર ચાલો. ચાલો, હું પણ તમારું ઘર જોવા આવું છું."

દીનાનાથનું કહેવું સમજી નહિ શકાવાથી ડોશીએ પૂછ્યું:-"આપ શું કહો છો ભાઇ ?"

" હું તમારી સાથે તમારું ઘર જોવા આવીશ."

" ભાઇ! તમે કોણ છો ? મ્હારા ઉપર તમારી આટલી બધી દયા કેમ છે ?"

"હું બ્રાહ્મણ છું. તમે શી ન્યાત છો? તમારું નામ શું છે?"

"બાપ! હું જાતે માછી છું. મ્હારું નામ દાક્ષાયણી છે–સઘળા લોકો 'દાક્ષી–દાક્ષી' કહી મ્હને બોલાવે છે, 'વંગી રજનીની બા' પણ કહે છે."

આમ કહીને ડોશીએ દીનાનાથને પ્રણામ કરી તેની ચરણરજ લઇને કહ્યું:—"મ્હેં એવા તે પુણ્ય કયાંથી કર્યાં હોય કે આપના પગની ધૂળ મ્હારા ઘરમાં પડે! હું ઘણી ગરીબ છું."

દીનાનાથ:—તમારું નામ દાક્ષાયણી છે કેમ? મ્હારી એક મા-શીનું નામ પણ દાક્ષાયણી હતું. તમે મ્હારાં માશી છો. માશી, જલ્દી સ્નાન કરી આવો–પછી હું તમારી સાથે તમારે ઘેર આવું.

આ શબ્દો સાંભળી ડોશી ઝડપથી સ્નાન કરવા ગઈ. દીનાનાથે શૈલેન્દ્રને પૂછ્યું–"અહીંથી તમારી કાલીગંજની કચેરી કેટલી દૂર છે?"

શૈલેન્દ્ર નદી તરફ જોઇને બોલ્યો:–"બહુ દૂર નથી. મ્હારા ધારવા પ્રમાણે બે કલાકનો રસ્તો છે."

"ત્યારે ચાલો–આપણે આ ગામની સ્થિતિ જોઇ આવીએ. સંધ્યાકાળના અરસામાં આપણે કાલીગંજ પહોંચી જઇશું. એ ગામના જમીનદાર કોણ છે?"

"એ વિષયની મ્હને માહિતી નથી. આ તરફ પહેલાં હું આવ્યો નથી. કોઇને પૂછી જોવાથી બધું જાણી શકાશે."

"ઠીક, તમે એક કામ કરો. આપણે ગામમાં જવું છે તેથી ઔષધની પેટી સાથે લઇ લ્યો. ઝુમનસિંહને પેટી લાવવા કહો."

શૈલેન્દ્ર ઝુમનસિંહને બોલાવવા ગયો. એવામાં ડોશી પણ સ્નાન કરીને આવી. આવતાં આવતાં રસ્તામાં એક જણે ડોશીને પૂછ્યું:–"તમે હકીમ સાહેબની સાથે શી વાતચિત કરી?"

"હકીમ ? હકીમ સાહેબ અહીં ક્યાંથી ?"

"એ પેલા ગ્રહસ્થ ઝાડ નીચે ઉભા છે—પેલી પનાઇમાં બેસીને આવ્યા છે એ હકીમ સાહેબ છે અને તેમની સાથે પેલા જે ન્હાના ગૃહસ્થ આવ્યા છે એ ઘણું કરીને ફોજદાર હશે. આ જુઓ, લાલ પાઘડીવાળોલો એક જમાદાર હાથમાં પેટી લઇ તેમની પાસે જાય છે."

આ વાત સાંભળી અત્યંત ભયભીત બની જઇ ડોશીએ દીનાનાથ પાસે ઉપસ્થિત થઇ કહ્યું:—"આપ હકીમ સાહેબ છો—સરકારી માણસ છો એ હું જાણી શકી છું. આપ મ્હારે ઘેર આવીને શું કરશો ? હું ગરીબ માણુસ છું. આ ગામમાં પંચાયતના પ્રમુખ છે તેમને ઘેર જાઓ. તેઓ આપનો સારો સત્કાર કરશે."

આ વખતે શૈલેન્દ્ર ઝુમનસિંહને બોલાવી આવી પહોંચ્યો. ડોશી તેની ચરણરજ લઇ બોલી:—"આપ થાણાના ફોજદાર સાહેબ છો એ હું જાણી શકી છું. હું ગરીબ માણુસ છું; મ્હારે ઘેર આપ શા માટે આવો છો ? ગામના મુખી કૃષ્ણધન વિશ્વાસને ઘેર આપ જાઓ."

દીનાનાથ:—માશી, તમે આમ કેમ બોલો છો ? તમે તો મ્હારાં માશી છો. તમારા સિવાય બીજાને ઘેર હું જઇશ નહિ. હું હકીમ નથી; ડાક્ટર છું. આ જુઓ, દવાઓની પેટી પણ મ્હારી સાથે છે. ચાલો, તમારે ઘેર બેસી હું સર્વને દવા આપીશ.

આ વાત સાંભળી ડોશીએ શાન્ત થઇ ચંદ્રશેખર ડૉક્ટરનું સ્મરણ કરી, તેને ઉદ્દેશીને કૃતજ્ઞતાનો એક ગાઢ નિશ્વાસ મૂક્યો.

દીનાનાથ અને શૈલેન્દ્ર પણ ઝુમનસિંહને સાથે લઇ ગામ તરફ જવા લાગ્યા. ડોશી તેમની પાછળ પાછળ ચાલવા લાગી.

તેમને વિશેષતઃ લાલ પાઘડીવાળા ઝુમનસિંહને જોઇ ગામના

લોકો ભયથી માર્ગ છોડી જવા લાગ્યા અને આપસ આપસમાં ચુપ-કીદીથી કાંઇ વાત કરવા લાગ્યા. સર્વત્ર આ લાલ પાઘડીનો જ જય છે. લાલ પાઘડી જ બ્રિટિશ ગવર્નમેન્ટની પ્રતિષ્ઠાની જીવંત મૂર્ત્તિ છે. જતાં જતાં કેટલાક લોક ડોશીને તેમનો પરિચય પૂછવા લાગ્યા. ડોશીએ ઉત્તરમાં 'ડાકટર' કહ્યું; પરંતુ કોઇ એ ઉત્તર ઉપર વિશ્વાસ મૂકી શક્યું નહિ.

## પ્રકરણ ૨ જું

### ચરનારાયણપુર

ચરનારાયણપુર ગામ ભાગિરથીના તીરથી લગભગ અડધો માઇલ દૂર હતું. વચમાં એક ચરો હોઇ તેમાં થઇને ગામમાં જવાનો માર્ગ હતો. માર્ગની બન્ને બાજૂએ ધાન્યનાં ક્ષેત્ર આવેલાં હતાં. વાયુના હિલ્લો-લથી અનાજના છોડ આમ તેમ ડોલી રહ્યા હતા. દીનાનાથે ગામમાં પ્રવેશ કરી જોયું તો ગામ ઉજાડ જેવું જણાયું ગામની વચ્ચે એક સાંકડા રસ્તાની બન્ને બાજૂએ સઘળાં ઘર આવેલાં હતા. એ રસ્તામાં વૃષ્ટિનું પાણી ભરાઇ રહેલું રહેવાથી તેણે ન્હાની નદીનું રૂપ ધારણ કર્યું હતું. કોઇ કોઇ સ્થળે કાદવવાળા મલિન પાણીના છાંટા લોકોના ઘરની દિવાલો ઉપર ઉડેલા હતા. ગામનાં ઘણાંખરાં ઘર માટીની દિવાલોવાળાં અને ઘાસપાનનાં છાપરાંવાળાં દેખાતાં હતાં. એક બે ઘરની દિવાલ પાણીથી ભીંજાઇ જઇ ઉથલી પડી હતી તથા કેટલાંક ઘર જમીનદોસ્ત થવાની તૈયારી કરતાં હોય એમ જણાતું હતું. ગામની વસતિનો વિશેષ ભાગ ખેતી ઉપર જીવન ગુજારનારો હતો. બે ચાર ઘર માછીનાં હતાં. તેમનાં ઘર ગામના બીજા ભાગમાં હતાં. ઘણી

મહેનતે કાદવ કીચ્ચડ ખુંદી દીનાનાથ ડોશીને ઘેર ગયો. એ ડોશીનું માટીનું ઘર બે ભાગમાં વિભક્ત થયેલું હોઇ એક ભાગમાં તે રહેતી હતી અને બીજા ભાગમાં રસોઇ કરતી હતી. દીનાનાથ એ ઘરનાં આગલા ભાગમાં એક ચટાઇ બિછાવી તેના ઉપર બેઠો. ડોશીએ પગ ધોવાનું પાણી લાવી આપી કહ્યું:-"ભાઇ! આ ગરીબને ઘેર શું જોવા આવ્યા છો? હું ઘણી કમનસીબ છું. હું કેવી રીતે આપનો યથોચિત આદર સત્કાર કરી શકીશ?"

દીનાનાથે હસતાં હસતાં કહ્યું:—"માશી, તમે કોઈ પણ પ્રકારની ચિંતા કરશો નહિ. તમારું ગામ કેવું છે એ જોવાને જ અમે આવ્યા છીએ. અમે જમી પરવાર્યા છીએ માટે એ વિષયની તમે ફિકર કરશો નહિ. તમે હજી રસોઇ નથી કરી કે?"

"ના ભાઇ! હું આજે રાંધવાની નથી. ગઇ કાલનો રાંધેલો થોડો ભાત છે તે હમણાં ખાઇશ. તમે ગામ જોવાને આવ્યા છો તો હું ગામના લોકને એ ખબર આપું કે?"

"તમારા ગામનો જમીનદાર કોણ છે?"

"પહેલાં અમારા આ ગામના જમીનદાર કરાલીબાબુ હતા. તેઓ હમણાં હયાત નથી. ઘણા દિવસથી મરી ગયા છે. અહા! એમના જેવા પુણ્યશાળી પુરુષ બીજા નહિ જ થાય. તેઓ દેવતુલ્ય પુરુષ હતા. પ્રજાને દુઃખે તેઓ દુઃખી થતા હતા. હમણાં તેમના પુત્ર જમીનદાર હોઇ તેમનું નામ તારિણી રાય હોવાનું સાંભળ્યું છે; પરંતુ આ ગામમાં કોઇએ તેમને કદાપિ પોતાની આંખે જોયા નથી. સાંભળ્યું છે કે તેઓ હુગલીમાં રહે છે."

દીનાનાથ મૃદુ હાસ્ય કરી શૈલેન્દ્રના મુખ તરફ જોઇ રહ્યો. પછી તેણે ડોશીને કહ્યું:—"માશી, તમે જે તારિણી રાય જમીનદારનું નામ

દીધું છે તેમના જ આ પુત્ર છે. એ મ્હારા જમાઇ થાય છે તેથી તમારા ભાણેજ જમાઇ થાય સમજ્યાં માશી ? "

ડોશીએ આનંદથી ગળગળી થઇને કહ્યું:—" એમ કે ? મ્હારૂં કેવું સદ્દભાગ્ય કે, આજે મ્હારા જમીનદારે મ્હારે ઘેર પોતાની ચરણ-રજ નાખી !"

આમ કહી ડોશીએ આનંદગદ્દગદ ચિત્તે પુનઃ તેમની ચરણરજ લઇ કહ્યું:—" ત્યારે હું ગામના સઘળા લોકોને ખબર આપું કે ?"

દીનાનાથ:—તમારા ગામનો આગેવાન કોણ છે ?

" મુરબ્બી, આ ગામમાં કોઇ આગેવાન નથી. સર્વ પોતપોતાના આગેવાન છે. કોઇ કોઇનું માનતા નથી. જો તેમ ન હોય તો ગામની આવી દુર્દશા થાય ખરી કે ? મુરબ્બી, હું પૂછવું ભૂલી ગઇ છું; તમે હુક્કો પીશો કે? "

" ના માશી, હું હુક્કો પીતો નથી. "

આ વાત સાંભળી ડોશી અવાક્ થઇ જોઇ રહી. કારણ કે, પુરુષ થઇ તમાકુનો ઉપયોગ ન કરે એવો દાખલો આજ સૂધી તેના જોવામાં આવ્યો નહોતો.

દીનાનાથે કહ્યું:—" માશી, તમે એક કામ કરો. જેને ઘેર તાવની બીમારી હોય એવા બે ચાર માણસને ખબર આપો. તેમને કહેજો કે હું રોગની દવા આપું છું; મ્હારી પાસે દવા છે. "

આ વાત સાંભળી દાક્ષાયિણી ડોશીએ પોતાના પાડોશીઓને ખબર આપી. ઔષધની વાત સાંભળી અલ્પ કાળમાં જ ઘણા લોક આવી પહોંચ્યા. દીનાનાથ રોગીની સ્થિતિની હકીકત સાંભળી તેમને દવા આપવા લાગ્યો. તેની પાસે એલોપેથિક અને હોમીઓપેથિક–બન્ને જાતની દવાઓ હતી. તેણે થોડા દિવસથી પુસ્તકો વાંચી ચિકિત્સા

શાસ્ત્રની ચર્ચાનો આરંભ કર્યો હતો. તેણે કેટલાક રોગીને ઘેર જઇ બરાબર તપાસી દવા આપી. તેની પાસેથી મફત દવા મળવાથી ગામના લોક તેને ઘણો ધન્યવાદ આપવા લાગ્યા.

કૃષ્ણધન વિશ્વાસ નામના ગામના એક અગ્રગણ્ય માણસે કહ્યું:— " મહાશય ! આપ કૃપા કરીને આ ગામમાં પધાર્યા તેથી લોકોનું ઘણું કલ્યાણ થયું; પણ આપ તો પાછા હમણાં જ ચાલ્યા જશો. આ ગરીબ લોકના રક્ષણનો કોઇ ઉપાય નહિ થાય કે ? ગામમાં એવું એક પણ ઘર નથી કે જ્યાં બે ચાર માણસો બીમાર ન હોય. આ વખતે ઘણાં મનુષ્યો મરી ગયાં છે. અમારું કોણ રક્ષણ કરે ? "

દીનાનાથ:—કેમ, તમે પોતે તમારા રક્ષણનો ઉપાય ન કરી શકો કે ? એને માટે પારકાના મ્હોં તરફ જોઇ બેસી રહેવાથી શું વળે ?

રતિકાન્ત નામના એક માણસે કહ્યું:-" મહાશય ! આપ ખરું કહો છો. અમે આખા ગામની આબાદી માટે અનેક અરજીઓ ઉપરીઓ તરફ મોકલી છે; પણ તેનું કાંઇ ફળ આવ્યું નથી. આપણા પોતાના પ્રત્યત્ન સિવાય કાંઇ થવાનું નથી; છતાં મૂળ વાત એ છે કે, અમે સઘળા ગરીબ ખેડૂત લોક છીએ; અમારી પાસે પૈસા નથી તેથી અમે શું કરી શકીએ ? "

દીનાનાથ—તમે ઇચ્છો તો બધું કરી શકો. આ સઘળાં કાર્યોમાં કાંઇ પૈસાની વિશેષ જરૂર નથી–એમાં તો સકળ જનોના આંતરિક પ્રયત્નની જરૂર છે. તમારા સર્વનામાં હળીમળીને કામ કરવાની કુશળતા જોઇએ. આ જુઓ, તમારા ગામનો રસ્તો ખરાબ પાણીથી ભરાઇ ગયો છે–જાણે એક ન્હાની નદી કેમ ન હોય ! એ પાણીથી તમારાં ઘરનાં આંગણાં સુધી કાદવ થઇ રહ્યો છે. તમે બધા મળીને જો એક નીક કાઢો તો સઘળું ખરાબ પાણી બ્હાર ચાલ્યું જાય. તેમ થાય તો તમારાં ઘરબાર સ્વચ્છ રહે અને ગામમાં સુખાકારી વધે. તમારાં

ઘરોની પછવાડે જંગલની માફક કેટલું બધું ઘાસ ઉગ્યું છે? એને લીધે તમારાં ઘરોમાં જોઇતી હવા પણ આવી શકતી નથી. વળી એમાં પાણી ભરાઇ રહેવાથી મેલેરિયા થાય છે. તમે ધારો તો પોત પોતાના ઘરની આસપાસની જગ્યા સ્વચ્છ કરી શકો તેમ છો. એ કામ કરવામાં કોઇની મદદની જરૂર પડે તેમ નથી. તમારા ગામથી નદી ઘણી દૂર છે. ત્યાંથી પાણી ભરી લાવતાં તમારા કુટુંબની સ્ત્રીઓને કેટલું કષ્ટ વેઠવું પડે છે? વળી ગ્રીષ્મકાળમાં નદીનું પાણી સુકાઇ જાય છે. જે થોડું પાણી રહે છે તે મલિન અને દુષિત હોય છે. તમારા ગામમાં એક મ્હોટું તળાવ હોય તો તમને ઘણી સગવડ મળે. તળાવ ખોદવામાં પૈસાની જરૂર પડે; પરંતુ બહુ તો ન જ પડે. ઘર દીઠ ફક્ત એક રૂપિયો કે આઠ આના ફાળો આવે. તમે જો ફંડ એકઠું કરો તો બાકીના પૈસા સરકાર પાસેથી કે બીજી કોઇ રીતે મેળવી શકાય અર્થાત્ મૂળ વાત એ છે કે તમારી બધાની ઇચ્છા અને મહેનત હોવી જોઇએ.

કૃષ્ણધન—મહાશય! આપ જે કહો છો તે સર્વથા સત્ય છે. અમારા પરસ્પરના મતનું મળતાપણું નથી. સામાન્ય વિષયોમાં પણ અમે ટંટા તકરાર કરીએ છીએ. સાર્વજનિક હિત જાળવવા માટે પણ અમે અમારા ક્ષુદ્ર સ્વાર્થનો ત્યાગ કરી શકતા નથી—એથી જ અમારાથી કોઇ કામ થઇ શકતું નથી. વળી આ અમારા ગામનો હમણાં કોઇ આગેવાન નથી. સર્વ પોતપોતાના આગેવાન છે. અમારી સર્વની વચ્ચે કોઇ આગેવાન તરીકે માથું ઊંચું કરે અને બીજા લોક તેના મત પ્રમાણે ચાલે તો ગામની ઉન્નતિનાં ઘણાં કામ કરી શકાય.

દીનાનાથઃ—ઠીક છે, જો એકજ માણસ આગેવાન ન થઇ

શકે તો ચાર પાંચ પ્રતિષ્ઠિત માણસો એકઠા થઇને જે કામ કરે તે બીજા બધા લોક કબૂલ રાખશે કે? એવા પાંચ ગૃહસ્થ માણસોની ચુંટણી જો તમે સર્વ કરશો તો ગામના સઘળા લોકને તેમનું કહ્યું માનવું પડશે. તમે સામાજિક વિષયોમાં શું કરો છો? તમારા સામાજિક પ્રશ્નોના નિકાલ માટે પ્રત્યેક જાતિમાં એકેક પંચાયત છે કે?

"હા છે."

"ત્યારે તમે તમારા આ ગામની આબાદી માટે એક પંચાયત નિયુક્ત કરો. સઘળી જાતિના એક મુખ્ય મુખ્ય માણસ કે જેમના તરફ સર્વ માનની દૃષ્ટિથી જોતા હોય–વિશ્વાસ રાખતા હોય તેમને પંચાયતના સભાસદ કરો. તમારા ગામમાં જે લોકો છે તેમાંથી દરેક જાતિના એકેક પ્રતિષ્ઠિત ગૃહસ્થનું નામ બોલો."

હાજર થયેલા લોકોમાંથી સર્વની સંમતિ પ્રમાણે નીચે લખેલા પાંચ મુખ્ય માણસોની ગ્રામ્ય પંચાયત તરીકે ચુંટણી કરવામાં આવી–કૃષ્ણધન વિશ્વાસ, રતિકાન્ત દાસ, રસિક હવાલદાર ગુલામઅલી શેખ અને ધનંજય શાહ. આ પ્રમાણે પંચાયત સ્થાપ્યા પછી દીનાનાથે શૈલેન્દ્રની સાથે વિચાર કરી કામકાજ કેવી રીતે કરવું એ સંબંધીના કેટલાક નિયમ તેમને ઘડી આપ્યા. દરેક માસ પુર્ણિમાની રાત્રે કૃષ્ણધન વિશ્વાસને ઘેર આ પંચાયતની બેઠક મળશે. એ બેઠકમાં ગામની ઉન્નતિ માટે વિવિધ વિષયની ચર્ચા થશે. પંચાયતના સભાસદો જે નિશ્ચય કરે તે સર્વને સ્વીકારવો પડશે. એ નિશ્ચયનો જે અસ્વીકાર કરશે તેનો સમાજમાંથી બહિષ્કાર કરવામાં આવશે. ગામમાં જે દાવા–દાવી ફરિયાદો ઉપસ્થિત થશે તેનો આ પંચાયત યોગ્ય નિકાલ કરશે. ગામના તળાવ માટે હમણાં બાઠસો રૂપિયાની જરૂર છે. એ પૈકી અડધી રકમ ગામ લોકોએ ફંડ કરી મેળવવી. એ ફંડ એકઠું કરવ-

વાની વાત નીકળતાં દીનાનાથે કહ્યું:—" જુઓ, તમે દરેક જણ કેટલાં કામમાં કેટલા પૈસા ખરચ કરો છો! તમારી આ એક મ્હોટી અડચણ દૂર કરવા માટે મહિને આઠ આના અર્થાત્ રોજના એક પૈસાનું ખરચ તમે ન કરી શકો કે? વળી એ પૈસો પણ કાંઇ હમ્મેશાં આપવો પડશે નહિ. આઠ માસ સુધી આપવાથી એક ગૃહસ્થને ચાર રૂપિયા આપવા પડશે. ત્યાર પછી કાંઇ આપવું પડશે નહિ. તમારા આ ગામમાં એકસો ત્રીસ ઘરની વસતિ છે તે પૈકી જેઓ ગરીબ છે–કાંઈ આપી શકે તેમ નથી એવાં ત્રીસ ઘર બાદ કરો તો બાકી સો ઘરના લોક આઠ માસે ચારસો રૂપિયા અનાયાસે એકઠા કરી શકો. આવી રીતે ચૈત્ર માસ સુધી આપવાથી ચૈત્ર માસમાં જ એક ઉત્તમ તળાવ ખોદાવી શકાશે અને તેથી તમને હમ્મેશાં પાણીનું જે દુઃખ ભોગવવું પડે છે તે દૂર થશે. ધીમે ધીમે ગામમાંથી રોગ–વ્યાધિ પણ દૂર થઈ તમારા સ્વાસ્થ્યની ઉન્નતિ થશે."

આ વાત સાંભળી સર્વ લોકોએ હર્ષ પ્રદર્શિત કર્યો. પછી કૃષ્ણધને કહ્યું:—" મહાશય! આવી રીતે અમે ચારસો રૂપિયા એકઠા કરી શકીશું; પણ બાકીના ચારસો રૂપિયા કેવી રીતે મેળવવા?"

રતિકાન્તઃ—અમે આ પહેલાં ઘણી વખત તળાવ ખોદાવવા માટે ડિસ્ટ્રીક્ટ બોર્ડને અરજી કરી હતી; પણ તેનું કાંઇ ફળ આવ્યું નથી. હવે આપ જો તાલુકે જઈ સારી રીતે પ્રયત્ન કરો તો આ રકમ મંજુર થઇ શકે. અમારા પ્રયત્નથી ત્યાં કાંઇ થાય તેમ નથી. અમારી વાત કોણ સાંભળે? નગારખાનામાં પીપુડીનો અવાજ ક્યાંથી સંભળાય?

દીનાનાથે હસીને કહ્યું:—" તમે ચારસો રૂપિયા એકઠા કરો; બાકીના ચારસો રૂપિયાની વ્યવસ્થા હું કરી આપીશ. તમારા જમીન-

દાર તારિણી રાયને તો તમે ઓળખો છો ને ? આ તેમના પુત્ર છે અને મ્હારા જમાઇ છે. એ જ તમારા ગામના કલ્યાણાર્થે ચારસો રૂપિયા આપશે. "

આ વાત સાંભળી સઘળા લોક એક બીજાના મ્હોં તરફ જોવા લાગ્યા—કારણ કે કોઇનો આ વાત ઉપર વિશ્વાસ બેઠો નહિ. અંતે કૃષ્ણધન વિશ્વાસે કહ્યું:—" મહાશય ! અમારા જમીનદારતારિણી રાયનું ફક્ત નામ જ અમે સાંભળ્યું છે—અદ્યાપિ અમારો તેમની સાથે પરિચય થયો નથી; છતાં તેમના પિતા કરાલીબાબુ હતા તેઓ અત્રે ઘણાં સત્કાર્ય કરી ગયા છે. હમણાં આ અમારા જમીનદાર મહાશયના પુત્ર અત્રે આવ્યા છે. એ આપણા પરમ સૌભાગ્યની વાત છે. એ પોતે જ આ ગરીબ પ્રજાની દુર્દશાનું પોતાની નજરે દર્શન કરે છે; પણ એમના પિતાશ્રી તારિણી રાય જો આ ચારસો રૂપિયા ન આપે તો ? "

દીનાનાથઃ—તેઓ નહિ આપે તો હું આપીશ. હું હમણાં જ તમારો સંદેહ દૂર કરી દઉં છું. હું એ ચારસો રૂપિયામાંથી બસો રૂપિયા તમારી પાસે અનામત રાખું છું. તમે તમારા ફંડના ચારસો રૂપિયા એકઠા કરો. બાકીના બસો રૂપિયા તળાવ ખોદાવતી વખતે મળશે.

આમ કહીને તેણે બેગ ઉઘાડી સો સો રૂપિયાની બે નોટ કૃષ્ણધન વિશ્વાસના હાથમાં આપી. એ વખતે સર્વ લોકો આનંદાતિશયથી 'ધન્ય છે—ધન્ય છે' બોલી ઉઠયા.

કૃષ્ણધને સર્વ જન સાધારણ તરફથી કહ્યું:—" આપ અમારા આ ગામડામાં પધાર્યા છો એ અમારૂં મ્હોટું સૌભાગ્ય છે. આપને અમે કોઇ વખતે જોયા નહોતા; છતાં આપની અમારાપર અપાર દયા છે. જો પ્રથમથી અમારા જાણવામાં આવ્યું હોત તો અમે પાલખી લઇ

ગંગાના ઘાટ ઉપર આવત; આપને આ કાદવ કીચ્ચડ ખુંદીને આ-વતાં ઘણું કષ્ટ વેઠવું પડ્યું છે. ”

દીનાનાથઃ—તમે નિરંતર દુઃખ વેઠો છો અને અમને તો માત્ર આ એક દિવસે જ સામાન્ય દુઃખ વેઠવું પડ્યું છે હવે તમે તમારું દુઃખ દૂર થાય એવું કાર્ય કરો. તળાવ ખોદવાની વ્યવસ્થા તો એક રીતે જાણે થઈ છે; હવે પડતર જગ્યામાં જે જંગલી ઘાસ ઉગી નીકળ્યું છે તેનું શું કરશો ?

કૃષ્ણધન—અમે સર્વ પોતપોતાની જગ્યા સાફ કરી નાખીશું.

“પણ એ કાર્ય જલ્દી થવું જોઇએ. કેટલા દિવસમાં થઇ શકશે ?”

“ પંદરેક દિવસ લાગશે. અમે પંદર દિવસમાં તો સઘળી જગ્યા સ્વચ્છ કરી નાખીશું. ”

કૃષ્ણધનની આ વાતમાંએ સર્વે સમ્મતિ દર્શાવી. દીનાનાથ સંતુષ્ટ થઇ બોલ્યોઃ—“ ભલે પંદર દિવસમાં એ કામ કરી નાખજો. પણ ગામમાંથી ખરાબ પાણી કાઢી નાખવાની વ્યવસ્થા તો આજે જ કરવાની જરૂર છે. ”

“ આજે કેવી રીતે બને ? હમણાં મજુરો ક્યાંથી મળે ? ”

“ મજુરોની શી જરૂર છે ? પોતાને હાથે કોદાળી પકડી ખેતરનું કામ કરી શકે એવા માણસો તમારા ગામમાં નથી કે ? ”

“ ન કેમ હોય ? અમે સઘળા ખેડૂત લોક છીએ તથા ખેતીનું કામ કરીએ છીએ. ”

“ ઠીક, ત્યારે હું ઘણા માણસ માગતો નથી. ફક્ત ચાર માણસ ચાર કોદાળા લઈ મ્હારી સાથે ચાલો. ”

આમ કહી દીનાનાથ ઉઠયો અને એ સઘળા લોકોની સાથે ગામમાં જે રસ્તે પાણી ભરાઇ ગયું હતું એ રસ્તા ઉપર ગયો. પાંચ સાત માણસ કોદાળા લઇ તેની સાથે ચાલવા લાગ્યા. તેણે જે જે

જગ્યા બતાવી તે તે જગ્યાએ એ લોકો નીક ખોદવા લાગ્યા. આ પ્રમાણે ઠેક ઠેકાણે સહજસાજ નીક કરવાથી રસ્તા ઉપર ભરાઇ રહેલું પાણી વહેવા લાગ્યું. ગામની ઉત્તર દિશાએ એક ટેકરો હતો. એ ટેકરા નજીકની જગ્યાએ પહોંચી પાણી ભરાઇ રહ્યું. આ વખતે દીનાનાથે એ જગ્યા ઉપર જઇ એક મ્હોટો ખાડો ખોદાવવાનો આરંભ કર્યો; પણ એ જમીનના માલિકે ત્યાં આવી ઘણો કજીઓ કરવા માંડયો. દીનાનાથે ઘણાં મધુર વચનથી તેને સમજાવ્યો; પણ તેથી તે કોઇ રીતે શાન્ત થયો નહિ. ગામના સારા માણસોએ તેને અનેક રીતે સમજાવ્યો; પરંતુ તે એકનો બે થયો નહિ. છેવટે દીનાનાથે ઉત્તેજિત થઇને કહ્યું:-" ભાઇ ! તમારો આટલો બધો દુરાગ્રહ ! તમને જો કે સાધારણ નુકસાન થશે તેથી આખા ગામના લોકનું કેટલું બધું કલ્યાણ થશે ? આમ છતાં તમે આટલી બધી અડચણ કેમ કરો છો ? "

એ માણસનું નામ હરિદાસ હતું. તે ક્રોધે ભરાઇ બોલ્યો:— " કેમ ? અડચણ શા માટે ન કરું ? આપ મ્હારે ગળે છરી ફેરવો છો ને હું ચુપ થઇ રહું ? મ્હારી આ દોઢ વીઘું જમીન તદ્દન નકામી થઇ જાય છે. એમાં કાંઇ ફસલ થશે નહિ. આપ મ્હોટા માણસ છો અને હું તો ગરીબ માણસ છું. આપ મ્હારું નુકસાન કરી બીજાનું ભલું કરશો ? "

દીનાનાથ:—થયું ભાઇ થયું-તમે તો ઘણા ચાલાક દેખાઓ છો. તમારી આ જમીનની કિમ્મત કેટલી છે ?

" મ્હારી આ દોઢ વીઘા જમીનની કિમ્મત દોઢસો રૂપિયા છે."

દીનાનાથે ત્યાં ઉભેલા સઘળા ગામ લોકોને પૂછ્યું:—" તમે શું કહો છો ? આ જમીનની કિમ્મત કેટલી છે ? "

કૃષ્ણધન:—સુરબ્બી, આ જમીન પડતર રહે છે. એમાં કાંઇ

; થતો નથી. રસ્તાની ધાર ઉપર હોવાથી ગાય બકરાં ઘાસ ચરી
ય છે. મ્હારા વિચાર પ્રમાણે આ જમીન સો રૂપિયાની છે."

દીનાનાથઃ—ઠીક, હું એનું સો રૂપિયા મૂલ્ય ઠરાવું છું. એ
ૈયા હું તમને આપું છું. એ માણસ દસ્તાવેજ લખી આપે એટલે
ૈયા આપજો. કેમ હવે થયું ? તમે ખાડો ખોદો.

આ વાત સાંભળી ગામ લોકો પુનઃ 'ધન્ય છે-ધન્ય છે' બોલી
ા. હરિદાસે હવે કાંઇ અડચણ કરી નહિ. ગામના સઘળા લોક
દ્ધ અને જમીનદાર વિરુદ્ધ વર્ત્તવાનું એ સાહસ કરી શક્યો નહિ.
ાનાથે એ જમીન ઉપર એક મ્હોટો ખાડો ખોદાવી દીધો. એ
ા ઉપર બહુ વખતથી ભરાઇ રહેલું પાણી એ નીકે થઇ કલ કલ
ને કરી એ જમીન ઉપરના ખાડામાં જઇ પડ્યું અને બે કલાકમાં
ગામમાં ભરાઇ રહેલું સઘળું પાણી વહી ગયું.

દીનાનાથે કૃષ્ણધનને કહ્યું:—"અમે હવે નૌકા ઉપર જઇએ
એ. કામની જે પ્રમાણે સારી વ્યવસ્થા થાય તે પ્રમાણે કામ કરજો.
ઁ સારી રીતે કરવામાં આવશે તો અમે તમને ગામની આબાદી
; જરૂર જેટલા પૈસા આપીશું. મ્હેં એમ સાભળ્યું છે કે, તમારા
માં એક ડૅાક્ટર છે; એ ડૅાક્ટર કેવા છે ?"

કૃષ્ણધનઃ—ડૅાક્ટર તો સારા છે પણ તેમની પાસે આવશ્યકીય
ષધ યંત્રાદિ નથી.

"ઠીક છે, આજે હું કાલીગંજની કચેરીમાં જાઉં છું. ત્યાં સાત
ડ દિવસ રહીશ. તમે તમારા એ ડૅાક્ટરને લઇ મ્હારી પાસે આ-
ા. હું ઔષધ યંત્રાદિ ખરીદવા રૂપિયા આપીશ. તમારા ગામમાં
ાળ નથી કે ?"

"છે એક, પણ નહિ જેવી. શાળા માટે કોઇ મકાન નથી.
રા ઘરની બહાર ઓટલા ઉપર કેટલાક છોકરા લઇને એક ગુરૂ

મહાશય બેસે છે. તેમને કાંઇ સરકારી મદદ મળતી નથી, કેવળ ગામના લોક જે બે ચાર આના આપે છે એ જ એમનો આધાર છે."

"વિદ્યાર્થી કેટલા છે?"

"ગામના ૨૦–૨૫ વિદ્યાર્થી છે. શાળા માટે જો કોઇ સારું મકાન મળે તો વિશેષ વિદ્યાર્થીઓ થઇ શકે. અહીં આજૂબાજૂમાં બીજી એકકે નિશાળ નથી."

"હમણાં જે માસ્તર છે તે ક્યાં સૂધી ભણેલા છે?"

"તેમણે છઠ્ઠા ધોરણની પરીક્ષા આપી છે."

"ઠીક છે, તમારા ગામમાં સારી નિશાળ સ્થાપિત થાય એવો પ્રયત્ન પણ અમે કરીશું. હમણાં જે જમીન ખરીદ કરી છે એ જમીન ઉપર નિશાળનું મકાન બાંધી શકાશે?"

"કેમ ન બાંધી શકાય? એ ઘણી ઉત્તમ જગ્યા છે. ગામની બ્હાર ઊંચાણમાં ખુલ્લી જગ્યા હોઇ ગામથી દૂર પણ નથી."

"ઠીક, તમે જ્યારે કાલીગંજની કચેરીમાં મ્હને મળશો ત્યારે એ સંબંધી વિશેષ વાત થશે. હવે અમે વિદાય થઇએ?"

કૃષ્ણધને ગદ્‌ગદ કંઠે કહ્યું:—"આપ જ્યારે કૃપા કરીને આ ગામમાં પધાર્યા છો અને વળી અમારા જમીનદાર મહાશય પણ પધાર્યા છે ત્યારે આ ગરીબ માણસની પ્રાર્થના છે કે આજની રાત અત્રે રોકાઓ. અમે ગરીબ માણસો છીએ. અમે આપની સેવા ચાકરી કરવા યોગ્ય નથી; આપનો યથોચિત સમાદર કરવાની અમારામાં શક્તિ નથી."

દીનાનાથ હસીને બોલ્યો—"કૃષ્ણધન! એ માટે તમે માઠું લગાડશો નહિ. વળી બીજી કોઈ વખતે આવીને તમારા ગામમાં રહીશું. મ્હારી માશીનું ઘર અહીં જ છે."

આ વાત સાંભળી રજનીની મા–પેલી ડોશી આવીને સ્હામે ઉભી રહી. તેને જોઇ દીનાનાથ બોલ્યો–" માશી, તમે ઘેર જાઓ. વળી એક દિવસે તમારા આ ભાણેજ જમાઇને સાથે લઇ હું તમારે ઘેર આવીશ. હવેથી તમારે કાંઇ દુઃખ નહિ વેઠવું પડે. હું તમારી ખોરાકી પોષાકી માટે દર માસે પાંચ રૂપિયા આપતો રહીશ."

આ વાત સાંભળી ડોશી રડી પડી અને તેમને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપવા લાગી. દીનાનાથ સંધ્યાકાળના અરસ્સામાં નૌકામાં બેઠો. તે વખતે વાદળ ચઢી આવી વાયુ ફુંકાતો હતો. નાવિકે નૌકાનો સઢ છોડી નાંખ્યો.

દીનાનાથે નૌકામાં બેસી શૈલેન્દ્રને કહ્યું:–" કેમ ? તમારા model village ( આદર્શ ગ્રામ) નું થોડું ઘણું કામ થયું ને ?"

શૈલેન્દ્ર હસીને બોલ્યોઃ—" હા, ઘણું કામ થયું છે. આટલા થોડા સમયમાં આટલાં બધાં કામ પરવારી જઇશું એમ હું ધારતો નહોતો. આપ સાથે ન આવ્યા હોત તો ખરેખર હું કાંઇ કરી શકત નહિ. આપ આટલી બધી ઝડપથી કામ કરી શકો છો એમ પહેલાં હું જાણતો નહોતો. હવે મ્હને માલૂમ પડે છે કે આપ ઘણા practical man ( અનુભવી માણસ ) છો."

દીનાનાથ હસીને બોલ્યોઃ–" આટલી ઝડપથી કામ થઇ શકશે એમ હું પોતે પણ જાણતો નહોતો. કામમાં પડીએ તો કામ થાય; દૂર રહેવાથી કાંઇ થાય નહિ. ઠીક, એ માણસો આપણા ઉપદેશ પ્રમાણે ચાલે તો ?"

" ચાલશે નહિ તો કરશે શું ? હું વચ્ચે વચ્ચે આવી તાકીદ કરીશ. વાત એ છે કે ન્હાનાં ગામડાંમાં material ( વસ્તુઓ ) છે, પણ worker ( કામકાજ કરનાર ) ની જરૂર છે. એક જણ ઉદ્યોગી થઇ કામ કરે તો બીજાઓની પાસેથી કામ લઇ શકાય."

"વળી જે કામ કરાવે તેને કાંઇક સત્તા હોવી જોઇએ—a person in authority (સત્તાધીશ) નથી હોતો તો બીજા લોકને ડર રહેતો નથી. તમે સાથે હતા તેથી ઘણું કામ થઇ શક્યું."

"વળી સાથે સાથે પૈસા આપવાથી કામ વિશેષ આગળ વધ્યું છે. પૈસા મળવાથી તેઓ સમજશે કે, આપણે કેવળ વાતો કરી બેસી રહેનારા માણસ નથી પણ વાસ્તવિક રીતે તેમના ઉપર ઉપકાર કરવાને ઇચ્છીએ છીએ."

"ફક્ત પૈસા હાથમાં આવવાથી ગરબડ થાય છે. તેમને guide (દોરવા) કરવા માટે માણસની જરૂર છે. પૈસા લીધા પછી વખતે કોઇ વિષયમાં મતભેદ ઉપસ્થિત થાય તો સઘળા લોકો પોતપોતાનો સ્વાર્થ સાધવા મથે. એથી વિશેષ કામ થઇ શકે નહિ. વિદેશી માણસની વાત કદાચ કોઇ માને પણ નહિ. તમે સાથે હતા તેથી જ હરિદાસે પોતાની જમીન ખુશી થઇને વેચી; નહિ તો તે પોતાનો દુરાગ્રહ કોઇ રીતે છોડત નહિ. ગમે તેમ પણ આજે જે અનુભવ થયો છે તેથી આપણે ભવિષ્યમાં કેવી રીતે કામ કરવું તેનો યથોચિત નિશ્ચય કરી શકીશું. નાવિક! કાલીગંજ હવે કેટલું દૂર છે?"

"જી, હવે બહુ દૂર નથી—પેલા વાંક નજીક જ છે. હુજૂર! પવન અનુકૂળ હોવાથી હમણાં જ પહોંચાડી દઇશ."

---

## પ્રકરણ ૩ જું

### સત્યનો જય

કાલીગંજની પાસે જ ગોષ્ઠપુર ગામ હોઇ એ ગામમાં હરિવલ્લભ વિશ્વાસ રહેતો હતો. એ ગામના ઘણાખરા લોકો ખેતી ઉપર જીવન

ગાળનારા હતા. હરિવલ્લભનો પિતા રાધાકૃષ્ણ દાસ ગામનો એક ગૃહસ્થ ખેડૂત હતો. હરિવલ્લભ કાલીગંજની ઈંગ્રેજી સ્કૂલમાં ભણતો હતો; પરંતુ ક અક્ષર પેટમાં પડતાં જ તે એક બાબુ બની ગયો. સારાં કપડાં અને બૂટ ન હોય તો તેને ચાલતું નહિ, એટલા માટે તે તેના પિતાને વારંવાર પજવતો હતો. રાધાકૃષ્ણ મનમાં સમજતો હતો કે, 'માત્ર આ એક જ છોકરો છે. એ વાંચવું લખવું, શિખે છે, સારા લોકોના છોકરાઓની સાથે તેને હરવું ફરવું થાય છે તેથી તેમના જેવો પોષાક પહેરવેશ ન હોય તો કેમ ચાલે?' બંગાળી બે ત્રણ ચોપડીઓ ભણી હરિવલ્લભ જે દિવસથી ઈંગ્રેજી એ, બી, સી, ડી ભણવા શિખ્યો તે દિવસથી તેણે માથા ઉપરના વાળ ઓળી પટીઆં પાડવાં શુરુ કર્યાં. તેના પિતાએ વિચાર્યું કે એ સઘળું ઈંગ્રેજી શિક્ષણનું અંગ છે. હરિવલ્લભનું પણ ઈંગ્રેજી કે બંગાળી ભાષા ભણવા તરફ ધ્યાન નહોતું. વિદ્યાલયના વિદ્યાર્થીઓનો પહેરવેશ, રમત ગમત એ સઘળાં બાહ્યિક વિષયોનું સર્વાંશે અનુકરણ કરવા તરફ જ તે ધ્યાન રાખતો; તેથી સરસ્વતી માતા સાથે તેનો વિશેષ પરિચય થયો નહિ. અંતે સ્કૂલની પ્રથમ શ્રેણી પર્યન્ત જઇ માઇનર પરીક્ષા આપી તે નપાસ થયો; તેથી તેના પિતાએ અતિશય દિલગીર થઇ તેને સ્કૂલમાંથી ઉઠાડી લઈ ખેતીના કામમાં જોડયો. આવી રીતે તેના જીવનની આખ્યાયિકાનો પ્રથમ અધ્યાય પૂર્ણ થયો.

પરંતુ હરિવલ્લભ જેવા છોકરાનું મન ખેતીના કામમાં કેવી રીતે લાગે? સાત આઠ વર્ષ સ્કૂલમાં ભણી બૂટ મોજાં પહેરવાની ટેવ પડી જવાથી ખેતરમાં જઇ, ગ્રીષ્મ અને વર્ષાના સમયમાં ખેતીનું કામ કરવું તેને માટે સર્વાંશે અસંભવ થયું. પછી પિતા પુત્ર વચ્ચે ભયંકર તકરાર થઇ. એક દિવસે તો તકરાર મારામારી સુધી

પહોંચી; એ વખતે હરીવલ્લભ રીસાઇને ઘેરથી નાશી ગયો અને બે ત્રણ વર્ષ સૂધી ભિન્ન ભિન્ન સ્થળે રખડ્યો. આ તરફ રોષ તથા ક્ષોભથી રાધાકૃષ્ણના સ્વાસ્થ્યનો ભંગ થયો. એક વર્ષ પછી કાર્તિક માસમાં મેલેરિયાના તાવથી તેનું મૃત્યુ થયું. પિતાના મૃત્યુની ખબર જાણી હરિવલ્લભ ઘેર આવ્યો અને તેણે સંસારનો ભાર ગ્રહણ કર્યો. આ વખતે તેના જીવનના બીજા અધ્યાયની સમાપ્તિ થઇ ત્રીજા અધ્યાયનો આરંભ થયો.

તેનો વિવાહ પ્રથમથી જ થઇ ગયો હતો. તેની સ્ત્રી હમણાં ડાહી બની હતી; પણ ખેતી કર્યા સિવાય સંસાર કેવી રીતે ચાલે? હરિવલ્લભે જમીન ભાગે ગણોતે આપી વ્યવસ્થા કરી, પણ તેથી જે ઉપજ આવવા લાગી તેમાંથી જમીનદારને મહેસુલ ભરતાં સંસાર ખરચ ચલાવવાનું અને પોતાની સાળખી કાયમ રાખવાનું કઠિન થઇ પડ્યું. છેવટે તેણે ઘરમાં બેસી પૈસા કમાવાનો એક નવો ઉપાય શોધી કાઢ્યો. વિદેશમાં ફરીને તે જોઇ આવ્યો હતો કે, તેના જેટલું ભણેલાને બહુ બહુ તો માસિક પાંચ સાત રૂપિયાના પગારની નોકરી મળી શકે છે. વિદેશમાં રહી એટલી રકમથી પોતાનો નિર્વાહ થઇ શકે તેમ નહોતું. ઘેર રહીને જે બીજો રોજગાર કરી શકાય તેમાં જ લાભ હતો.

હરિવલ્લભનો પિતા ગામનો એક આગેવાન હતો. પોતાના ગામના લોકો અને આસપાસનાં બીજાં ગામોના લોકો પણ તેને સંમાન આપતા અને જ્યારે કાંઇ ટંટો-ફિસાદ થાય ત્યારે તેનો નિકાલ કરવા તેને પંચ તરીકે સ્વીકારતા. રાધાકૃષ્ણ પણ ન્યાયાનુસાર વિચાર કરી કજીઆ-ટંટાની પતાવટ કરતો હતો. હરિવલ્લભ ન્હાની ઉમ્મરનો હોવાથી અને તેની બુદ્ધિશક્તિ ઉપર કોઇનો વિશ્વાસ નહિ હોવાથી કોઇ તેને પંચ તરીકે બોલાવતું નહિ. એથી તે પોતાનું અપમાન થયું

સમજતો હતો. આ કારણથી તે ગામમાં પંચ મારફતે કજીઆનો ચુકાદો થાય નહિ એવો છુપી રીતે પ્રયત્ન કરવા લાગ્યો. પરિણામે ગામમાં વિરુદ્ધતા વધી અને ફોજદારી દીવાની કેસોનો આરંભ થયો. એ રસ્તેથી હરિવલ્લભને સારી રીતે બે પૈસાની પ્રાપ્તિ થવા લાગી. ગામમાં તે એક મુખ્ય કજીઆ દલાલ ( tout ) થઇ પડયો.

કજીઆ દલાલ કોને કહે છે? શહેરવાસી પાઠક–પાઠિકા એ વર્ગના જીવને કદાચ બરાબર નહિ ઓળખી શકે તેથી તેનો થોડો વિશેષ પરિચય અત્રે આપવામાં આવે છે. કજીઆ દલાલ ન્યાય મંદિરનો પંડયો હોય છે. વકિલ–મુખ્યત્યાર લોકો એજ મંદિરના પુરોહિત હોય છે. પંડયા લોકો ગામેગામ ફરી યાત્રાળુ એકઠા કરે છે અને તેમને લઇને તીર્થના કોઇ પુરોહિત પાસે ઉપસ્થિત કરે છે. કજીઆ દલાલો પણ ગામમાંથી કેસના વાદી પ્રતિવાદી અને સાક્ષી એકઠા કરી વકિલ મુખ્ત્યારના હાથમાં સોંપે છે. પોતે થોરના કાંટાવાળા કાયદાના અરણ્યમાં સરળ પ્રકૃતિના ગ્રામ્ય ગોવાળીઆઓ ( " dumb driver cattle" ) ના રખવાળ બને છે. એ વકિલ મુખત્યારોના મંત્રદાતા હોય છે; કારણ તેઓ ખાનગી રીતે એક બે વાત ન કહે તો તેમના સાક્ષીઓની ઉલટ તપાસ કર્યા વગર રહે નહિ. તેઓ ફોજદારના સંતુષ્ટકર્ત્તા અને ન્યાયાધીશની ચક્ષુશૂલ છે. કેસના સત્યાસત્યનો નિર્ણય કરવામાં તેઓ ઘણા અંતરાય રૂપ છે. એ શ્રેણીના જીવ ઉભચર—અર્થાત્ સભ્ય–અસભ્ય ઉભય સમાજમાં એમની ગતિ હોય છે. એટલા માટે એમને પોતાનો પોષાક પણ કેટલીક રીતે ઉત્તમ પ્રકારનો રાખવો પડે છે.

હમણાં હરિવલ્લભે "વસુમતી" પત્રિકામાં 'દશ રૂપિયામાં ફૅન્સી પોષાક' ની જાહિરખબર વાંચી, તેનો ઑર્ડર આપ્યો હતો.

રૂપિયા તો માત્ર દશ આપવાના હતા; પણ તેથી સભ્ય-સમાજમાં શોભે એવો પોષાક મળતો હતો; જેમ કે—એક કાળા રંગનો કોટ, એક સિલ્કનો પેસ, એક ઘડીયાળ, એક અછોડો, જર્મન સિલ્વરનો છેડો, એક કેમિકલ સોનાની વીંટી, એક જોડ મોજાં, રૂમાલ અને એક અત્તરની શીશી. આવી કિમતી વસ્તુઓ માત્ર દશ રૂપિયામાં મેળવવાનો લાભ હરિવલ્લભથી રોકી શકાયો નહિ. તેના ઑર્ડર પ્રમાણે એ વસ્તુઓ પોષ્ટ ઑફિસમાં આવી હતી; માત્ર પૈસા ભરી ઘેર લઇ આવવાની વાર હતી: પરંતુ પૈસા કયાંથી લાવવા? હરિવલ્લભના ફળદ્રુપ ભેજાએ આ દશ રૂપિયા મેળવવા માટે એક ઉત્કૃષ્ટ ઉપાય શોધી કાઢયો. પાઠક-પાઠિકા યથા સમયે તે જાણી શકશે.

આજકાલ કરતાં સાત દિવસથી દીનાનાથ તેના જમાઇની સાથે કાલીગંજની કચેરીમાં આવ્યો હતો. તે દરમ્યાન તેની દાનશીલતાની ખ્યાતિ ચારે બાજૂએ ફેલાઇ ગઇ હતી. પોતાનાથી બની શકે ત્યાં સુધી તે તેના જમાઇ શૈલેન્દ્રને અગ્રણી કરી તથા પોતે તેની પાછળ રહી કાર્ય કરતો હતો. આ પ્રદેશમાં શૈલેન્દ્રની પ્રભુતા સુપ્રતિષ્ઠિત કરવાનો જ તેનો ઉદ્દેશ હતો. એ તો કેવળ દ્રવ્યની સહાયતા કરતો હતો. કામકાજ શૈલેન્દ્રને કરવાનું હતું. વળી આ સઘળો પ્રદેશ તેની પૈત્રિક જમીનદારીમાં હતો; તેના પિતા હજી હયાત હોવાથી તેમના માન ( prestige ) ને કાંઇ હાનિ ન પહોંચે તે પ્રમાણે દીનાનાથ કાર્ય કરતો હતો; પરંતુ તે આટલી બધી સાવધાનતા રાખતો હોવા છતાં લોકો તેને જ ખરા દાતા તરીકે ઓળખી શકયા હતા અને ચારે દિશાએ તેના નામનો જયધ્વનિ થતો હતો.

સાત વાગ્યાનો વખત થયો હતો. શૈલેન્દ્ર કચેરીના બેઠકખાનાની જાજમ ઉપર બેઠો હતો. દીનાનાથ તેની પાસેના ખંડમાં બેઠો હતો.

ચેરીનું મહાન વિશાળ મંડપના જેવું હતું. ભોંય તળીઆની જમીન
ાબંધ હોવા છતાં સંસ્કારના અભાવથી સિમેન્ટ ઉખડી ગયો હતો.
ે મંડપના ઓટલાપર ચટાઇ બિછાવી ઘણા લોક બેઠા હતા. ઓટ-
ાની સ્હામે ચોગાન હોઇ તેની એક બાજૂએ ધાન્યની વખારો હતી.
ાગાનના બીજા ભાગમાં પુષ્પોદ્યાન હતો. ચોગાનની સ્હામે એક
ટાજુટધારી વડનું ઝાડ હતું. તેનો અર્દ્ધ ભાગ ઝૂકી પડયો હતો.
ડનું થડ ગોળાકાર હતું. તેની પાછળ ગોળ ચબુતરો બાંધેલો હતો. તેના
પર કચેરીના દરવાન શિવશંકર શુક્લે પત્થરનું શિવલિંગ સ્થાપન
ર્યું હતું. હમ્મેશાં સ્નાન કર્યા પછી કચેરીના પશ્ચિમદેશીય નોકરો
ના ઉપર ફુલ, ગંગાજળ અને બિલ્વપત્ર ચઢાવતા હતા. એ વડની
ાયા ઘણા ભાગમાં પથરાતી હતી. તેની નીચે અનેક લોક શાન્તિથી
સતા તથા વૃક્ષ ઉપર વિવિધ પ્રકારનાં પંખી બેસી કલરવ કરતાં હતાં.

શૈલેન્દ્ર જાજમ ઉપર બેસી પ્રજાના મહેસુલ અને ધાન્યની
ખારો સંબંધીનું કામ કરતો હતો. એ વખતે બ્હારથી એક સ્ત્રીનો
ાનધ્વનિ સાંભળવામાં આવ્યો કે, " ઓ બાપ રે—કયાં જતાં રહ્યા
-? " આમ બોલતી રડતી રડતી એક વૃદ્ધ સ્ત્રી ઓટલે આવી ઉભી.
નાનાથે 'શું થયું છે?' કહી બ્હાર જઇ તેને અંદર બોલાવી. તેણે
ત્રો લુંછતાં લુંછતાં કહ્યું:—" સુરબ્બી, હું ઘણા દુઃખમાં પડેલી
વાથી તમારી પાસે આવી છું. ગરિબ દુઃખીના તમે આશ્રયદાતા
—તમે મ્હારું રક્ષણ કરો."

શૈલેન્દ્રે હરિ સરદાર નામના ગૃહસ્થને પૂછયું:—"આ કોણ છે?"

હરિ—મહાશય! એનું ઘર મ્હારા મહોલ્લામાં છે. એ અભય
ાની માતા અને ધરણી દાસની સ્ત્રી છે. એનો પુત્ર અભય થોડા
ાસ ઉપર મરી ગયો છે. એ બહુ દુઃખી છે. મહામહેનતે તે પોતાનો

નિર્વાહ કરે છે. ( આવેલી સ્ત્રી તરફ જોઇ ) માતંગિની માશી, તમે અહીં બેસો. તમારે જે વાત કહેવાની હોય તે હુજૂર પાસે ધીમેથી કહો."

માતંગિની શૈલેન્દ્રની સ્હામે જમીન ઉપર બેસી કહેવા લાગીઃ- "ભાઇ! મ્હારો કોઇ આધાર નથી. હવે તો યમદૂત મ્હને લઇ જાય તો સારું. તમે કચેરીમાં પધાર્યા છો સાંભળી મહામુશ્કેલીથી લાકડી પકડી આવી છું. હવે મ્હારાથી કેવી રીતે ચાલી શકાય? મ્હારામાં હવે બિલ્કુલ શક્તિ નથી."

શૈલેન્દ્રઃ—તમને શું થયું છે તે કહો.

"મ્હારો અભય મરી ગયા છે તથા તે મ્હને પણ મારતો ગયો છે. મ્હારું દુઃખ એક વખત બરાબર સાંભળો."

"શું થયું છે તે કહો."

"આજ સૂધી તો હું સુખે દુઃખે નભાવતી હતી; પણ હવે હું નભાવી શકું તેમ નથી. આ જીંદગીથી હું ઘણી કંટાળી ગઇ છું."

"પણ શું થયું છે તે કેમ કહેતાં નથી?"

"હું ગરીબ અબળા છું. વાત કેમ કરવી એ હું જાણતી નથી. એ પેલો હરિયો-હરિવલ્લભ મ્હને ઘરમાંથી કાઢી મૂકવાનો ભય બતાવે છે."

"એવો ભય બતાવવાનું શું કારણ છે?"

"એ મ્હારો કોઇ નથી. ગામનાં સર્વ મનુષ્યો મ્હને માશી કહી બોલાવે છે અને એ હરિયો પણ 'માશી માશી' કહે છે. એ જો મ્હારી પોતાની બ્હેનનો પુત્ર હોત તો તે મ્હને મરેલીને આવી રીતે વિશેષ મારત કે?"

" એ શા માટે તમને ઘરમાંથી કાઢી મૂકવાનો ભય દર્શાવે છે ? સઘળી વાત સ્પષ્ટતાથી નહિ કહો તો તે હું કેવી રીતે સમજી શકીશ ?"

હરિ સરદાર બોલ્યો—" સાંભળો બાઈ, હુજૂરની પાસે જલ્દીથી સઘળી ખરી હકીકત કહી દો. "

માતંગિનીએ આ વખતે ચક્ષુઓનું અશ્રુજળ સાફ કરતાં કહ્યું:- " મુરબ્બી, મ્હારા બાપએ એ હરિવલ્લભ પાસેથી દશ રૂપિયા ઉછીના લીધા હતા. એત્રણ વર્ષ ઉપરની વાત છે. તેણે એ દેવા પેટે કાંઇ વસુલ આપ્યું છે કે નહિ એ તો ઇશ્વર જાણે. એ સંબંધી હું કાંઇ જાણતી નથી. હરિવલ્લભ હમણાં ખત દેખાડી કહે છે કે, 'વ્યાજ સાથે મ્હારા વીસ રૂપિયા નહિ આપે તો હું ફરિયાદ કરીશ અને બેલિફ લાવી ઘરબારનું લીલામ કરાવીશ. તને ઘરમાંથી બ્હાર કાઢી મૂકીશ.' હું ગરીબ માણસ મજુરી કરી ખાઉં છું; હું એટલા રૂપિયા ક્યાંથી લાવું ? તમે ગરીબ દુઃખીના માબાપ છો; તમે જ મ્હારું રક્ષણ કરો. "

શૈલેન્દ્રઃ—હરિવલ્લભ અહીં છે કે ? તેને બોલાવો જોઇએ.

હરિવલ્લભ નજીકમાં જ પેલા વડના ઝાડની છાયામાં ઉભો રહી રાહ જોતો હતો. તેને બોલાવવામાં આવતાં કચેરીમાં ઉપસ્થિત થઇ શૈલેન્દ્ર અને દીનાનાથને પ્રણામ કરી સ્હામે બેંચ ઉપર બેઠો. તેના શરીર ઉપર એક સાદું ખમીસ હતું તથા ખભે એક મેલો ખેસ નાખ્યો હતો. માથાના વાળ ઓળી પટીઆં પાડેલાં હતાં.

શૈલેન્દ્ર—તમારું નામ હરિવલ્લભ છે કે ?

" જી હા, મ્હારું નામ હરિવલ્લભ વિશ્વાસ છે અને મ્હારા બાપનું નામ રાધાકૃષ્ણદાસ છે એ ત્રણ વર્ષ થયાં પરલોકવાસી થયા છે."

" એમ ? પરલોકવાસી થયા છે ? તમે રાધાકૃષ્ણદાસના પુત્ર હવે ભણી ગણીને વિશ્વાસ થયા છો ? "

"અમે શું ભણીએ ગણીએ ? વળી અભણ હોવા છતાં મ્હારા પિતાનું જે 'પજેસન' હતું તે મ્હારે ક્યાં છે ?"

શૈલેન્દ્રે હસીને પૂછ્યું:—"પજેસન એટલે શું ?"

"મર્યાદા–ગૌરવ."

"ઓહો ! તમે ઇંગ્રેજી પણ જાણો છો કે ?"

"હું ગ્રામ્ય સ્કૂલમાં ઇંગ્રેજી ભણ્યો છું. તેથી મ્હારા ઇંગ્રેજી ઉચ્ચારો કદાચ શુદ્ધ નહિ હોય હું માઇનર ફેલ છું."

"માઇનર ફેલ ? ત્યારે તો તમે ઘણું ભણ્યા ગણ્યા છો. હમણાં શું કરો છો ?"

"બીજું શું કરું ? હું અત્રે સઘળા મૂર્ખ લોકોમાં રહું છું—એ સઘળા જંગલી ખેડૂત છે. એમનામાંથી કોઇ વિદ્યાનું ગૌરવ ક્યાંથી સમજે ? કોઇ નોકરી મળતી નથી તેથી ઘેર બેસી રહું છું. વડિલોપાર્જિત થોડી જમીન જમા છે તેથી કામ ચાલે છે ( દીનાનાથ તરફ નજર કરી ) હુજૂર ! કૃપા કરીને મ્હને જો નોકરી આપશો તો હું હમ્મેશાં આપના આભારમાંથી છૂટીશ."

શૈલેન્દ્ર હસીને બોલ્યો—"તમારા જ્ઞાન પ્રમાણે તમને નોકરી મળવી ઉચિત છે. હું તજવીજ કરી જોઇશ. ઠીક, આ ગરીબ વિધવા શું કહે છે ? તમે એને ઘરમાંથી હાંકી કાઢશો કે ?"

"મુરબ્બી, મ્હારામાં એવી શી શક્તિ છે કે હું એને ઘરમાંથી હાંકી કાઢું ? મ્હારું લેણું મળશે એટલે હું સંતુષ્ટ થઇશ. એના છોકરા અભય દાસે ત્રણ વર્ષ ઉપર મ્હારી પાસેથી દશ રૂપિયા ઉછીના લીધા હતા. તેનું ખત પણ છે. વ્યાજ સાથે હમણાં વીસ રૂપિયા થાય છે. તેણે એક પસો પણ આપ્યો નથી. એ તો દેવું ભર્યા વગર મરી ગયો. હવે મ્હારા રૂપિયાનું શું થશે ? હું ગરીબ માણસ છું. હું

આટલી મ્હોટી રકમ કેવી રીતે જતી કરી શકું? પૈસા માગું છું ત્યારે બુટ્ટી રડે છે. હુજૂર પાસે મ્હારી અરજ છે–આપ યોગ્ય ન્યાય કરો. આપ જે આજ્ઞા કરશો તે મ્હને શિરોધાર્ય છે. આપને જોવું હોય તો આ ખત જુઓ."

આમ કહી તેણે એક કાગળ શૈલેન્દ્ર પાસે મૂકી દીધો. એ કાગળ હાથમાં લઇ શૈલેન્દ્ર બોલ્યોઃ—"ખત હમણાં જોઉં છું. પણ આ ડોશીની એવી સ્થિતિ છે કે તે કાંઇ આપી શકે તેમ નથી.'

આ વાત સાંભળી માતંગિની બોલીઃ—"આપ ખરું કહો છો. મ્હારી પાસે એક પૈસો પણ આપવાનું સાધન નથી. (દીનાનાથ તરફ જોઇને) મુરબ્બી, તમે ગરીબ દુઃખીના આશ્રયદાતા છો. હું તદ્દન કંગાલ છું. આપ મ્હને આ લેણદારના હાથમાંથી બચાવો."

હરિવલ્લભ હાથ જોડી બોલ્યોઃ—"હુજૂર જેમ કહે તેમ કરવા હું રાજી છું."

દીનાનાથઃ—ઠીક, તમે તમારા વ્યાજના પૈસા માફ કરો; તમારા મુદ્દલ દશ રૂપિયા હું આપું છું.

હરિવલ્લભ સહજ મ્હોં મલકાવી બોલ્યો—"આપ ન્યાયાધીશ છો–આપ ન્યાયબુદ્ધિથી વિચાર કરો. હું ગરીબ માણસ છું. હું વ્યાજના દશ રૂપિયા કેવી રીતે જતા કરી શકું? આપ ઘણા લોક ઉપર ઉપકાર કરો છો. આપ જ્યારે આ ગરીબ વિધવા ઉપર પણ ઉપકાર કરી તેને દશ રૂપિયા આપો છો ત્યારે મ્હારા જેવા ગરીબ પર પણ ઉપકાર કરી બીજા દશ રૂપિયા વધારે આપો."

હરિવલ્લભ આમ કહેતો હતો એ વખતે શૈલેન્દ્ર પેલા ખતને અવળ સવળ ફેરવી જોતો હતો. એણે નાયબને પંચાંગ લાવવા કહ્યું. નાયબે કબાટ ઉઘાડી પંચાંગ લાવી આપ્યું. શૈલેન્દ્રે પંચાંગ તપાસી જોયું.

ક્રોધથી તેની આંખો લાલચોળ બની ગઇ. ખતને નીચે મૂકી હરિ- વલ્લભ તરફ જોઇ તે બોલ્યો:—"બદમાશ–શયતાન ! તને ઠગાઇ કરવા માટે બીજી જગ્યા ન મળી કે ? "

આ ધમકીથી કંપતાં કંપતાં હરિવલ્લભે કહ્યું:—" મ્હેં શું કર્યું છે ? "

" શું કર્યું છે ? ત્હેં ઠગાઈ કરી છે. અમારી સાથે પણ તું આવી ઠગાઇ કરે છે ? બદમાશ ! ત્હારું આ ખત તદ્દન બનાવટી છે. નવી શાહીથી લખેલું જોતાં જ મ્હારા મનમાં સંદેહ ઉપજ્યો હતો. ત્યાર પછી પાછળ ફેરવી જોયું કે આ સ્ટાંપના કાગળ ઉ઼પર ખરીદનાર તરીકે રાખાલરાજ ઘોષનું નામ છે અને ખરીદીની તારીખ ૨ જી જાન્યુઆરી છે. પંચાંગમાં જોયું તો તેમાં ૧૭ મી પોષ છે અને ત્હારા ખતનો દિવસ કાર્તિક વદ દશમ છે. ખરીદની તારીખ ઇંગ્રેજીમાં લખેલી છે તે તરફ ત્હારું ધ્યાન ગયું નથી. ત્હારી વિદ્યાબુદ્ધિ એટલે સુધી પ્હોંચી શકી નથી. આ અનાથ વિધવાને ઠગવા માટે ત્હેં આ બનાવટી ખત ઉભું કર્યું છે. હું તને જરૂર જેલમાં મોકલી દઇશ."

આ સઘળો પ્રકાર જોઇ સાંભળી દીનાનાથ અવાક્ થઇ બેસી રહ્યો. હવે માતંગિની મ્હોટેથી રડવા લાગી. રડતાં રડતાં તે બોલી:— " ઇશ્વર તમારું કલ્યાણ કરો. કેમરે હરિયા ! હું તને પ્રથમથી નહોતી કહેતી કે આ ધર્મનું સ્થાન છે. આ સ્થળે અધર્મ કરીશ તો માર્યો જઇશ ! હવે શું થશે ? મ્હારું રક્ષણ કરો–મ્હને બચાવો. "

દીનાનાથ હસીને બોલ્યો:—" આ કેવી વાત ? તમે પણ હરિ- યાની સાથે કપટકારસ્થાનમાં ભળ્યાં હતાં કે શું ? "

માતંગિની રડતાં રડતાં બોલી:—" મુરબ્બી, આ હરિયો જ બધા સર્વનાશનું મૂળ છે. એ જ મ્હને અત્રે લઇ આવ્યો છે; નહિ

તો હું અત્રે આવત ખરી કે ? હું ગરીબ દુઃખી વિધવા છું. ઘણા શોક સંતાપથી મરી રહી છું. આ હરિયો જ મ્હને કહેતો હતો કે, " માતંગિની માશી, તમે મ્હારી સાથે ચાલો. હું જેમ કહું તેમ કરજો તેથી તમને પણ લાભ થશે.' હવે મ્હારું શું થશે ? તમે મ્હારું રક્ષણ કરો; મહારાજ."

દીનાનાથ હસીને બોલ્યો:—" ત્યારે તમને તો સારી રીતે નાટક ભજવતાં આવડે છે ! "

શૈલેન્દ્રે હરિવલ્લભ તરફ રોષપૂર્ણ દૃષ્ટિથી જોઈ કહ્યું:—" ઠગ બદમાશ ! અમારી સાથે ઠગાઇ ? હું તને નક્કી ફોજદારીમાં મોકલી દઇશ. "

આ વિષયનો ઘોંઘાટ સાંભળી બધા લોક અંદર આવ્યા. મુખ્ય મુખ્ય માણસો આ વાત સાંભળી હરિવલ્લભને ધિક્કારવા લાગ્યા.

હરિ સરદારે કહ્યું:—" હરામખોર! લુચ્ચાઇ કરવા તને બીજું ઠેકાણું ન મળ્યું ? જુઓ બદમાશે શિક્ષણ મેળવ્યું છે તે ! "

દશરથ શેખે ઉમેર્યું:–"લુચ્ચાની બદમાશી તો જુઓ! એના બાપ રાધાકૃષ્ણ દાસ જેવો પ્રામાણિક માણસ આ ગામમાં બીજો કોઇ નહોતો પણ તેનો આ કુલાંગાર છોકરો તેનું નામ ડૂબાવવા બેઠો છે."

ગોકુલ મંડલ:—નિશાળમાં ક. ખ. શિખીને જાણે કે મ્હોટું પંડિતનું પૂછડું થઇ ગયો છે ! લોકોને ખોટી સલાહ આપી ગામનું નખ્ખોદ વાળ્યું. ( શૈલેન્દ્ર તરફ જોઇ ) મુરબ્બી, એને છોડશો નહિ. જેવું કર્મ તેવું ફળ મળવું જોઇએ. એ ગામના લોકને ખોટી સલાહ આપી ફોજદારી કેસ ઉભા કરાવે છે; પણ ફોજદારીનો અર્થ તો સમજતો નથી.

ગોવર્દ્ધન દાસ—મુરબ્બી, પ્રથમ એક વાતનો વિચાર કરો. હું એક ખેડૂત ગૃહસ્થ છું. મ્હારી પચાસ વીઘાં જમીન છે. ત્રણ હળ

ચાલે છે; છતાં હું કોઇ રીતે પેટપૂરતું અન્ન મેળવી શકતો નથી; પણ આ હરિયો એના બાપના ખેડાણની જમીન ભાગે આપે છે, પોતાને હળ લઇ ખેતી કરતાં અપમાન લાગે છે, છતાં એ ઠાઠમાઠમાં ક્યાંથી રહી શકે છે?!

શૈલેન્દ્ર આ હકીકત સાંભળી બોલ્યોઃ—"હું એને જરૂર જેલમાં મોકલીશ."

હરિ સરદારે કહ્યુંઃ—"હુજૂર! મ્હારી એક અરજ સાંભળો. એ હરામજાદાને જે સજા કરવી હોય તે આપ પોતે જ કરો. ફોજદારીમાં મોકલવાથી બીજું શું થશે? હરામજાદા-પાજી-નફટ-ઠગ! ત્હેં અમારા ગામને કલંક લગાડયું છે. નમી પડ-હુજૂરના પગમાં નમી પડ અને આ સઘળા ગૃહસ્થોના દેખતાં નાકલીટી તાણ-હવે કોઇ વખત આવું કામ કરીશ નહિ."

આ વાત સાંભળી હરિવલ્લભ સજળનયને શૈલેન્દ્રના પગમાં નમી પડયો. આ વખતે ભવાનીચરણ ભટ્ટાચાર્યે કહ્યુંઃ—"સત્યનો હમ્મેશાં જય જ થાય છે. હુજૂરની આંખોમાં ધૂળ નાખવાની શક્તિ કોનામાં છે? હુજૂર! એના કામનો નિકાલ લાવો-બીજાં કામ હજી બાકી રહ્યાં છે."

દીનાનાથઃ—તમે બધા મળીને એક નિશ્ચય કરો. એનો કેવો ગંભીર અપરાધ છે એ તમે જાણો છો. એને ફોજદારીમાં મોકલવાથી એની સાથે આ ગરીબ વિધવા પણ મારી જાય તેમ હોવાથી એમ કરવું મ્હને ઠીક લાગતું નથી.

શૈલેન્દ્રઃ—હું પણ એજ વિચારું છું. નહિ તો એને જરૂર ફોજદારીમાં મોકલી દેવો જોઇતો હતો.

ભવાનીચરણ—એ ખરું છે; પરંતુ આ ગરીબ વિધવા પુત્રશોકથી શોકાતુર બની ગઇ છે. એના ઉપર દયા રાખવી જોઇએ.

આ વાત સાંભળી દીનાનાથની આંખમાં એક અશ્રુબિંદુ દેખાયું. આત્મસંવરણ કરી તે બોલ્યો:—" ઠીક, જાઓ ડોશી, તમે તમારે ઘેર ચાલ્યાં જાઓ. "

આ વાત સાંભળી માતંગિની હાંફતી હાંફતી ગળગળા અવાજે બોલી:—"મુરબ્બી, તમને ઘણા પુત્ર અને લક્ષ્મી હજો. તમે મ્હારું રક્ષણ કર્યું છે. આ હરિયો તો મ્હને મરેલીને મારવા તૈયાર થયો હતો. (હરિયાને) દુષ્ટાત્મા ! હવે તું જો 'માશી માશી' કહીને મ્હારા આંગણામાં પગ મૂકીશ તો ત્હારા ટાંટીઆ જ ભાંગી નાખીશ. "

આમ કહી દીનાનાથને દંડવત કરી ધીમે ધીમે માતંગિની બ્હાર ચાલી ગઇ. હરિવલ્લભ હજી શૈલેન્દ્રના પગ પકડી દીનમુખે બેસી રહ્યો હતો. શૈલેન્દ્રે તેને કહ્યું:—"મ્હારા પગ છોડ. ઇશ્વરનું નામ લઇ ફરીથી આવું કામ નહિ કરવાના સોગન ખા. "

હરિવલ્લભે આંખોમાંનાં આંસુ લુંછતાં લુંછતાં સોગન ખાધા. પોતાના પોષાકના દશ રૂપિયા દાનશીલ દીનાનાથ પાસેથી મેળવવાની આશાથી તે આવ્યો હતો; પરંતુ હવે તે લજ્જા, અપમાન અને ક્ષોભથી નીચી નજરે ત્યાંથી ચાલ્યો ગયો.

પછી ભવાનીચરણ ભટ્ટાચાર્યે હુકકો પીતાં પીતાં કહ્યું:— " બદમાશ બરાબર સપડાયો. જો તે મનુષ્ય હશે તો હવે પછી આવી લુચ્ચાઇ કદાપિ નહિ કરે. "

દીનાનાથે હસતાં હસતાં કહ્યું:—" પરંતુ યાદ રાખજો કે— 'अंगार शतधौतेन मलिनत्वं न मुन्चति ' એને જે ટેવ પડી ગઇ છે તે કાંઇ સહેલાઇથી દૂર થશે કે ? છતાં હવેથી તે વિ-શેષ સાવધાનતાથી ચાલશે-કે સહજમાં પકડાઇ ન જાય. શૈલેન્દ્ર ! તમે પણ ચાલાકીથી એને પકડયો છે. હું હોત તો પકડી શકત નહિ. "

શૈલેન્દ્રે હસતાં હસતાં કહ્યું:—" અતિ લોભ પાપનું મૂળ છે એ આપ ક્યાં નથી જાણતા ? આપ એને દશ રૂપિયા આપવા જતા હતા; પરંતુ જુઓ કેવો આશ્ચર્યજનક બનાવ બન્યો ! પકડાઇ જવાના ભયથી જ તે દશ રૂપિયા લેવા રાજી થયો નહોતો."

ભવાનીચરણ ભટ્ટાચાર્ય હુકકો અન્યના હાથમાં આપી બોલ્યો:– " મ્હેં તો પ્રથમથી જ કહ્યું હતું કે સત્યનો જય છે. મુરબ્બી, વખત ઘણો થયો છે. હવે આજ અમારા નિશ્ચિતપુર ગામના તળાવ સંબંધી વિચાર કરો. આપના પિતામહે હજાર રૂપિયા ખરચી એ તળાવ ખોદાવ્યું હતું; પરંતુ હવે તે સુકાઇ જાય છે–બિલ્કુલ પાણી રહેતું નથી. એનો પંકોદ્ધાર કરવાની જરૂર છે."

દશરથ શેખ:—અમારા નિશ્ચિતપુર ગામના બસો ઘરના લોકોને માત્ર એક આપનો ભરોંસો છે. અમે સઘળા માણસો આવ્યા છીએ.

શૈલેન્દ્ર:—આજે ઘણો વખત થઇ ગયો છે. કાલે સ્હવારે હું જાતે એ તળાવ જોવા આવીશ. જોયા વગર કાંઇ સમજાય નહિ. આપ સર્વ કાલે સવારે એ સ્થળે હાજર રહેજો.

ભવાનીચરણ:—આ અતિ ઉત્તમ વિચાર છે. અમે સર્વ કાલે સ્હવારે ત્યાં હાજર રહીશું. દશરથ શેખ ! ચાલો ત્યારે, હવે આપણે જઇએ.

આમ કહી તેઓ ઉઠયા. નિશ્ચિતપુરના લોકો પણ તેમની સાથે ચાલ્યા ગયા.

આ સમયે પોષ્ટમેન આવી એક પત્ર આપી ગયો. દીનાનાથના નામના શિરનામાનો પત્ર હતો. પત્ર લઇને તે પાસેના ખંડમાં ગયો અને પત્ર વાંચી તેણે શૈલેન્દ્રને બોલાવ્યો. અનંગમોહિનીએ લખ્યું હતું કે, " પિતાશ્રી, આપના ગયા પછી મ્હારી બા ઘણી બીમાર

થઇ ગઇ છે. કેટલાક દિવસથી તે શય્યાવશ થઇ છે. રૂદન કરીને તે કેવળ કાશી જવાનું કહ્યા કરે છે. કાલે ડૉક્ટર આવ્યા હતા. તેમણે ચિકિત્સા કરીને કહ્યું છે કે, ' જ્વર વિશેષ નથી; પણ શરીર ઘણું દુર્બળ થઇ ગયું છે.' આપ સત્વર ઘેર આવજો."

શૈલેન્દ્રે પત્ર વાંચી કહ્યું—"હવે આપે અત્રે વિલંબ કરવો જોઇએ નહિ. કાલે જ જવું સારું છે."

દીનાનાથે ચિંતા કરતાં કરતાં કહ્યું:—"મ્હારા જવાથી શું થવાનું છે? ડૉક્ટર તો તપાસે છે. શરીર કરતાં એને મનનું દુઃખ વિશેષ છે. સમજ્યા?"

"એ તો હું સમજું છું; પરંતુ આપ પાસે હો તો તેમનું મન સહજ સ્વસ્થ રહી શકે. આપ કાલે જ જાઓ."

"તમે હવે કેટલા દિવસ અહીં રહેશો?"

"મ્હને થોડો વિલંબ થશે. ઘણા કાળ પછી હું અત્રે આવ્યો છું. કામકાજની ઘણી ગરબડ છે. સઘળું જોઇ તપાસી યથોચિત વ્યવસ્થા કર્યા પછી હું આવીશ. મ્હારા પિતાજીએ કાંઇ જોયું તપાસ્યું નથી. વળી કેટલીક પડતર અગોચર જમીન છે–તે ઘણું કરીને બસો વીઘાં જેટલી હશે. એને આબાદ કરવા માટે ત્રણ વર્ષની શર્તથી પ્રજાને ગણોતે આપીશ. પૈસાની થોડી મદદ કરીએ તો એ જમીન લેવાને પ્રજા ઘણી રાજી છે. જંગલ કાપી નાખી આબાદ ખેડ કરવાથી એ જમીન ઘણી સારી થાય એમ છે. પ્રથમનાં ત્રણ વર્ષ માટે હું મહેસુલ કે ફસલ લઇશ નહિ. પછી મરજી હશે તો હું એ જમીન ખાસ–કબજામાં લઇશ કિંવા લાગે–ભાગે આપીશ. વળી જે પૈસા પ્રથમ આપવામાં આવશે તે વ્યાજ સાથે પાછા મળશે. અમુક માણસો સાથે એ સંબંધીની વાતચિત પણ થઇ છે."

"આ ઘણી સારી વાત છે; પરંતુ પ્રજાને એથી શો લાભ ?"

"ત્રણ વર્ષની બધી ફસલ મળે તે. ત્રણ વર્ષમાં તો ઘણો પાઠ થશે. તેની હિમ્મત પણ સારી ઉપજશે. એક વર્ષની ઉપજથી જ તેમનું દેવું પતી જશે."

"ત્રણ વર્ષ પછી તમે એ જમીન તેમને જ બીજી વાર ભાગે ખેડવા આપશો કે ?"

"ના, મ્હારે એક આદર્શ-કૃષિક્ષેત્ર Model agricultural farm ) કરવાની ઇચ્છા છે. એ જગ્યામાં જૂદી જૂદી જાતની નવી ફસલ આબાદ કરીશ. તે જ પ્રમાણે બીજી ઘણી જમીન જંગલ જેવી બની ગઇ છે. તેને ધીમે ધીમે ખેતીને લાયક કરવાથી પરિણામે ઘણો લાભ થશે; પરંતુ તેમ કરવા માટે પુષ્કળ પૈસાની જરૂર છે."

"પૈસાને માટે ચિંતા કરશો નહિ. પૈસાની વ્યવસ્થા અવશ્ય થશે."

"આપના વિશ્વાસે જ મ્હેં આ સઘળાં કામ હાથમાં લીધાં છે, નહિ તો મ્હારા પિતાજી આવાં કાર્યોમાં રોકડ મદદ કરે તેમ નથી. આવાં કાર્યોમાં તેમની સહાનુભૂતિ પણ નથી. હું નોકરી કરું એવી જ તેમની ઇચ્છા છે."

"નોકરી તો ઘણા લોક કરે છે. દેશના કેળવાયલા યુવકો જ્યાં સુધી પૈસા કમાવાના બીજા માર્ગ નહિ શોધે ત્યાં સુધી દેશનું કલ્યાણ થશે નહિ. જે સઘળાં કાર્યથી દેશની ધનવૃદ્ધિ થાય તે તરફ પ્રયત્ન કરવાની જરૂર છે. હમણાં તો સર્વ લોકો કેવળ બીજાએ મેળવેલા ધનનું શોષણ કરે છે. તમે જે માર્ગ લીધો છે એ ઉત્તમ માર્ગ છે. તમારા પિતા આ સર્વ કાર્યોથી વિરુદ્ધ હોય તો ચિંતા નહિ; હું તમને પૈસાની મદદ કરીશ. કાલે પ્રાતઃકાળે મ્હારાથી રવાના થઇ શકાશે કે ?"

"એ સંબંધીનો સઘળો બંદોબસ્ત હું કરીશ. વળી બીજી એક વાત મ્હને યાદ આવી છે. અત્રે કાળિકાદેવીનું મંદિર હોય ત્યાં એક બ્રહ્મચારી છે. આપ એક વખત ત્યાં નહિ આવો ?"

"મ્હારા વિચારો તમારાથી અજાણ્યા નથી. એવા વિષયોમાં મ્હને વિશેષ આસ્થા નથી; છતાં તમે જવાનું કહો છો તો ફરવા જતી વખતે જઇ આવીશું. વળી વિચાર હોય તો આજે જ ચાલો."

"આજે સંધ્યાકાળે જઇશું; અહીંથી ફક્ત એક માઇલ દૂર છે. નૌકામાં બેસીને જઇશું. ગંગાતટપર એ ઘણું નયનમનરંજન સ્થાન છે."

"ઠીક, હું તૈયાર થઇ રહીશ. જતી વખતે મ્હને બોલાવજો."



## પ્રકરણ ૪ થું



## બ્રહ્મચારીની મુલાકાત

ભાગીરથીના તટ ઉપર એક પાકો બાંધેલો ઘાટ હતો. એ ઘાટની પાસેના એક મ્હોટા વડના ઝાડનાં પાંદડાંઓમાંથી શરદની શુભ્ર ચાંદની ઘાટ ઉપર પ્રકાશી રહી હતી. ન્હાના ન્હાના તરંગો એ પ્રકાશમાંથી ચળકી ઉઠીને ઘાટનાં પગથીઆં ઉપર આવી અફળાતા હતા. એવામાં ઝપઝપ કરતો વાંસનો અવાજ થયો અને દીનાનાથ શૈલેન્દ્ર સાથે એક નૌકામાંથી એ ઘાટ ઉપર ઉતર્યો.

નજીક જ આવેલા કાળિકાદેવીના મંદિરમાંથી સંધ્યા સમયની આરતિનો શંખ ઘંટા અને ઝાંઝરનો મિશ્રધ્વનિ સાંભળવામાં આવતો હતો. ચારે બાજુએ આવેલી ઘીચ ઝાડીમાં દેવી કાળિકાના મંદિરનું ત્રિશૂલાંકિત

ધવલ શિખર ચાંદનીના પ્રકાશમાં પ્રકાશી રહ્યું હતું. દીનાનાથ શૈલેન્દ્રની સાથે એ મંદિરના આંગણામાં ગયો. આંગણું પત્થરનું બાંધેલું હોઇ તે ઘણું સ્વચ્છ જણાતું હતું. સેફાલિકા-પુષ્પની સ્નિગ્ધ સુગંધ ત્યાં ફેલાઇ રહી હતી. મંદિરનો પુરોહિત દેવતાની આરતિ કરતો હતો અને ઘણાં નર-નારીઓ મંદિરની સ્હામે ઉભાં રહી આરતિનું દર્શન કરતાં હતાં. મંદિરમાં કાળિકાદેવીની મૂર્ત્તિ સ્થાપેલી હતી. તેનું નામ સર્વમંગળા હતું. માતું આખું શરીર પુષ્પનાં આભરણથી આભૂષિત થયેલું હતું. તરતનાં ખીલેલાં કમળ પુષ્પની માળાએ મુણ્ડમાળાને ઢાંકી દીધી હતી. શિર ઉપર ચાંદીના મુકુટની મધ્યમાં બિલ્વદલસહ અપરાજિતાનો અર્ધ્ય શોભા પામતો હતો. બન્ને કાને રત્નજડિત કર્ણફુલ ઝૂલતાં હતાં. અભય વરદાન આપનાર બન્ને હાથમાં બે સમૃણાલ પ્રસ્ફુટિત પદ્મ હતાં. ગુલાબના પુષ્પ જેવા સોનાના ચરણ-પદ્મ ઝળહળી રહ્યા હતા.

મંદિરની રવેશમાં એક બ્રહ્મચારી ધ્યાનસ્થ થઇ બેઠા હતા. તેમની કાન્તિ ઉજ્વળ ગૌર હતી. તેમણે ભગવાં વસ્ત્રો પહેર્યાં હતાં. ગળામાં જનોઇ અને રૂદ્રાક્ષની માળા હતી. તેમની લાંબી જટા તેમજ દાઢી મુછોના વાળ સફેદ થઇ ગયા હતા. તેમનું નામ શ્યામાનંદ બ્રહ્મચારી હતું. તેઓ ઘણા કાળથી આ દેવાલયમાં રહેતા હતા. લોકો કહેતા કે, તેઓ એક પ્રસિદ્ધ મહાપુરુષ છે.

દીનાનાથ અને શૈલેન્દ્ર દેવતાને પ્રણામ કરી રવેશમાં બ્રહ્મચારીની પાસે આવી બેઠા. આરતિ કરી રહ્યા પછી પુરોહિતે સાષ્ટાંગ પ્રણામ કર્યા. સાથે સાથે એ જનમંડળીએ પણ એકતાનથી એકપ્રાણથી પ્રણામ કરી માના ચરણમાં આત્મનિવેદન કર્યું. પછી આરતિનો ધ્વનિ બંધ પડ્યો. બ્રહ્મચારી હજી ધ્યાનસ્થ હતા. થોડા સમય

પછી તેમણે આંખો ઉઘાડી ગદ્દગદ કંઠે "મા તારા આનન્દમયી आनंदरूपम् अमृतं तद्‌विभाति" કહેતાં કહેતાં માને સાષ્ટાંગ પ્રણામ કર્યા.

તેઓ બેઠા એટલે દીનાનાથે તેમને નમસ્કાર કર્યા. શૈલેન્દ્રે તેમની ચરણરજ લીધી. હજી પણ તેમના ધ્યાનની તન્મયતા દૂર થઇ નહોતી. ધ્યાનની તન્મયતાથી વિભોર બની જઇ નેત્રો અડધાં મીંચેલાં રાખી તેઓ કહેવા લાગ્યા:–"તારા સમુદ્ર છે–આનંદનો સમુદ્ર છે–જ્યોત્સ્નાપ્લાવિત સાગર જોયો છે? બરાબર એવું જ રૂપ છે. મ્હારો આત્મા–તમારો આત્મા–સર્વનો આત્મા–એ ચિત્‌સાગરની ઉર્મિમાળા છે. આત્મામાં ડૂબવાથી એ ચિત્‌સાગરમાં ડૂબી જવાય છે–મા આનન્દમયીના ખોળામાં આત્મસમર્પણ કરવાથી તેની લહરીલીલા જોઇ શકાય છે."

આમ કહી બ્રહ્મચારીએ એક ભજન ગાયું. ભજન ગાતાં ગાતાં તેમની આંખો બીજી વાર મીંચાઇ અને બન્ને ચક્ષુમાંથી અજસ્ત્ર ધારા વહેવા લાગી.

તેઓ સ્વસ્થ થયા એટલે દીનાનાથે પૂછ્યું:–"જે આનંદમયી છે તેનું રૂપ આવું ભયંકર કેમ છે?"

બ્રહ્મચારી—આ જે રૂપ દેખાય છે એ તો એનું બ્હારનું રૂપ છે. એ રૂપથી આ સ્પષ્ટ જગતમાં તે વિચરણ કરે છે. સૃષ્ટ જગતમાં એક વસ્તુ સત્ય છે અને બીજું બધું મિથ્યા છે. એ સત્ય વસ્તુ કયી છે? મૃત્યુ. જેને જન્મ કહો છો એ પણ મૃત્યુનો માર્ગ છે. જન્મ થતાં જ જીવ એ મૃત્યુ તરફ અગ્રેસર થાય છે–જીવ જે શરીરનો આશ્રય કરી જન્મે છે તે જન્મની પછી પળે પળે ક્ષયને પ્રાપ્ત થાય છે. ખાદ્યાદિથી એ ક્ષય પુરવાનો પ્રયત્ન કરવામાં

આવે છે ખરો; પણ એ ક્ષણિક છે. પરિણામે સૃષ્ટ જીવ મૃત્યુના ઝોળામાં ઢળી પડે છે. તેથી જ આ સૃષ્ટ જગત્ એક વિશાળ શ્મશાન છે. મા આપણા એ શ્મશાનમાં અટ્ટહાસ્ય અને નૃત્ય કરી ફરે છે-તેથી તેનું નામ શ્મશાનવાસિની છે. આ જુઓ, તેની આ પ્રત્યક્ષ મૂર્તિમાં શ્મશાનની લીલા જ દેખાય છે. તેની લોલરસના-તેના હાથમાંની તલ્વાર-તેના ગળામાંની મુણ્ડમાળા-મૃત્યુની વિભિષિકા દર્શાવે છે. તેના સૃષ્ટ જીવના મૃત્યુથી તે આમ હસે છે કેમ? હાસ્યનું કારણ એ છે કે, મૃત્યુ અત્યંત સત્ય વસ્તુ હોવા છતાં જીવ તેને માનવા ચ્હાતો નથી. જીવ ધારે છે કે હું અમર થઇને આવ્યો છું તેથી તે આ સંસારને જ નિત્ય વસ્તુ માને છે અને સંસારની સેવામાં આત્મસમર્પણ કરે છે; પરંતુ આ અસાર ક્ષણભંગુર સંસારમાં સ્થાયી સુખ ક્યાં છે? આજે જેને પુત્ર કહી હૃદય સાથે ચાંપી રાખ્યો છે તે કાલે ક્યાંય ચાલ્યો જશે! એક છોકરો જાય છે અને બીજો છોકરો આવે છે. સમજ્યા?"

આમ કહી બ્રહ્મચારીએ દીનાનાથ તરફ તીક્ષ્ણ દષ્ટિપાત કર્યો. દીનાનાથ ચુપકીદી ધારણ કરી બેસી રહ્યો.

બ્રહ્મચારી કહેવા લાગ્યા:-"તમે આ સઘળી અનિત્ય વસ્તુઓને પોતાની માની પકડી રાખવા ઇચ્છો છો; પરંતુ કોઇ પણ રીતે તમારાથી તેમ બની શકતું નથી. એ વસ્તુઓ પાછી તમારા હાથમાંથી છટકી જાય છે. તમારી આવી મૂર્ખતા જોઇ મા હસે છે. તે કહે છે, 'જે સ્વભાવથી જ અનિત્ય છે તેથી તમે શાશ્વત સુખ ક્યાંથી મેળવી શકો? જો શાશ્વત સુખ જોઇતું હોય તો મ્હારી પાસે આવો. હે મ્હારાં પ્રિય સંતાન! તમે સંસારનું આ શ્મશાન દૃશ્ય જોઇને ભયભીત બની જશો નહિ-તમને ભય નથી-ભય નથી.' આમ કહી મા તેના વરાભય હાથ ઊંચા કરી જીવને અભય

આપે છે અને વળી મંગળમય વર આપવા ઇચ્છે છે. એ વર મૃત્યુને જીતવા માટે છે. એ વર પામીને આ જુઓ સદાશિવ મૃત્યુંજય થઇ માના ચરણમાં નમી પડયા છે. જેમણે મૃત્યુને જીત્યું છે તેઓ સમજી શકે છે કે મૃત્યુ પણ વ્યવહારિક સત્ય છે."

દીનાનાથઃ—મૃત્યુને જીતવાનો કોઇ ઉપાય છે કે? માનુષ કયા ઉપાયથી મૃત્યુને જીતી શકે છે?

"ઉપાય છે જ, શિવની યુક્તિ પ્રમાણે ચાલવાથી—આનન્દમયીનો સાક્ષાત્કાર થઇ શકે છે અને તેમ થતાં જન્મ મૃત્યુના હાથથી મુક્તિ મેળવી શકાય છે. આવો આ દેશના સંન્યાસીઓનો મત છે. તમારા મિલ, બેકન, હર્બર્ટ સ્પેન્સર વગેરેએ આ વાત કહી નથી. તેઓ શું કહે છે?"

"તત્વકથા સઘળા દેશના જ્ઞાની લોકો કહે છે—એમાં આ દેશ અને પેલા દેશનો ભેદ હોતો નથી. પણ વિલાયતના પંડિતોએ જગતના તત્વને એ ભાવથી જોયું નથી. તેમણે તો સંસારને સુખનું સ્થાન માન્યું છે અને જૂદી જૂદી રીતે એ સુખમાં વધારો થાય એવા ઉપાયો તેઓ શોધે છે."

"તમે શું ધારો છો?"

"હું આ સંસારમાં સુખ કરતાં દુઃખ વિશેષ જોઉં છું."

"બરાબર છે. તમારી ધારણા યથાર્થ છે. દુઃખ સહન કરવા માટે પોતાને તૈયાર કરજો. સુખની માયા—મરીચિકાને જોઇ ભૂલાવામાં પડશો નહિ. મ્હેં સાંભળ્યું છે કે તમે ઘણું દાન કરો છો. એ ઉત્તમ છે; છતાં વચ્ચે-વચ્ચે તમે આત્માની અંદર ડૂબકી મારવાનો પ્રયત્ન પણ કરજો."

દીનાનાથ હસીને બોલ્યો—"અંદર તો ઘણો અંધકાર છે. એ સ્થળેથી રત્ન મળી શકે છે એમ આટલા દિવસ સુધી સમજી શકયો

નહોતો. હવે આ આખર અવસ્થામાં કાંઇ થઇ શકશે કે ?"

"માની ઇચ્છાથી શું નથી થતું ? જે પર્વતગુફામાં હજારો વર્ષનો અંધકાર સંચિત થયેલો હોય છે એ ઠેકાણે એક દીવો સળગવાથી એ અંધકાર ક્યાંય ચાલ્યો જાય છે. એવો વિશ્વાસ રાખી માનો આશ્રય સ્વીકારો. આ દુઃખમય સંસારમાં એના ચરણનો આશ્રય સ્વીકારવાથી શાન્તિ મળે છે."

બ્રહ્મચારીએ શૈલેન્દ્ર તરફ દ્દષ્ટિ કરી કહ્યું:—"તમારા પિતામહે માનું આ મંદિર બંધાવ્યું હતું. હમણાં એની જીર્ણ-ભગ્નાવસ્થા તમે જોઇ શકો છો. એનો સંસ્કાર કરવો ઉચિત છે. અત્રે આવું એક દેવાલય હોવાથી અહીંના લોકો ઉપર કેટલો બધો ઉપકાર થાય છે ? આજે આરતિ વખતે આવેલા લોકો જોયા ? એમના મનમાં અલ્પકાળ માટે પણ જો ભક્તિનો સંચાર થાય તો એ શું ઓછો ઉપકાર થયો ગણાય ? મંદિરના ઝાંઝ ઘંટાનો વાદ્યધ્વનિ જ્યાં સુધી જાય છે ત્યાં સુધીના લોકોના મનમાં ક્ષણ કાળ માટે પણ ધર્મભાવ જાગ્રત થાય છે. સમજ્યા ?"

શૈલેન્દ્રે નમ્ર ભાવથી કહ્યું:—"આપની આજ્ઞા શિરોધાર્ય છે; પરંતુ અમારી હાલની સ્થિતિ જોઇએ એવી સારી નથી. આશીર્વાદ આપો કે હું દ્રવ્ય ઉપાર્જન કરી ત્વરાથી આ મંદિરનો જીર્ણોદ્ધાર કરી શકું."

બ્રહ્મચારી—જેવી માની ઇચ્છા.

દીનાનાથ—ત્યારે હવે આપણે જઇશું ? મ્હારે પ્રભાતકાળે જવાનું છે.

આમ કહી તેણે બ્રહ્મચારીને પ્રણામ કર્યા. શૈલેન્દ્ર પણ તેમની ચરણરજ લઇ દીનાનાથની સાથે નૌકામાં આવી બેઠો.

---

# પ્રકરણ ૫ મું

## દીનાનાથનું દાનપત્ર

દીનાનાથે ઘેર જઇને જોયું તો વિમળાસુંદરીનો તાવ ઉતરી ગયો હતો; પણ તેનું શરીર ઘણું દુર્બળ થઇ ગયું હતું. ડૉક્ટર કહેતો હતો કે, હૃદયની દુર્બળતા છે, તથા મનની ગંભીર અશાન્તિને લીધે એક જાતનો hallucination ( પ્રલાપ ) થયો હતો. અનંગે કહ્યું-"બા માત્ર એમ જ કહે છે કે 'હવે હું જીવવાની નથી-મ્હને એક વખત કાશી લઇ જાઓ." દીનાનાથ વિમળાસુંદરીને મળ્યો એટલે તે તેને પણ વારંવાર એ વાત કહેવા લાગી અને ચોધાર આંસુ પાડી રડવા લાગી.

દીનાનાથઃ--ત્હારું શરીર હમણાં ઘણું દુર્બળ બની ગયું છે. દુર્બળતા ઓછી થશે એટલે તરત તને કાશી મોકલવાનો બંદોબસ્ત કરીશ.

વિમળાસુંદરીઃ—કેમ-તમે સાથે નહિ આવો કે ?

"મ્હારાથી કેવી રીતે અવાય ? અહીં ઘણાં કામ પડી રહ્યાં છે."

"પણ તમે સાથે નહિ આવો તો હું કેવી રીતે જઇશ ? ગિરિડીમાં જેટલા દિવસ રહી હતી તેટલા જ દિવસ હું તમને છોડીને રહી છું. તમે ન હો અને હું કદાચ કાશીમાં મરી જાઉં તો ?"

દીનાનાથ આર્દ્ર કંઠે બોલ્યોઃ-"મરે શા માટે ? ત્હારું શરીર કાંઇ એટલું બધું ખરાબ થયું નથી કે તું કાશીમાં જઇ મરી જાય. ત્યાં જઇને થોડા દિવસ રહેવાથી તને આરામ થઇ જશે. ત્હારી સાથે આવી શકાશે કે કેમ તેનો હું વિચાર કરી જોઇશ."

પણ આ શબ્દોથી વિમળાસુંદરી આશ્વસ્ત થઇ નહિ. કાશી

જવાનું કારણ તે કોઇને મ્હોં ઉઘાડી કહી શકતી નહોતી; પણ દીનાનાથ એ કારણ સમજી ગયો હતો. કાશી જવાથી મણિનો પત્તો મેળવી શકાશે એવી વિમળાસુંદરીના મનમાં પ્રબળ આશા હતી; પણ દીનાનાથ એ કારણથી જ કાશી જવા નારાજ હતો. બીજા થોડા દિવસ વિચારમાં જ પસાર થઇ ગયા. કાશી જવાની આશાથી વિમળાસુંદરી પુનઃ સબળ બની ગઇ.

બીજી તરફ અનંગ સાસરે જવા માટે વ્યાકુળ બની ગઇ હતી. એવામાં તેની સાસૂનો પત્ર આવ્યો કે,—"પ્રિય અનંગ! તું હવે કેટલા દિવસ સૂધી ત્યાં રહીશ? તું અમને તદ્દન ભૂલી ગઇ કે શું? તું માબાપની ખરી પણ અમારી નહિ કે? ત્હારા ગયા પછી મ્હારા દિવસો મ્હેં કેવી રીતે કાઢ્યા છે એ હું કહી શકતી નથી. મ્હારા શરીરની સ્થિતિ તું સારી રીતે જાણે છે. હજી પણ હું શય્યાવશ છું. ત્હારા શ્વસુરનું શરીર પણ સારું નથી. તેમની પણ કોણ ખબર લે છે? વળી મ્હારે ગળે જે બે બાળક વળગ્યાં છે તેને લીધે હું ઘણી મુશ્કેલીમાં પડી છું. તેઓ કેવળ "કાકી બા" "કાકી બા" કર્યા કરે છે. તું ચુની–નનીને પણ ભૂલી ગઇ કે શું? ત્હારાં માતુશ્રીને કહીને ઝડપથી આ તરફ આવવાની વ્યવસ્થા કરજે. હું ધારું છું કે ત્હારું શરીર હવે સારું થઇ ગયું હશે. ત્હારાં માતાજીને કેમ છે? તેમને મ્હારા નમસ્કાર કહેજે."

વિમળાસુંદરીને આ પત્ર દેખાડી અનંગે કહ્યું:—"બા! તું કાશી જાય તે પહેલાં મ્હને હુગલી પહોંચાડી દે. હવે હું વિશેષ દિવસ સૂધી અત્રે રહું એ સારું દેખાય નહિ. તેમની બીમારીમાં પણ હું ન જાઉં તો તેઓ શું ધારે?"

વિમળાસુંદરી વિમર્ષ ચિત્તે બોલી:–"ખરું છે–હવે ત્હારે ત્યાં જવું જ જોઇએ. આ પત્ર તું ત્હારા પિતાશ્રીને બતાવજે."

અનંગે એજ દિવસે દીનાનાથને પત્ર વંચાવ્યો. પત્ર વાંચી તેણે કહ્યું:—"હવે હું તને મોકલવાનો બંદોબસ્ત જલ્દી કરીશ. વળી ત્હારી બા કાશી જવાની છે તેથી તું અહીં એકલી કેવી રીતે રહી શકે? હું શૈલેન્દ્રને પણ લખું છું. તેઓ આવી તને લઇ જશે; પણ બ્હેન! તને છોડીને હું કેવી રીતે રહી શકીશ?"

આટલું બોલતાં બોલતાંમાં વૃદ્ધનાં નેત્રોમાં ઝળઝળીઆં આવી ગયાં. અનંગ કાંઇ બોલ્યા સિવાય પાસેના ખંડમાં જતી રહી; કેમ કે તેનાં નેત્રોમાં પણ અશ્રુજળ ભરાઇ આવ્યું હતું.

એ દિવસે સંધ્યાકાળ પછી દીનાનાથ પોતાના પાડોશી હારાધન રાયને મળવા ગયો. હારાધન બેઠકખાનામાં બેઠો હતો, દીનાનાથે જોયું કે, પંચાંગમાં જોઇને એક કાગળ ઉપર તે કાંઇ લખતો હતો. દીનાનાથે પૂછ્યું:—"આ શું થાય છે?"

હારાધનરાય કાગળ લખવાનું રહેવા દઇ બોલ્યો:—"આવો ભાઈ બેસો. મ્હારો રસોઇઓ વારંવાર ભૂલ કરે છે. એ ઘણો ભૂલકણો છે. આજે તૃતીયા તિથિ હોવા છતાં તેણે પરવળનું શાક બનાવ્યું હતું. પંચાંગમાં લખ્યું છે કે તૃતીયાને દિવસે પરવળ ખાવાં નહિ, ચતુર્થીએ મૂળા ખાવા નહિ, નવમીએ તડબુચ ખાવું નહિ અને ત્રયોદશીએ રીંગણાં ખાવાં નહિ. આ બધી વાત હું જાણુંછું. મ્હારો રસોઇઓ એ સઘળું યાદ રાખતો નથી, તેથી આ કાગળ ઉપર લખી આપુંછું. આ કાગળ રસોડામાં પ્લેકાર્ડની માફક ટાંગી રાખશે જેથી ભવિષ્યમાં તેનાથી ભૂલ થશે નહિ."

આમ કહી તેણે દીનાનાથના મ્હોં તરફ એક વખત જોયું. દીનાનાથ અવિશ્વાસનું હાસ્ય હસ્યો. એ જોઇ હારાધને હસીને કહ્યું:— "આ સઘળું માનવું જોઇએ. આ સઘળું બીજું કાંઇ નહિ પણ સ્વા-

સ્થ્ય રક્ષણના નિયમ છે. શાસ્ત્રવેત્તાઓ કાંઇ ગંજેરી નહોતા. આપણા કલ્યાણને માટે જ તેઓ સઘળા નિયમ કરી ગયા છે."

દીનાનાથઃ—આપ જાણોછો કે હું ઘણો સ્કેપટિક (અવિશ્વાસી) છું; શાસ્ત્ર બાસ્ત્રને બહુ માનતો નથી. મ્હારે એક કામ છે. આપ જમી પરવાર્યા છો કે?

"ના, હજી જમ્યો નથી. સુપ હજી તૈયાર થયો નથી. હવે દાંત પડી ગયા છે તેથી કઠિન પદાર્થો ચાવી શકતા નથી. હવે હું સુપ ખાઉં છું. ગૃહિણી હવે આ સર્વ વિષયોમાં કડક થઇ છે. પહેલાં તો તે પોતાને હાથે સુપ વગેરે બનાવી આપતી હતી; પણ હવે તેનો મત બદલાયો છે. વૃદ્ધાવસ્થામાં ઘણી સ્ત્રીઓ તપસ્વિની થાય છે સમજ્યા ને?"

આમ બોલી "હો–હો" કહી તે હસી પડયો. દીનાનાથ પણ હસીને બોલ્યોઃ—"ઠીક! મરઘી ખાવાનો કઇ તિથિએ નિષેધ કરેલો છે તે પંચાંગમા જોઇને આપના રસોઇઆને લખી આપ્યું નહિ કે?"

હારાધન હસીને બોલ્યોઃ—"એ રસોઇઆના જુરિસડિકસનની બ્હાર છે ને? વળી પંચાંગમાં મરઘી ખાવાનો નિષેધ હોય એમ મ્હને લાગતું નથી. વેદના સમયમાં એ સઘળો ખાદ્યાખાદ્યનો વિચાર નહોતો. મનુએ પણ મરઘી ખાવાની વ્યવસ્થા દર્શાવી છે એ હું એક દિવસે મનુસંહિતા ઉઘાડી તમને બતાવીશ."

"ઠીક, એ વાત પછી થશે. હમણાં જે કામ માટે આવ્યો છું તેની વાત સાંભળો. હું એક દાનપત્ર કરવા ઇચ્છું છું. મ્હારો પુત્ર મણિ પેલી કુલટાની સાથે વિવાહ કરી નાસી ગયો છે એ તો આપ જાણો છો. એને મ્હારી મિલકતમાંથી કાંઇ મળશે નહિ. મ્હારી પાસે જે કાંઇ નગદ રકમ છે તે સત્કાર્યમાં દાન કરવાની મ્હારી ઇચ્છા છે; વળી અનંગને પણ થોડી રકમ આપીશ."

આ વાત સાંભળી હારાધન ઘણા ગંભીર ભાવથી વિચાર કરવા લાગ્યો. થોડા સમય પછી તેણે કહ્યું:—"આ તો ઘણી ભયંકર વાત છે! તમે સંપત્તિના માલિક છો. તમે તમને જેમ યોગ્ય લાગે તેમ કરી શકો છો; પણ થોડા દિવસ પછી દાનપત્ર કરો તો શી અડચણ છે?"

"ના, હવે હું વિલંબ કરીશ નહિ. મ્હારા શરીરની સ્થિતિ સારી નથી. કયી વખતે શું થશે એ કહી શકાય નહિ. અનંગની બા પણ 'કાશી જાઉં–કાશી જાઉં' કરે છે તેથી આ સઘળી વ્યવસ્થા થઇ જાય તો હું પણ તેની સાથે કાશીવાસી થઈ શકું; છતાં હજી કાંઇ કર્યું નથી. દાનપત્ર જેમ બને તેમ જલ્દી કરવાની હું ઇચ્છા રાખું છું; કારણ કે જે હેતુથી દાન કરું તે હેતુ કેટલે અંશે સફળ થાય છે તે જોવાની મ્હારી ઇચ્છા છે."

"શા હેતુથી દાન કરવા ઇચ્છો છો?"

"ન્હાનાં ગામડાંઓની ઉન્નતિ કરવાના હેતુથી. આપને કદાચ ખબર હશે કે, એક દિવસે મ્હારા જમાઇ શૈલેન્દ્રની સાથે આ વિષય-પરત્વે મ્હારે ઘણી વાત થઇ હતી. હું એક વખત તેમની સાથે જઇ ન્હાનાં ગામોની દુર્દશાનું મ્હારી નજરે દર્શન કરી આવ્યો છું. ન્હાનાં ગામડાંઓની જરૂરીઆતો પૂરી પાડવા માટે હું અમુક રકમનું દાન કરવા ઇચ્છુંછું. હવે કોના હાથમાં નાણાં આપવાથી કામ સારી રીતે ચાલશે તથા કેવી રીતે નાણાં આપવાં એ વિચારવાનું છે."

"તમે કેટલી રકમ આપશો?"

"હમણાં મ્હારી પાસે રોકડ બાર લાખ રૂપિયા છે. એમાંથી એક લાખ મ્હારી પુત્રીને આપીશ, પચીસ હજાર તેની બાને આ-પીશ, પચીસ હજાર મ્હારા જમાઇને આપીશ તથા પચાશ હજાર હું મ્હારા પોતાના હાથમાં રાખીશ. એ બે લાખ રૂપિયા બાદ કરતાં

બાકીના દશ લાખ રૂપિયા હું એ સત્કાર્યમાં દાન કરીશ."

આટલા બધા રૂપિયાની વાત સાંભળી હારાધન અતિશય વિસ્મયથી સ્તબ્ધ બની ગયો. પછી કાગળ અને પેનસિલ હાથમાં લઇ બોલ્યો:—"કોને શું આપશો તે એક વખત કહો જોઇએ?"

દીનાનાથે ફરીથી એ વાત કહી. હારાધન એ હકીકત કાગળ ઉપર લખી લઇ એ તરફ તાકી રહી ભવાં ચઢાવી વિચાર કરતાં કરતાં બોલ્યો:—"આટલા બધા રૂપિયા આપવા ઇચ્છો છો કે ભાઇ? તમારી સ્ત્રીને ઘણી થોડી રકમ મળે છે? વળી ઇશ્વર ઇચ્છાથી તમે પણ ઘણા દિવસ જીવશો. ભવિષ્યમાં ખરચ માટે વિશેષ રૂપિયાની જરૂર પડવાનો સંભવ છે."

"આપ જે કહોછો તેનો મ્હેં વિચાર કરી જોયો છે. આ નગદ રૂપિયા સિવાય મ્હારાં કેટલાંક મકાનો છે. તેનું ભાડું પણ માસે માસે મળે છે—તે કાંઇ ઓછું નથી. દર માસે લગભગ હજાર રૂપિયા ભાડું આવે છે. અમને બન્નેને કાંઇ ખોટ પડવાની નથી. વળી હવે કયાં કાઢયા એટલા દિવસ કાઢવાના છે!"

"ત્યારે તમે જે વિચાર કર્યો છે તે ફરવાનો નથી કે?"

"ના, એમાં શું ફરવાનું હતું? એ દાનપત્ર પણ મ્હારા એટર્ની દ્વારા લખાયું છે. રજીષ્ટર પણ થઇ ગયું છે—મ્હેં કાંઇ બાકી રાખ્યું નથી—આ જુઓ."

આમ કહીને દીનાનાથે ખીસ્સામાંથી રજીષ્ટર કરાવેલું દાનપત્ર બ્હાર કાઢી હારાધનને જોવા આપ્યું.

હારાધન એ દાનપત્ર હાથમાં લઇ બોલ્યો—"ત્યારે તો કામ પતી ગયું છે. બધો ચોક્કસ બંદોબસ્ત થઇ ગયો છે એટલે એમાં હવે શું જોવાનું છે? આ કાંઇ તમારૂં વીલ નથી—આ તો ડીડ ઑફ

ગીફ્ટ ( deed of gift ) છે. તમે આ સઘળા પૈસા હમણાં જ આપવા ઇચ્છો છો કે ? "

" હા, મ્હેં પ્રથમ જ કહ્યું છે કે, કેવી રીતે કામ ચાલે છે એ જોવાની મ્હારી ઇચ્છા છે. વળી શુભ કાર્યમાં વિલંબ કરવો ઉચિત નથી. હવે આપની પાસેથી હું એક વાત જાણવા ઇચ્છું છું–ગામડાં આબાદ કરવા માટે જે નાણાં આપવામાં આવશે તેને માટે કેટલાક ટ્રસ્ટી નિયુક્ત કરવા પડશે. તથા એક જૂદું ટ્રસ્ટડીડ પણ થશે, કેમ ? "

" હા, ટ્રસ્ટ ડીડ ( trust deed ) કરવું પડશે. રૂપિયા ગવર્નમેન્ટના હાથમાં પણ આપી શકાય તેમ છે. "

" ના, પૈસા હું ગવર્નમેન્ટના હાથમાં આપીશ નહિ–આપણા દેશના લોકોના હાથમાં આપીશ; કારણ કે દેશનું કાર્ય દેશના લોકોએ જ કરવું જોઇએ. વળી આ સઘળાં કામમાં જે જોખમદારી છે તેનું જ્ઞાન થાય તથા કામ કરવા જેવું શિક્ષણ અને શક્તિ ઉત્પન્ન થાય એ પણ જોવાની જરૂર છે. જેઓ યથાર્થ દેશહિતૈષી હશે એવા પાંચ ટ્રસ્ટીના હાથમાં હું કાર્યભાર આપીશ."

" મરજી હોય તો તમે પોતે પણ એક ટ્રસ્ટી થઇ શકો તેમ છો. "

" એમ હશે તો હું પણ એક ટ્રસ્ટી થઇ રહીશ. વળી કેવળ ટ્રસ્ટીના ઉપર આધાર રાખવાથી ચાલે તેમ નથી. ટ્રસ્ટીઓ કલકત્તામાં બેસી રૂપિયાની વ્યવસ્થા કરે; પણ ગામડાંઓની સ્થિતિ તપાસવા માટે એક બાહોશ માણસને ઇન્સ્પેક્ટર તરીકે નિમવો પડશે. એને યોગ્ય પગાર આપ્યા સિવાય કામ ચાલે નહિ. દર મહિને બસો રૂપિયાનો પગાર આપવાથી યોગ્ય માણસ મળી આવશે. "

" તમારા જમાઇ શૈલેન્દ્રને આ કાર્યમાં નિયુકત કરો. આ સર્વ વિષયોમાં તેમને ઘણો ઉત્સાહ છે. તેઓ આ કામ સારી રીતે કરશે."

" આપનું કહેવું ખરૂં છે. તેમની જમીનદારીનું કામ જોશે અને સાથે સાથે આ કામ પણ કરી શકશે. "

" આ નાણું તમે કયા જીલ્લા માટે આપશો ? "

" કોઇ અમુક જ જીલ્લા માટે નહિ પણ સમસ્ત બંગાળા દેશને માટે આપીશ. જો કે સમસ્ત બંગાળા દેશ માટે મ્હારી આ રકમ ઘણી થોડી છે; પરંતુ મ્હને આશા છે કે જો સારું કામ જોવામાં આવશે તો દેશના બીજા કેટલાક ધનવાન મહાત્માઓ આ ફંડમાં નાણું આપશે અને ધીમે ધીમે એક મ્હોટું ફંડ એકઠું થશે. બંગાળી જાતિનું જીવન અને મૃત્યુ ન્હાનાં ગામડાંઓની આબાદીપર આધાર રાખે છે એવું સમજીને લોકો વિલંબ કરશે નહિ."

" હવે ટ્રસ્ટી કોને કોને નિમવા છે ? "

" એ સંબંધી આપણે અન્ય સમયે મસલત કરી નક્કી કરીશું. હું પણ વિચારી જોઇશ; આપને જમવાને વિલંબ થયો છે. હમણાં તો હું જાઉં છું."

દીનાનાથના ગયા પછી હારાધને અંતઃપુરમાં જઇ જોયું તો તેની ગૃહિણી હરિમતિદેવી લૂગડાંલતાં પહેરી ઉભી હતી. હારાધન બોલ્યોઃ–

" કેમ, મન ભાવતાને મળવા જવાનાં છો કે શું ? ગીતગોવિંદની રાધિકાની પેઠે જશો કે દુર્ગેશનંદિનીની વિમળા પેઠે ? "

હરિમતિ મુખ મલકાવી બોલીઃ—એક વખત વાતે ચઢયા એટલે થઇ રહ્યું–બીજી તરફ ધ્યાન જ ન રહે ! ખાવાનું પણ ઠંડુ થઇ ગયું. "

હારાધન આસન ઉપર બેસી બોલ્યોઃ—" વૃદ્ધાવસ્થામાં ત્હારૂં

હિંદુત્વ વધી જતું જોઇ મ્હેં દીનાનાથને કહ્યું કે, વૃદ્ધાવસ્થામાં ઘણી સ્ત્રીઓ તપસ્વિની થાય છે, સમજી ?

હરિમતિ ગુસ્સે થઇ બોલી—" મનમાં આવે તેમ શું બકો છો ! તમારા જેવા છોકરવાદ બંગાળા, બિહાર અને ઓઢીઆમાં બીજા કોઇ નહિ હોય. તમારા શબ્દો સાંભળી દીનાનાથે પોતાના મનમાં કેવો વિચાર કર્યો હશે ?! "

" તેમણે પણ મ્હને આ વાત કહી હતી. તમે હમણાં કયાં જશો ? "

" મ્હેં સાંભળ્યું છે કે દીનાનાથની ગૃહિણી કાશી જાય છે તેથી એક વખત તેમને મળી આવું. અરેરે ! બીચારીને ઘણું દુઃખ થાય છે. છોકરો બગડી જઇ નાશી ગયો—"

" થોડો વખત બેસો-એક અગત્યની વાત કહેવાની છે. "

આમ કહી હારાધને એક ઘુંટડો સુપ પીધો. હરિમતિ તેની સ્હામે એક ખુરસીપર બેઠી. હારાધન ચોતરફ દૃષ્ટિ ફેરવી બોલ્યોઃ– " હમણાં આટલામાં કોઇ છે નહિ ને ? બારણાં જરા બંધ કરી દો. "

હરિમતિ બારણાં બંધ કરી આવી અને ખુરસી ઉપર બેસી બોલી—" શું કહો છો બોલો-બારણાં કેમ બંધ કરાવ્યાં ? "

" તમે જેને ઘેર જાઓ છો તેની જ વાત છે. એકાએક સત્યાનાશ વળી ગયું છે. "

હરિમતિ ભયભીત બની જઇ બોલીઃ—" કોનું સત્યાનાશ વળી ગયું છે ? "

" દીનાનાથનું માથું ખરાબ થઇ ગયું હોય એમ લાગે છે. તેણે પોતાની સઘળી સંપત્તિ એક દાનપત્ર કરી બીજા લોકોને આપી દીધી છે. મણિને કાંઇ મળશે નહિ-એક પૈસો પણ તેને મળશે નહિ."

હરિમતિ દુઃખિત થઇ બોલી:—" એ તો ઘણો અન્યાય કહે-વાય. તેમને આવી ઉલટી બુદ્ધિ ક્યાંથી સૂઝી ? આવી અવળી સલાહ તેમને કોણે આપી ?"

" તેના જમાઇએ—એ તદ્દન છોકરવાદ છે ને ? સંસાર વ્યવહા-રનું તેને બિલ્કુલ જ્ઞાન નથી. તેની સલાહથી જ દીનાનાથે આ કામ કર્યું છે."

" કેટલી મિલકત છે એ તમે જાણો છો કે ?"

" ઓછી નથી--બાર લાખ રૂપિયામાંથી દશ લાખ રૂપિયાનું તે દાન કરશે."

" દશ લાખ રૂપિયાનું દાન કરશે ? એટલી બધી સંપત્તિ તેમની પાસે હતી ? દાનની રકમ તેઓ કોને આપશે ?"

" ન્હાનાં ગામડાંઓની આબાદી માટે એક ફંડ કરી, તેના કેટલાક ટ્રસ્ટી અર્થાત્ જુમ્મેદાર નિમશે. તેમના હાથમાં દાનની રકમ સોંપવામાં આવશે."

" ન્હાનાં ગામડાંઓની આબાદી માટે તેમને આટલી બધી ચિંતા કેમ છે ?"

" આ તો મૂર્ખનો ખ્યાલ છે. તેના જમાઇએ તેને આવી બુદ્ધિ આપી છે."

" જમાઇ તથા પુત્રીને કાંઇ આપ્યું નથી ?"

" આપ્યું છે. છોકરી ઘણી ભાગ્યશાળી છે. તેને એક લાખ રૂપિયા મળશે, જમાઇને પચીસ હજાર મળશે અને વિમળાસુંદરીને પચીસ હજાર મળશે."

કન્યાને એક લાખ રૂપિયા મળશે એ વાત સાંભળી હરિમતિની આંખો કપાળે ચઢી ગઇ. તેના મનમાં ભૂતકાળની એક વાત યાદ આવી.

અંતરના ઊંડાણમાંથી એક ગાઢ નિશ્વાસ મૂકી તેણે કહ્યું:–"કન્યા અને જમાઇ ઘણાં ભાગ્યશાળી ગણાય. આજે જો અનંગ આપણા ઘરની વહૂ હોત તો એ પૈસા આપણે ઘેર આવત! મ્હેં તે વખતે સુધીરની સાથે અનંગનો વિવાહ કરવા કેટલો આગ્રહ કર્યો હતો! પણ તમે સાંભળ્યું નહિ. તમે તો સુધીરને વિશેષ ભણાવી વિશેષ પૈસા મેળવવાની આશા રાખતા હતા. જુઓ, ભાગ્યમાં હોય છે તો કેવી રીતે પૈસા મળે છે! એ સંબંધ નહિ થવાથી સુધીર પણ મનમાં મરી રહ્યો છે. હું તેના મનનો વિચાર જાણી શકી હતી. અનંગ સાથે બાળપણથી તેનો કેવો પ્રેમ હતો! તેની સાથે વિવાહ થયો હોત તો તે કેવો સુખી થાત! વળી પુષ્કળ પૈસા પણ ઘરમાં આવત; છતાં નસીબ વાંકું હોય ત્યાં શું કરવું? ઠીક, દીનાનાથનાં ઘરનાં માણસો આ વાત જાણે છે કે?"

"જાણતાં હોય એમ લાગતું તો નથી. દીનાનાથ આજે દાન-પત્ર રજીસ્ટર કરાવી મ્હને બતાવવા આવ્યા હતા. હજી એ વાત કોઇના જાણવામાં આવી નથી."

"ત્યારે હું હમણાં જ પાછી આવું છું–તમે જમો. મ્હને આ-વતાં જરા વાર લાગશે. મ્હારી રાહ જોઇ તમે બેસી રહેશો નહિ."

"પણ સાવધાન, તું આ વાતનો વિશેષ ઉહાપોહ કરીશ નહિ."

હરિમતિ આ વાક્યનો ઉત્તર આપ્યા સિવાય ઉતાવળે પગલે દીનાનાથને ઘેર ગઇ. ઇન્જીનના બૉયલરમાં વરાળ વધી જઇ ફાટી જવાની તૈયારી થતાં ઇન્જીન ઘણી ઝડપથી દોડે છે. આ વાતને પેટમાં દબાવી રાખવા જતાં હરિમતિનો દમ બંધ થઈ જવા આવ્યો હતો.

---

# પ્રકરણ ૬ ઠ્ઠું

## વિમળાસુંદરીની પ્રતિજ્ઞા

સંધ્યાકાળ પછી વિમળાસુંદરી પોતાના ઓરડામાં સુઇ ગઇ હતી. અનંગ તેના માથા ઉપર હાથ ફેરવતી હતી.

ગિરિડીથી આવ્યા પછી અનંગનામાં પ્રથમના જેવી સ્ફુર્તિ નહોતી. મણિના નાશી ગયા પછી તે શોકાતુર રહેતી હતી. તે સમજતી હતી કે પોતાનાથી એ વિપદ ઉભી થઇ હતી. વિમળાસુંદરી વારંવાર એવો ઇશારો કર્યા સિવાય રહેતી નહિ. અનંગને કેમ વ્યાધિ થયો–કેમ તેને ગિરિડી લઇ જઇ રાખવામાં આવી–પેલી ડાકણ સાથે કેમ તેણે ઓળખાણ કરી–અનંગે તેની સાથે વાતચિત કરી ઘરોબો કેમ કરી દીધો? એ સઘળા બનાવોનું પરિણામ એ આવ્યું કે મણિ પ્રેમમાં પડયો અને પલાયન કરી ગયો! તાત્પર્ય એ કે એને માટે અનંગ સિવાય બીજું કોણ જોખમદાર? પુત્ર–સ્નેહાંધ માતા એક વાત સમજી નહિ કે મણિ કેમ પ્રથમ દર્શને જ સુહાસિનીને માટે પાગલ બની ગયો? જે થયું તે થયું. અનંગ આ દુર્ઘટનાને માટે પોતાને અપરાધિની સમજતી હતી અને એટલા માટે તે હમ્મેશાં શોકાતુર રહેતી હતી. આનંદમય પિતૃભવન તેને હમણાં સર્વથા નિરાનંદમય લાગતું હતું. જ્યારથી તેને પોતાની સાસૂનો પત્ર મળ્યો હતો ત્યારથી તે અત્રેથી છુટકારો મેળવવાનો માર્ગ મેળવી શકી હતી. પિતાનો ત્યાગ કરી જતાં તેને ઘણું દુઃખ થાય તેમ હતું; કેમ કે દીનાનાથે હજી સુધી તેને કોઇ રીતે અપરાધિની ધારી નહોતી.

માતાના ઉશિકા પાસે બેસી અનંગ તેના માથા ઉપર હાથ ફેરવતી હતી. વિમળાસુંદરી પોતાના મનમાં બકતી હતી. ઘરમાં એવું

કોઇ સ્ત્રી માણુસ નહોતું કે જેની પાસે તે મનનું દુઃખ વ્યક્ત કરી કાંઇક અંશે શાન્ત થાય. આટલા માટે જ તે વારંવાર પોતાના મન સાથે બકયા કરતી હતી. એવી રીતે બકતાં બકતાં તે ઊંઘી જતી હતી. હમણાં તે બકતી હતી કે:-" છોકરી કદાપિ આપણી થાય ખરી કે? કદાપિ ન થાય. છોકરીને ખવડાવી પીવડાવી મ્હોટી કરી પારકાના હાથમાં આપી એટલે તે પણ પારકી થઇ ગઇ. જો મ્હારે બીજો એક પુત્ર હોત તો તે મ્હને અત્રે આવી સ્થિતિમાં મૂકી ચાલ્યા જવાની ઇચ્છા કરત કે? કદાપિ ન કરત. ઠીક, ત્હારે જવું હોય તો જા-તું ત્હારાં સાસૂ સસરાની થા-બાપ મા ત્હારાં કોણ છે?"

આ વખતે અનંગને એક વખત એવું કહેવાનો વિચાર થયો કે, "તું કાશી જવાનું કહે છે તેથી હું ત્યાં જવાને ઇચ્છું છું; નહિ તો હું અત્રે જ રહેત." પણ સાહસ કરી તે કાંઇ બોલી નહિ. ચુપકીદીથી તે નેત્રોમાં ભરાઇ આવેલાં આંસુ સાફ કરવા લાગી. વિમળાસુંદરી પુનઃ કહેવા લાગીઃ-" લોકો કન્યાને સાસરે મોકલી પુત્રવધૂને ઘેર લાવી કેવાં સુખી થાય છે? ઇશ્વરે મ્હારા ભાગ્યમાં એ પણ લખ્યું નથી. કેટલી બધી આશા હતી કે મણિને પરણાવી વહૂને ઘેર લાવીશ. એ મ્હારું સુખ દુઃખ સમજશે અને તેના ઉપર મ્હારો અધિકાર ચાલશે; પરંતુ મ્હારી એ આશા ધૂળમાં મળી."

હવે અનંગે સાહસ કરી મ્હોં ઉઘાડી કહ્યું:-" બા! ત્યારે તું કાશી જઇશ નહિ, અહીં રહે-હું પણ અત્રે ત્હારી પાસે રહીશ. તને છોડી હું કયાંય જઇશ નહિ."

વિમળાસુંદરી વળી પોતાના મનથી કહેવા લાગી:-" કોણ મ્હારું દુઃખ સમજે છે? હવે માત્ર તું બાકી છે. મણિ તો આજકાલ કરતાં પાંચ માસથી કયાંય ચાલ્યો ગયો છે. તેની કોઇએ શોધ પણ કરી

નહિ. કોઇએ મ્હોડેથી તેની ખબર સુદ્ધાં પૂછી નહિ. સર્વેએ વિસારી દીધી–મ્હારું પોતાનું માણુસ કોઇ નથી કે ?"

આમ કહી એક ગાઢ નિશ્વાસ મૂકી પાસું ફેરવી તે સૂઇ ગઈ. આ વખતે સીડીપરથી સપાટનો અવાજ સંભળાયો અને "ક્યાં છો ? અનંગ તમે ક્યાં છો ? ઘરમાં કોઇનો અવાજ સંભળાતો નથી ! ઓ બાપ ! આવી ઉભી સીડી તો મ્હેં આખા બંગાળા, બિહાર અને ઓઢીઆ-માંથી કોઈ સ્થળે જોઇ નહિ." આમ બોલતી બોલતી શ્રીમતી હરિ-મતિદેવી હાંફતી હાંફતી પગથીઆં ચઢી ઉપર આવી.

અનંગે બ્હાર જઇને કહ્યું:–"માશી, આ તરફ આવો–મા અહીં સૂતી છે."

હરિમતિએ ઘરમાં આવી દીપકના પ્રકાશમાં અનંગની મુખમુદ્રા જોઇ કહ્યું—"ત્હારું મ્હોં આમ લેવાઇ કેમ ગયું છે ? શરીરમાં લોહીનું એક બિંદુ પણ જાણે નથી. ગિરિડીથી તો ઘણી સારી થઇને આવી હતી !"

અનંગે આ શબ્દોનો કાંઇ ઉત્તર આપ્યો નહિ. વિમળાસુંદરી ઉઠી બેઠી થઇને બોલી:–"આવો બ્હેન–મ્હારી તો આવી દશા છે, હું એક માસથી પથારીમાં પડી છું તેથી અનંગને જુએ કોણ અને ખાવાનું પણ આપે કોણ ?"

હરિમતિ એક આરામ ખુરસી ઉપર બેસીને બોલી:–"તમારું શરીર હજી પણ ઘણું દુર્બળ દેખાય છે. વળી તમે કાશી જવાનાં છો એવી વાત સાંભળી છે તે ખરી છે કે ?"

"હા, કાશી જવાની મ્હારી ઇચ્છા છે. અત્રે રહેવાથી મ્હારું શરીર સારું થવાનું નથી."

"મણિનો કાંઇ પત્તો લાગ્યો કે ?"

"કોણ તેની શોધ કરે? મ્હારું કોણ છે?" આમ કહેતાં કહેતાં તે રડી પડી. પછી આંખો સાફ કરી બોલી–"આજ કાલકરતાં પાંચ માસથી ચાલ્યો ગયો છે; પણ કોઇએ તેની શોધ કરી નહિ. આ ઘરમાં તેનું નામ પણ કોઇથી ઉચ્ચારી શકાય તેમ નથી; તેથી હું પોતે એક વખત કાશી જઇ તેની તપાસ કરવાને ઇચ્છું છું."

"પરંતુ અહીં શું થાય છે તે જાણો છો કે?"

વિમળાસુંદરી વિસ્મિત થઇ બોલી:–"શું થાય છે? હું તો કાંઇ જાણતી નથી."

"તમારી જે કાંઇ રોકડ મિલકત હતી તે સઘળી દાનમાં અપાઇ ગઇ. છતાં તમે કાંઈ જાણતાં નથી?"

આ ઘર સાથે મ્હારો શો સંબંધ છે કે હું જાણી શકું? મિલકતનું શું થયું છે?"

"દીનાનાથ બાબુએ દાનપત્ર કર્યું છે–મણિને તેઓ એક પૈસો પણ આપવાના નથી. દશ લાખ રૂપિયા ન્હાનાં ગામડાંઓના લોકોને દાનમાં આપ્યા છે. અનંગને એક લાખ રૂપિઆ આપ્યા છે–આ સંબંધી તમે કાંઇ જાણતાં જ નથી કે?"

વિમળાસુંદરીએ જાણે કે એકાએક આકાશમાંથી નીચે પડીને કહ્યું: "આ વિષય સંબંધી હું કાંઇ જાણતી નથી. આ શું ખરી વાત છે?"

"ખરી નહિ તો શું ખોટી છે? મ્હારા ઘરવાળાએ આજે એ દાનપત્ર જોયું છે. તેમને કાંઇ પૂછવા જતાં એ દાનપત્ર દેખાડ્યું છે. તેઓ તો આ પ્રકાર જોઇ તદ્દન અવાક્ બની ગયા છે. તેઓ કહે છે કે, દીનાનાથ બાબુનું માથું જ ખરાબ થઇ ગયું છે. એમ ન હોય તો આમ બને ખરું કે?"

વિમળાસુંદરી સ્તબ્ધ બની બેસી રહી. અનંગ રડી પડી. તેને

હરિમતિએ કહ્યું:–" કેમ અનંગ! તું રડે છે કેમ ? તને તો લાભ થયો છે. તને એક લાખ રૂપિયા મળશે એ શું ઓછા છે ? "

આ શબ્દો સાંભળી અનંગ સજળનયને એ ઓરડામાંથી ચાલી ગઇ. જ્યારે વિમળામાં બોલવાની સ્ફુર્ત્તિ આવી ત્યારે તેણે કહ્યું:— " કેવું સત્યાનાશ ! આવા પ્રકારનું સત્યાનાશ કોઇએ કોઈ વખત જોયું કે સાંભળ્યું છે ? ઘરના છોકરાને હાંકી કાઢી પારકાને યથાસર્વસ્વ સોંપી દેવું–એ કાર્ય પાગલ માણસ સિવાય બીજું કોણ કરે ? મ્હારે શું ? હું તો કાશી જવાની છું–આ જવું એ મ્હારું છેવટનું છે. હું જો તેનો પત્તો મેળવી શકીશ તો તેને ખોળામાં લઇ ભિક્ષા માંગી ખાઇશ; પણ પાછી આ ઘેર તો નહિ જ આવું. વળી જો તેનો પત્તો નહિ લાગે તો કાશીમાં જ પ્રભુ વિશ્વેશ્વર અને મા અન્નપૂર્ણાના ચરણનો આશ્રય સ્વીકારીશ. જેની બીજી કોઇ ગતિ નથી તેની કાશી એ જ ગતિ છે. "

હરિમતિ તેને દિલાસો આપતાં બોલી:–" આટલાં બધાં ઉતાવળાં થશો નહિ બ્હેન ! જો મણિનો પતો લાગે તો તેને લઇ ઘેર આવજો. એક વખત તે અત્રે આવશે એટલે દાનપત્ર–ખાનપત્ર બધુંય બદલાઇ જશે. હમણાં તો ઇશ્વરનું સ્મરણ કરો. ઓ અનંગ ! ત્હારી બા પાસે આવીને બેસ; હવે હું ઉઠું છું. "

આમ કહી તે ધીમે ધીમે ચાલી ગઇ. આ વખતે એન્જીનની ગતિ ધીમી હતી; કારણ કે બૉયલરની ઘણી વરાળ બ્હાર નીકળી ગઇ હતી.

દીનાનાથ સૂઇ રહેતાં પહેલાં હમ્મેશાંની માફક વિમળાસુંદરીને જોવા આવ્યો. તેને જોઇ વિમળા એકદમ રડી પડી.

દીનાનાથે કહ્યું:–" કાશી જવાનું નક્કી છે; છતાં રડે છે શામાટે ? "

વિમળા અશ્રુજળ સાફ કરતાં કરતાં બોલી:—"તમારા મનમાં આવું હતું કે? તમે છોકરાને રસ્તાનો ભિખારી બનાવ્યો છે કે?"

"કેમ-શું થયું છે?"

"તમારા દાનપત્ર સંબંધીની સઘળી હકીકત મ્હેં સાંભળી છે. જુઓ, એ આજકાલ કરતાં પાંચ માસથી ચાલ્યો ગયો છે; છતાં આજ સુધી મ્હેં તમારી પાસે તેના નામનો ઉચ્ચાર સુદ્ધાં કર્યો નથી; પરંતુ આજે મ્હારાથી બોલ્યા સિવાય રહેવાતું નથી. સાચું કહો જોઇએ કે તમે એને ભિખારી બનાવી દીધો છે?"

"મ્હેં તેને ક્યાં કાઢી મૂકયો છે? એ તો પોતાની ઇચ્છાથી ચાલ્યો ગયો છે!"

"પણ તેથી તેની તપાસ ન કરવી જોઇએ કે? તમે તો કાંઇ એનું દશ માસ સુધી પેટમાં રક્ષણ કર્યું નથી તથા પચીસ વર્ષ સુધી ઉછેરી મ્હોટો કર્યો નથી! તમારા મનમાં એને માટે દયા માયા ક્યાંથી ઉપજે? મ્હેંજ બધો અપરાધ કર્યો છે!"

"પરંતુ એ કુલાંગાર પેલી કુલટાની કન્યા સાથે પરણ્યો કેમ?"

"એ તો એણે ઘણું ખોટું કામ કર્યું છે. તેની પચીસ વર્ષની ઉમ્મર થવા છતાં તમે તેના વિવાહનું નામ પણ દીધું નહિ; તેથી તે પોતે જ કન્યા પસંદ કરીને પરણ્યો છે. કન્યાની માનું ચારિત્ર્ય કેવું હતું એ તે ક્યાં જાણતો હતો?"

"પણ એ બધું જાણી સાંભળી વિચાર કરીને જ એ વિવાહમાં મ્હેં સંમતિ દર્શાવી નહોતી. તેણે મ્હારું કહેવું કેમ માન્યું નહિ?"

"ખરું છે, એ તેનો ગુન્હો થયો છે; પણ યુવાવસ્થામાં કેટલા માણસનો સ્વભાવ સારો રહે છે? યુવાન પુત્રની ભૂલ થાય એટલે કયો પિતા તેને કાઢી મૂકે છે તથા વિષયસંપત્તિથી વંચિત કરે છે? તમારે તો હરેક કામમાં ઉતાવળ."

"મ્હારી સંપત્તિ મ્હારી ઇચ્છામાં આવે તેને હું આપી શકું તેમ છું. એણે મ્હારા કુળને કલંક લગાડ્યું છે—હું એને એક પૈસો પણ આપવાનો નથી."

"તમારી મિલકત ક્યાંથી થઇ ? એવું અભિમાન કરશો નહિ. તમે જાતે ક્યાં કાંઇ ધંધો રોજગાર કર્યો હતો! તમે પોતે તો બેઠે બેઠે ખાધું છે. જેમણે ધંધો રોજગાર કર્યો હતો—તેઓ મ્હારા સસરા જીવતા હોત તો શું તમે આવી રીતે તમારા એકના એક પુત્રને નિરાશ કરી પારકાના હાથમાં સઘળું આપી શકત કે ?"

"હમણાં તો હું જ મિલકતનો માલિક છું. મ્હારી મરજીમાં આવે તેને હું આપું. આ સઘળી કાયદાની વાત તું સમજી શકે તેમ નથી."

"કાયદાની વાત ના સમજું તો કાંઇ નહિ—તે સમજવાની જરૂર નથી; પણ જેમાં તમારો અધિકાર છે તેમાં મ્હારો કાંઇ અધિકાર નથી કે ? આ ઘર સાથે મ્હારો કાંઇ સંબંધ જ નથી કે ?"

"ત્હારે માટે તો પચીસ હજાર રૂપિયા જૂદા રાખ્યા છે અને મ્હારે માટે પચાસ હજાર રાખ્યા છે. વળી ઘરબાર ત્હારા કબજામાં રહેશે."

"તમે મ્હને પચીસ હજાર રૂપિયાની ભિક્ષા આપો છો કેમ ? તમારી પાસેથી મ્હારે ભિક્ષા લેવાની શી જરૂર છે ? હું કાશી જઇશ. જો તેનો પત્તો લાગશે તો તેને ખોળામાં લઇ એ ઠેકાણે ઘેર ઘેર ભિક્ષા માગી ખાઇશ; પણ તમારી પાસે ભિક્ષા માગવા તો નહિ જ આવું. વળી જો તેનો પત્તો નહિ લાગે તો મ્હારું આ જવું છેવટનું છે. જેટલા દિવસ જીવતી રહીશ તેટલા દિવસ પ્રભુ વિશ્વેશ્વર અને મા અન્નપૂર્ણાના દ્વારમાં ભિક્ષા માગી ખાઇશ."

આમ કહી તે સુઈ ગઇ. દીનાનાથ પણ એ સ્થાને વિશેષ સમય સુધી રોકાવાની જરૂર નથી ધારી પોતાના ઓરડામાં જઇ સુઈ ગયો; પરંતુ તેને નિદ્રા આવી નહિ. તે ઉઠીને શયનગૃહમાં ટેહલવા લાગ્યો.

વિમળાસુંદરીનાં વાક્બાણથી તેનું હૃદય ઘણું વ્યથિત થયું હતું. હવે તેના અંતરમાં એવો વિચાર પણ ઉત્પન્ન થવા લાગ્યો કે, પોતે પુત્રને કાંઇ આપ્યું નથી એ અન્યાય કર્યો છે; પરંતુ તે સાથે વળી એમ પણ વિચાર્યું કે, એ છોકરા સાથે પોતાનો શો સંબંધ છે? તેના મનમાં સહજ પણ ભક્તિ હોત તો તે વગર પૂછ્યે આવો વિવાહ કેમ કરે? એ છોકરાને શોધી લાવી ફરી ઘરમાં રાખવાથી વંશની અપકીર્ત્તિ થાય તેમ છે. એ છોકરાને જો છોકરા થાય તો તેને કોણ વંશધર તરીકે સ્વીકારે? કોઇ નહિ. એ કુલાંગારને ખરેખર ત્યાજ્ય પુત્ર જ સમજવો જોઇએ.

વળી એક વખત વિચાર આવ્યો કે, ગમે તેમ તોપણ પોતાનો પુત્ર છેને? એણે બુદ્ધિના દોષથી ખોટું કામ કર્યું તેથી તે ક્ષમાને યોગ્ય નથી કે? આ વાત વિચારતાં વિચારતાં તેના હૃદયના ઊંડાણમાં સ્નેહસમુદ્ર ઉછળવા માંડયા; પણ બીજી ક્ષણે જ પાછું તેણે વિચાર્યું કે, ના, વ્યભિચારને તે કાળાંતરે પણ ઉત્તેજન આપી શકશે નહિ.

પરંતુ એ છોકરે પોતે કયાં વ્યભિચાર કર્યો છે? ફક્ત વારંવાર નાટકમાં જોવા જવાની તેને ટેવ હતી તથા તેની વિલાસિતા પણ વધી ગઇ હતી. આ વાતનો વિચાર કરતાં કરતાં તેને વળી એક રાતનો બનાવ યાદ આવ્યો. પહેલાં એક વખતે સ્વપ્ન જોઇ તે પુત્રના ઓરડામાં દાખલ થયો હતો. એ સ્વપ્ન શું છેવટે સાચું ઠર્યું? પરંતુ પેલી સ્ત્રી તો નાટકની અભિનેત્રી હતી; છતાં દુષ્ટાભિમાનીની પુત્રી અને અભિનેત્રીમાં ફર્ક જેવું શું છે? આમ સંકલ્પ વિકલ્પ કરતાં કરતાં

તે ઘરની બ્હાર નીકળ્યો અને મણી જે ઓરડામાં સુઇ જતો હતો તેની સ્હામે જઇ ઉભો. ઓરડાનાં બારણાં બંધ હતાં. ચાવી લઇ આવી ઓરડાનાં બારણાં ઉઘાડી તેણે અંદર પ્રવેશ કર્યો. ઓરડામાંનો સર-સામાન પ્રથમની માફક જ યથાસ્થિત હતો. મણિ જે પલંગ ઉપર સુઇ રહેતો તે પલંગ ઉપરની મચ્છરદાની હજી પણ ઝૂલતી હતી. દીનાનાથે અંધકારમાં એ ઓરડામાં બે ચાર આંટા માર્યા. ટેબલ ઉપર પડેલી પેલી નાટકની ચોપડીની વાત તેને યાદ આવી. અંતે એક ગાઢ નિશ્વાસ મૂકી તે ઓરડામાંથી બ્હાર નીકળ્યો તથા બારણું બંધ કરી પાછો પોતાના શયનગૃહમાં ગયો. આ વખતે તે પોતાના મન સાથે કહેવા લાગ્યો:–" ઠીક થયું છે. આ વિપુલ સંપત્તિ તેના હાથમાં ન સોંપી એ સારું કર્યું છે. એનો સ્વભાવ એવો છે કે જો આ સંપત્તિ એના હાથમાં ગઇ હોત તો તે થોડા વખતમાં જ ઉડાવી દેત. હવે આ સંપત્તિમાંથી હજારો ગરીબ માણસોનું કલ્યાણ થશે."

બીજી ક્ષણે એવો વિચાર આવ્યો કે:—" ત્યારે તેના તરફ બિ-લકુલ દયા ન દર્શાવવી જોઇએ કે? તેના અપરાધની એક વખત તેને ક્ષમા ન આપવી જોઇએ કે?"

વળી વિચાર્યું:—" દયા શાની? એણે મ્હારી પાસે ક્યાં ક્ષમા માગી છે? જો તે પાછો આવશે અને તેને અન્ન વસ્ત્રનું કષ્ટ પડશે તો જોઇ લેવાશે; પણ મ્હારા આ મકાનમાં તો તેને સ્થાન મળશે નહિ."

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેણે દૃઢ નિશ્ચય કર્યો કે:–" હવે હું વિલંબ કરવાનો નથી–કાલે જ ટ્રસ્ટડીડ રજીસ્ટર કરાવીશ. વળી શૈલેન્દ્રને આવવા માટે પત્ર લખીશ." આવો નિશ્ચય કરી તે પુનઃ સૂઇ ગયો અને થોડા વખત પછી નિદ્રામગ્ન થયો.



# પ્રકરણ ૭ મું

## શ્વસુરગૃહમાં અનંગ

આશ્વિન માસ બેઠો હતો. શરદનું સંધ્યાકાળનું આકાશ ઘણું નિર્મળ લાગતું હતું. ક્ષીણ ચતુર્થીનો ચંદ્ર પશ્ચિમાકાશમાં મધુર કોમળ કિરણ વર્ષાવી રહ્યો હતો. શૈલેન્દ્રના પિતા તારિણીચરણ પોતાના બેઠક ખાનાની સ્હામે બેસી ગંગાના સુશીતળ વાયુનું સેવન કરતા હતા. ચન્દ્રનાથ અને રસિકલાલ પણ તેમની પાસે બેઠા હતા. આ સમયે એક ગાડીનો અવાજ સંભળાયો અને વિના વિલંબે શૈલેન્દ્ર અનંગની સાથે ગાડીમાંથી ઉતર્યો.

ગાડીનો ગડગડાટ સાંભળી ચુની અને નની ઘરમાંથી બ્હાર આવ્યા હતા. અનંગને આવેલી જોઇને "કાકીમા—કાકીમા" બોલી તેઓ તેની પાછળ ફરી વળ્યા. અનંગ નનીને કેડે લઇ તથા ચુનીનો હાથ પકડી ઘરમાં આવી. શૈલેન્દ્રે સરસામાન ઉતરાવી ઘરમાં મૂકાવી પછીથી પિતા પાસે જઇ પ્રણામ કર્યા.

તારિણીચરણ પૂછ્યું:—"ખબર તો સારી છે ને?"

શૈલેન્દ્ર એક ખુરસી ઉપર બેસી બોલ્યો:—"હા, એક રીતે સારી ખબર છે. મ્હારે પાછું કાલે જ અહીંથી જવું પડશે. મ્હારાં સાસુ કાશી જવાનાં હોઇ મ્હારે તેમને ત્યાં મૂકી આવવાનાં છે."

"તેમની સાથે બીજું કોણ કોણ જવાનું છે?"

"ઘરનો એક નોકર—દશરથ ચક્રવર્તી જશે—એ તેમનો આત્મીય છે. વળી ઝુમનસિંહ દરવાન પણ જશે. એક રસોઇઓ જશે, દાસી જશે અને ચાકર જશે."

ચન્દ્રઃ—કેમ તમારા શ્વસુર નહી જાય કે ? તેઓ સાથે ગયા હોત તો ઘણું 'સારું' થાત.

રસિકઃ—વળી ત્યાં જઇને તેઓ છોકરાની પણ શોધ કરી શકત.

શૈલેન્દ્રઃ—છોકરાની શોધ હવે તેઓ કરે તેમ નથી. છોકરાનું નામ પણ તેમની પાસે કોઇ ઉચ્ચારી શકતું નથી. તેમણે દાનપત્ર કર્યું છે; તેમાં એક પાઇ પણ છોકરાને આપવા લખ્યું નથી.

તારિણીચરણ એકદમ બોલી ઉઠયાઃ-"શું કહ્યું-દાનપત્ર ? કેવા પ્રકારનું દાનપત્ર કર્યું છે? સઘળી સંપત્તિ કોને આપી ? ત્હેં એ દાનપત્ર જોયું છે ?"

"હા, મ્હને બતાવ્યું હતું. વળી એક ટ્રસ્ટડીડ રજીષ્ટર કરાવ્યું છે એ પણ જોયું છે. એ ટ્રસ્ટડીડ કરી દશલાખ રૂપિયાનું ન્હાનાં ગામડાંઓની આબાદી કરવા માટે તેમણે દાન કર્યું છે."

તારિણીઃ—શું-દશલાખ રૂપિયા ! આટલા બધા રૂપિયાનું દાન કર્યું ?

રસિકઃ—આટલી મ્હોટી રકમ આજ સુધીમાં કોઇએ દાનમાં આપી હોય એમ સાંભળ્યું નથી ! ધન્ય છે દીનાનાથને !

ચન્દ્રઃ—દશલાખ રૂપિયાનું દાન કરવું એ કાંઇ જેવી તેવી વાત છે કે ? આટલી મ્હોટી રકમનું દાન કરી શકે એવા કેટલા બંગાળીઓ છે ?

તારિણી રાયે તદ્દન વિરસભાવથી પૂછ્યુંઃ—"બીજા કોઇને કાંઇ આપ્યું છે કે ?"

શૈલેન્દ્રઃ—તેમની કન્યાને એક લાખ રૂપિયા આપ્યા છે-મ્હને પચીસ હજાર આપ્યા છે. મ્હારાં સાસૂને પચીસ હજાર આપ્યા છે અને પોતે પચાસ હજાર રૂપિયા રાખ્યા છે.

તારિણીચરણનું મુખ આ વખતે પ્રસન્ન થયું. તેમણે કહ્યુંઃ—

"ત્યારે તો તેમણે કાંઇ ખોટું કર્યું નથી; પરંતુ છોકરાને કાંઇ આપ્યું નાહિ એ ઘણા અફસોસની વાત છે."

ચન્દ્ર:—સ્ત્રીના ભાગમાં પણ ઘણી ઓછી રકમ છે.

રસિક:—પોતાને માટે પણ ફક્ત પચાસહજાર રાખ્યા છે અને દશલાખ રૂપિયા દાનમાં આપ્યા છે! આવી ઉદારવૃત્તિના પુરુષ બીજા જોવામાં આવે એ સંભવિત નથી.

ચન્દ્ર:—પણ છોકરાના ઉપર રોષે ભરાઇને દાન કર્યું છે ને?

રસિક:—ગમે તે કારણથી કર્યું હોય પણ એ દાન જ કહેવાય.

તારિણી:—શૈલેન્દ્ર! શા કાર્યાર્થે દાન કર્યું છે તે કહે જોઇએ.

શૈલેન્દ્ર:—ન્હાનાં ન્હાનાં ગામડાંઓની ઉન્નતિ માટે કર્યું છે. જેમ કે તળાવ ખોદાવવાં, સાધારણ જનસમાજની સુખાકારીની ઉન્નતિ કરવી, સ્કૂલ-પાઠશાળાઓ સ્થાપવી-એ સર્વ કાર્યોમાં દાનની રકમ વપરાશે.

રસિક:—આ સઘળાં ઘણાં મહત્વનાં કાર્યો છે. આપણા ગામડાંઓ ખરાબ થવાથી બંગાળી જાતિનો ધીમે ધીમે વિનાશ થવા લાગ્યો છે.

તારિણી:—તેમને આવી બુધ્ધિ કોણે આપી?

શૈલેન્દ્ર હસતાં હસતાં બોલ્યો—"બુદ્ધિ બીજું કોણ આપે? પ્રથમ મ્હેં જ આ વાત તેમના મનમાં ઠસાવી દીધી હતી. વળી તેઓ મ્હારી સાથે કાલીગંજ આવી ન્હાનાં ગામડાંઓની સ્થિતિનું પ્રત્યક્ષ દર્શન કરી ગયા હતા.

તારિણી:—દાનની રકમ કોના હાથમાં આપી છે?

શૈલેન્દ્ર:—દેશના કેટલાક પ્રતિષ્ઠિત માણસોને ટ્રસ્ટી નિમી દસ્તાવેજ રજીષ્ટર કરાવ્યો છે. ટ્રસ્ટીઓ તરીકે મિ. આનન્દમોહન ઘોષ, બાબુ શિશિરકુમાર બસુ, જસ્ટીસ હરિદાસ બન્દોપાધ્યાય, મૌલવી જબરઅલી ખાન બહાદુર અને તેઓ પોતે છે.

તારિણી:—આ તેમણે ઘણી ગંભીર ભૂલ કરી છે. દાનની રકમ જો ગવર્નમેન્ટના હાથમાં આપી હોત તો અનાયાસે તેઓ રાવ બહાદુર થઇ શકત.

રસિક:—આપ તો કેવળ એક રાવ બહાદુરને જ ઓળખો છો. તેમણે જે રકમ સત્કાર્યમાં આપી છે તેથી તો તેઓ નાઇટ થવા જોઇએ.

ચન્દ્ર:—ગવર્નમેન્ટના હાથમાં નાણાં ન આપ્યાં તેથી શું થઇ ગયું? ગવર્નમેન્ટ જો ગુણગ્રાહી હોય તો હમણાં પણ તેમને નાઇટ કરી શકે.

તારિણી રાયે સહજ ગંભીર ભાવથી કહ્યું:—"પરંતુ એ સઘળા ટ્રસ્ટીઓ તો કલકત્તામાં રહે છે. તેઓ ન્હાનાં ગામડાંઓની શી ખબર રાખશે? ગવર્નમેન્ટના હાથમાં પૈસા સોંપવાથી ગવર્નમેન્ટના નોકરદ્વારા ગામડાંઓમાં તપાસ થઇ મદદ આપવાની વ્યવસ્થા કરી શકાત."

શૈલેન્દ્ર:—તેમણે એ વિષયનો બંદોબસ્ત પણ કર્યો છે. એ ટ્રસ્ટીઓની આધીનતામાં એક ઇન્સ્પેક્ટર રહેશે. તેને મહિને બસો રૂપિયાનો પગાર મળશે. એ ઇન્સ્પેક્ટર ડિસ્ટ્રીક્ટમાં જઇ તપાસ કરી રિપોર્ટ કરશે એટલે મદદ આપવામાં આવશે. મ્હને એ કાર્ય કરવા તેમણે કહ્યું છે.

રસિક:—એમાં ખોટું શું છે?

શૈલેન્દ્ર:—વળી મ્હને જે પચીસહજાર રૂપિયા આપ્યા છે તેમાંથી ત્રણ હજાર રૂપિયા ખરચી કાળીગંજના કાળીમંદિરનું સંસ્કારકાર્ય કરાવવાનું છે; તેમજ હું ગોચર–પડતર જમીન આબાદ કરી ખેડાણ કરાવી એ ઠેકાણે એક આદર્શ કૃષિક્ષેત્ર ( Model agricultural farm ) કરીશ. તેનું ખરચ પણ એ રકમમાંથી ચાલશે.

તારિણીચરણે મ્હોં ભારે કરી કહ્યું:—"તેથી શું થશે? જે એમ, એ, બિ, એલ, પાસ થયો છે તેને જો ફક્ત બસો રૂપિયાના પગારથી જીંદગી કાઢવી પડે તો તેથી શો લાભ? વળી રોકડ રકમ પણ એવી સ્થિતિમાં ખરચાઇ જાય તેમ છે."

રસિક:—પરંતુ શૈલેન્દ્રે ગવર્નમેન્ટની નોકરી નહિ કરવાનો નિશ્ચય કર્યો છે તેથી તેને માટે આ કામ શું ખોટું છે?

ચન્દ્ર:—વળી આ કામ શૈલેન્દ્રને રૂચતું છે. આ સહાયતા નહોતી મળી ત્યારે પણ શૈલેન્દ્ર કૃષિકાર્યની ઉન્નતિ કરવામાં અને ગામડાંઓને આબાદ કરવામાં જીવન ગાળવાનું કહેતો હતો. હું તો સમજું છું કે, તેણે એક ઉપયુક્ત સંસ્થાન કરવા માટે આવી વ્યવસ્થા કરી છે.

શૈલેન્દ્ર:—એમજ છે. મ્હારે માટે આ ઘણું સારું થયું છે.

તારિણીચરણ ભ્રુકુટી ચઢાવી બોલ્યા:—"ત્હારું સારું ખોટું તું જાણે. મ્હારી વાત સાંભળવાનો નથી એટલે પછી મ્હારે કાંઇ કહેવું નકામું છે. અરે કોણ છે?—તમાકુ આપી જા."

આમ કહી તેમણે એક ગાઢ નિશ્વાસ મૂક્યો. ચન્દ્રરાયે કહ્યું:—"એક પ્યાલો પાણી લાવવા કહો જોઇએ."

શૈલેન્દ્ર:—હું જ જઇને લઇ આવું છું.

થોડા સમયમાંજ શૈલેન્દ્ર બે રકાબીમાં જૂદી જૂદી જાતની થોડી મિઠાઇ અને પીવાનું પાણી લઇ આવ્યો.

ચન્દ્રનાથે કહ્યું:—"આ બધું તમારાં સાસૂએ મોકલ્યું હશે. આવો રસિકલાલ! ચાલતું કરો—શુભસ્ય શીઘ્રં."

આમ કહી ચન્દ્રનાથે ખાવાની શુરુઆત કરી. રસિકલાલે—'ઘણું સરસ છે—ઘણું ઉત્તમ છે.' કહી ઘણો ભાગ ઉદરસ્થ કર્યો.

તારિણીનાથે પ્રસન્નતાપૂર્વક કહ્યું:—"મ્હારા ઘરની લક્ષ્મી

આજે ઘેર આવી છે તેથી આપનું મ્હોં મિષ્ટ કરાવ્યું–અરે બે ગ્લાસ પાણી આપી જાવો. આપ બેસીને ધૂમપાન કરો–હું એક વખત ઘરમાં જઇ આવું."

રસિકલાલે જળપાન કરી કહ્યું:—"ત્યારે અમે પણ હવે ઉઠીએ છીએ. ઘણું ખવાઇ જવાયું છે. આપની પુત્રવધૂ ચિરંજીવી થાઓ તથા ત્વરાથી આપ એક પૌત્રના મુખનું દર્શન કરો."

ચન્દ્ર:—હું પણ તથાસ્તુ કહું છું.

આમ કહી એ બન્ને જણ પાન લઇને ઉઠયા. પછી તારિણીચરણે અંતઃપુરમાં પ્રવેશ કર્યો.

ગૃહિણી હમ્મેશાંની માફક શય્યામાં સુઇ રહી હતી. અનંગ માથે ઘુમટો તાણી તેના પગ આગળ બેસી પગે વાનું તેલ ચોળતી હતી. ચુની અને નની અનંગ પાસે બેસી રમતા હતા.

તારિણીચરણને જોઇને અનંગે ઉઠીને પ્રણામ કર્યા. તેમણે આશીર્વાદ આપી કહ્યું:–"આ શું? તું આવીને તરત જ ઔષધ ચોળવા બેસી ગઇ કે? દાસ દાસી કયાં મરી ગયાં છે?"

ગૃહિણીએ કહ્યું:—"દાસી તો અહીંજ હતી; છતાં તેને ઉઠાડી મૂકી અનંગ પોતે માલીસ કરવા બેઠી છે. હું ના કહું છું તો પણ તે સાંભળતી નથી. હું શું કરું? એનો ચહેરો તદ્દન બદલાઇ ગયો છે–લોહી સુકાઇ ગયું છે, કંઠની હાંસડીઓ સુદ્ધાં ગણી શકાય છે."

તારિણીચરણ ખુરસી ઉપર બેસી બોલ્યા:–"ગંભીર રોગમાંથી જીંદગીનું રક્ષણ થયું એજ બહુ છે. વળી તેના ઉપર પાછું નવું સંકટ આવેલું છે. અનુ! ત્હારા ભાઇની કાંઇ ખબર અંતર મળી કે નહિ?"

અનંગ મસ્તક નમાવી મૃદુસ્વરે બોલી:–"નથી મળી."

ગૃહિણી:–ખબર કેવી રીતે મળે? હજી સુધી કોઇ કાંઇ શોધ

કરતું નથી. વહેવાઇ તો મણિમોહનનું નામ પણ સાંભળતા નથી. વહેવાણ પોતે હવે કાશી જવાનાં છે. ત્યાં ગયા પછી જો કાંઇ પત્તો લાગે તો ખરો. વહેવાણનું શરીર પણ તદ્દન લથડી ગયું છે. ઉઠતાં બેસતાં પણ કષ્ટનો અનુભવ થાય છે; પરંતુ શું કરે; પેટના છોકરાને છોડી તેઓ કેવી રીતે રહી શકે?

(અનંગને ઉદ્દેશી) થયું, હવે માલીસ કરવાની જરૂર નથી. આજે સંધ્યાકાળથી ઢીંચણ ઘણો ફાટતો હતો—હવે સહજ આરામ જેવું જણાય છે.

તારિણીઃ—જા અનુ! તું હાથ ધોઇ નાખ. અરે ચુની નની! તમારી કાકીને સાથે લઇ જાઓ.

"કાકીમા ચાલો." બોલી ચુની અનંગનો હાથ પકડી તાણવા લાગ્યો. અનંગ તેનો હાથ પકડી અને નનીને કેડે લઇ બ્હાર ગઇ.

તારિણીચરણે એકાન્ત થતાં કહ્યું:—"દાનપત્રની વાત સાંભળી કે?"

"ના, કોનું દાનપત્ર?"

"વહેવાઇએ એક દાનપત્ર કર્યું છે. અનંગને એક લાખ અને શૈલેન્દ્રને પચીસ હજાર રૂપિયા આપ્યા છે. છોકરાને કાંઇ આપ્યું નથી."

"એમ કે?" કહી ગૃહિણી શય્યામાં ઉઠી બેઠી. તારિણીચરણે ખુરસીને તેની પાસે ખેંચી જઇ કહ્યું:—"વહૂને આજથી બીજું કાંઇ કામ સોંપશો નહિ."

ગૃહિણી આ અણુધારેલા અર્થાગમની વાત સાંભળી વિસ્મિત બની ગઇ હતી. તે ચુપકીદીથી બેસી રહી અને થોડા સમય પછી આત્મસંવરણ કરી બોલી—"શું-તમે શું કહ્યું?"

"હું કહું છું કે, હવેથી વહૂનો સારી રીતે આદર સત્કાર કરજો. એને કોઇ પણ પ્રકારે દુઃખ પડતું જોઇએ નહિ. હવે એને આ બધું કામકાજ કરવા દેશો નહિ."

"આદર સત્કાર ક્યારે ઓછો કરવામાં આવે છે? એ મ્હારું કહ્યું ક્યાં સાંભળે છે? એ પોતે જ કામ કરવા આવે છે. ઠીક, વહેવાઇએ છોકરાને તદ્દન નિરાશ કર્યો એ શું સારું કર્યું કે?"

"તેમને જેવી ધુન લાગે છે તેવું જ કામ તેઓ કરે છે. તેમની પાસે ઘણી સંપત્તિ હતી—દશલાખ રૂપિયાનું ન્હાનાં ગામડાંઓની ઉન્નતિ માટે દાન કર્યું છે."

"શું દશલાખ રૂપિયા! દશલાખ રૂપિયાનું દાન કર્યું! અને જમાઇ કન્યાને આપ્યા માત્ર એક જ લાખ?"

"કન્યાને એકલાખ અને જમાઇને પચીસહજાર આપ્યા છે. જેટલા મળ્યા તેટલો લાભ. આ બધું છોકરા ઉપરના રોષનું પરિણામ છે. તેમ ન હોય તો શું થાત એ કોણ જાણે છે!"

"મ્હને તો લાગે છે તેમનું મગજ ખસી ગયું હશે. તે સિવાય આવું કામ કોણ કરે?"

"ઇશ્વર કરેને છોકરો ઘેર પાછો આવે. એ છોકરા સિવાય તેમને બીજું કોણ છે? તેનો પત્તો મેળવવાની આશાથી જ વહેવાણ રીસાઇને કાશી જાય છે. અરેરે! એ બીચારીને કેટલું દુઃખ થતું હશે? છોકરાનો પત્તો નહિ લાગે તો તેઓ ભાગ્યે જ જીવશે."

"રસોઇ તૈયાર થઇ હોય તો મ્હારે માટે અત્રે પીરસી લાવવા કહે. હું ઠાકોરઘરમાં જઇ ઠાકોરને પ્રણામ કરી આવું છું."

મકાનને ત્રીજે મજલે એક ન્હાનો ઓરડો હતો. એ ઓરડામાં એક લાકડાના તાકામાં ચાંદીના સિંહાસન ઉપર શ્રીમદનગોપાળ બિરાજેલા હતા. એ ઓરડો જૂદી જૂદી જાતના કારૂકાર્યખચિત એક લાલ રંગના ચંદરવાથી શોભી રહ્યો હતો. તારિણીરાયના પિતાશ્રીએ વૃન્દાવનથી આ દેવમૂર્ત્તિ લઇ આવી ઘરમાં સ્થાપન કરી

હતી. એ કાળા આરસ પત્થરની દ્વિભુજ મુરલીધારી કૃષ્ણમૂર્ત્તિ હતી. ડાબી બાજૂએ શ્રીરાધિકાની પીત્તળની મૂર્ત્તિ હતી. બન્ને મૂર્ત્તિઓ સુવર્ણના વિવિધ અલંકારોથી વિભુષિત દેખાતી હતી. કૃષ્ણના મસ્તક ઉપર મોરનાં પીંછાંવાળો સુવર્ણનો મુકુટ શોભી રહ્યો હતો. હાથમાંની બંસી પણ સુવર્ણની બનેલી હતી. ઓઢીઆના એક બ્રાહ્મણને પૂજારી તરીકે રાખ્યો હતો. તે ઠાકોરને શણગાર સજાવી પૂજા પાત્રી કરતો. ઠાકોરના કંઠમાં તરતનાં ખીલેલાં માલતી પુષ્પોની માળા ઝુલતી હતી.

તારિણીચરણે ઠાકોરઘરમાં જઇને જોયું તો આરતિ થઇ ગઇ હતી. પુષ્પ–ચન્દન, ધુપ વગેરેની સુગંધથી ઓરડો આમોદિત બની રહ્યો હતો. તેની ભગિની યશોદાદેવી ઠાકોરને માટે શરબત તૈયાર કરતી હતી. અનંગ તેની પાસે બેસી કલકત્તાથી આણેલાં કેટલાંક ફળ કાપતી હતી. તારિણીચરણે ઠાકોરઘરમાં ઉપસ્થિત થઇ ઠાકોરને પ્રણામ કર્યા. પછી તેણે કહ્યું–"અહીં આવીને પણ અનંગ પાછી કામે વળગી છે કે? ઠીક ઠીક."

યશોદા:–આ વખતે અનંગનું મ્હોં એટલું બધું લેવાઇ ગયું છે! હું તો પ્રથમ એને ઓળખી શકી પણ નહિ. ( અનંગ તરફ જોઇ ) હવે વિશેષ ફળ કાપવાની જરૂર નથી. લાવ હું એ બધી સામગ્રી ચાંદીના થાળમાં ગોઠવી દઉં છું, ( તારિણી તરફ જોઇ ) "ભાઇ! જરા ઉભા રહો–શરબત આરોગાવી–પછી હું તમને પીવા આપું છું. અરે ચુની, પૂજારીને બોલાવી લાવ જોઇએ."

પૂજારી નીલમણિ પંડયાએ આવીને થાળ ધરાવ્યો. ચુનીએ ઝાંઝ વગાડયાં. અનંગે શંખ વગાડયો, પૂજારીએ ઘંટાધ્વનિ કરી સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી ઉઠી ઉભો થઇ હાથ જોડી ગદ્ગદ કંઠે તે પ્રાર્થના કરવા લાગ્યો:—

"जयतु जयतु देव देवकी-नन्दनोहयं ।
जयतु जयतु कृष्ण वृष्णिवंशप्रदीप ॥
जयतु जयतु मेघ-श्यामलः कोमलांगः ।
जयतु जयतु पृथ्वीभारनाशो मुकुंदः ॥
न गतिर्विद्यते नाथ त्वमेव शरणं मम ।
पाप-पंके निमग्नोहस्मि त्राहिमां मधुसूदन ॥
मोहितो मोहजालेन पुत्रदार-गृहादिषु ।
तृष्णया पीडयमानोहस्मि त्राहिमां मधुसूदन ॥
भक्तिहीनञ्च दीनञ्च दुःखशोकातुरं प्रभो ।
अनाश्रयं अनाथञ्च त्राहिमां मधुसूदन ॥
नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मण्य-हिताय च ।
जगद्धिताय कृष्णाय गोविंदाय नमोनमः ॥"

પૂજારીએ પ્રાર્થના પૂર્ણ કર્યા પછી સાષ્ટાંગ પ્રણામ કર્યા. તે સાથે સર્વેએ ઠાકોરને પ્રણામ કર્યા.

તારિણીચરણ નીચે જઇને ભોજન કરવા બેઠો. યશોદાએ પ્રસાદી, ફળમૂળ, મિષ્ટાન્ન અને બીજી ખાદ્ય વસ્તુઓ લાવીને પીરસી. અનંગ હાથમાં પંખો લઇ પવન નાખવા બેઠી. તારિણીચરણ ખાતાં ખાતાં બોલ્યોઃ-"શૈલેન્દ્રને પણ ખાવાનું આપો—એ વહેલું ખાઇને કલકત્તાથી આવ્યો છે."

યશોદાઃ—એને પણ જમવા બેસાડયો છે.

તારિણીચરણે ફળ ખાતાં ખાતાં અનંગને પૂછ્યુંઃ-"અનંગ! ત્હારી બા તો ઘણું રડતાં હશે!"

અનંગે મૃદુસ્વરે કહ્યુંઃ-"હા, તે ઘણો શોક કરે છે. વળી હવે ઘણો ખરો વખત વિચારમાં ને વિચારમાં બેસી રહે છે."

ગૃહિણી શય્યાની નજીક જ બેઠી હતી. તે બોલી–"વિચાર ન કરે? વિચાર કરવા જેવી જ વાત છે! ઘરનો એકનો એક છોકરો લગભગ પાંચ છ માસથી ચાલ્યો ગયો છે; એવું બને તો કયી માતાના શરીરમાં પ્રાણુ રહે?"

અનંગનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. તે નેત્રો સાફ કરવા લાગી. તારિણીચરણે વાતને ફેરવવાના ઉદ્દેશથી કહ્યું:–"અનંગ! દ્રાક્ષ ઘણી સારી આણી છે. આવી સારી દ્રાક્ષ અહીં મળી શકતી નથી."

અનંગ:–આ સઘળો મેવો નવા બજારથી મંગાવ્યો હતો.

આ વખતે નની આવી પાસે ઉભો. અનંગે તેને ખોળામાં બેસાડ્યો. એણે અનંગના હાથમાંથી પંખો લઇ પવન નાખવાનું શુરુ કર્યું. તારિણીચરણ બોલ્યાં–"રસોઇઓ આવ્યો કે શું?"

અનંગે નનીના મુખપર ચુંબન કરી કહ્યું:–"કેમ? તું બાપાનો રસોઇઓ છે કે?"

નની બોલ્યો:–"હુ લછોઇઓ છું–હુ લછોઇઓ છું."

અનંગ હસીને બોલી:–"તને શો પગાર મળે છે?"

તારિણી:–એને મહિને ત્રણ પૈસા મળે છે.

પૈસાની વાત સાંભળી નની બોલી ઉઠ્યો:–"પૈછા આપો–મ્હને પૈછા આપો. દાદા! મ્હને પૈછા આપો."

તારિણીચરણ હસીને બોલ્યા–"પૈસા પછી આપીશ–હમણાં આ દ્રાક્ષ ખા."

આમ કહી તેના હાથમાં થોડી દ્રાક્ષ આપી. નની આનંદથી દ્રાક્ષ ખાઇ ગયો. તારિણીચરણ ભોજન કરી રહ્યા એટલે અનંગે મ્હોં ધોવા જળ આપ્યું તથા તે હાથમાં ટુવાલ લઇ ઉભી રહી. છેવટે મ્હોં ધોઇ ટુવાલથી હાથ મ્હોં સાફ કરી તારિણીચરણ નીચે ઉતર્યા.

---

# પ્રકરણ ૮ મું

## કાશી પ્રયાણ

વિમળાસુંદરી શૈલેન્દ્રની સાથે લગભગ દશ દિવસથી કાશી આવી હતી. દશાશ્વમેધ ઘાટની નજીક બંગાળીઓના લત્તામાં તેઓ એક મકાનમાં ઉતર્યાં હતાં. આ દશ દિવસથી સ્થાનના ગુણથી અને આશાના આશ્વાસથી વિમળાસુંદરીનું શરીર અનેક રીતે સુસ્થ થયું હતું. હમણાં તે દરરોજ ગંગાસ્નાન કરી મંદિરમાં જઇ શ્રીવિશ્વેશ્વરનાં દર્શન કરતી હતી; પરંતુ એક કારણથી તે પોતાના હૃદયમાં થોડી વેદના અનુભવતી હતી. આટલી ઉમ્મર થતાં સુધીમાં કોઇ વખતે તે સ્વામીનો સહવાસ છોડી અલગ રહી નહોતી—માત્ર ગિરિડીમાં દોઢ માસ રહી એ ખરૂં. આ પ્રસંગે ઘેરથી નીકળતી વખતે રોષને લીધે દીનાનાથ પાસેથી વિદાય લઇને તે આવી હતી. એ રોષ ધીમે ધીમે કાંઇક અંશે કમી થયો હતો તેથી તેના મનમાં થોડો થોડો વિરહાનળ સળગી ઉઠયો હતો.

વૃદ્ધાવસ્થામાં વિરહ! કદાચ કોઇ પાઠક પાઠિકા આ વાત સાંભળી હસશે. જાણે વિરહ એ કેવળ યુવક યુવતીઓની જ વસ્તુ કેમ ન હોય! અમે કહીએ છીએ કે, યુવક યુવતીઓનો વિરહાનળ વિદ્યુત્‌ના ઝબકારા જેવો છે. તે ઝડપથી ભભકી ઉઠે છે અને વળી પાછો ઝડપથી શમી જાય છે. વૃદ્ધાવસ્થાનો વિરહ શીતળ અગ્નિ જેવો છે; તે ઝડપથી ભપકી ઉઠતો નથી એ ખરું છે; પણ તે તપી તપીને હૃદયને અંદરથી બાળે છે અને તેને શમી જતાં વખત લાગે છે.

શૈલેન્દ્રે કાશી આવી મણિને શોધી કાઢવાનો ઘણો પ્રયત્ન કર્યો. કાશી જેવા વિશાળ શહેરના લોકસમુદ્રની અંદર ઠામ ઠેકાણા વગ-

રના એક યુવકને શોધી કાઢવો એ કાંઇ સહેલું કામ નહોતું. શૈલેન્દ્રે કાશી આવી કેટલાંક સ્થાનિક વર્ત્તમાનપત્રોમાં મણિના ચહેરાનું વર્ણન કરી એક વિજ્ઞાપન પ્રસિદ્ધ કરી હતી કે, જે વ્યક્તિ તેનો પત્તો મેળવી આપશે અથવા તેને શોધી આપશે તેને સો રૂપિયાનું ઇનામ આપવામાં આવશે. એ સિવાય મણિને ઉદ્દેશીને એક અંગ્રેજી દૈનિકપત્રમાં એવું લખાણ પ્રસિદ્ધ કર્યું હતું કેઃ-" મ્હારા મણિ! હું ત્હારી બુઢ્ઢીમા, ત્હારે માટે ગાંડી બની જઇ વાટે ઘાટે ભમું છું. એક વખત દયા લાવી તું મ્હને મળ. જો તું નહિ આવી મળે તો હું ખાત્રીપૂર્વક કહું છું કે હું ગંગામાં ડુબી મરીને મ્હારા દુઃખશોકને શાન્ત કરીશ. મ્હારા તરફ તને સહજ પણ મમતા નથી કે? મ્હારી આંધળાની આંખ-આવ-મ્હારા ખોળામાં આવ. ત્હારું મ્હોં જોઇને હું આંખો મીંચી દઉં. મ્હારું ઠેકાણું દશાશ્વમેધ ઘાટ-બંગાળી મહોલ્લો-ગંગાધર મિશ્રની હવેલી છે. લિ૦ ત્હારી અભાગિની માતા વિમળાસુંદરી."

આ સિવાય ઝુમનસિંહને સ્નાન કરવાના દરેક ઘાટેઘાટ ફરી પત્તો મેળવવા માટે રોક્યો હતો. ઝુમને માનિનીને ગિરિડીમાં જોઇ હતી. માનિની જો કાશીમાં હશે તો અવશ્ય કોઇ પણ ઘાટ ઉપર સ્નાન કરવા આવશે અને તેનો મેળાપ થતાં મણિની ખબર તેની પાસેથી અવશ્ય મળી શકશે. ઝુમનસિંહ હમ્મેશાં સૂર્યોદય થતાં પહેલાંથી માંડી બાર એક વાગતાં સુધી દશાશ્વમેધ ઘાટ, મણિકર્ણિકાનો ઘાટ, હરિશ્ચન્દ્રનો ઘાટ વગેરે ઘાટે જઇ બેસી રહેતો અને માનિની સ્નાન કરવા આવે છે કે નહિ એ લક્ષ્યપૂર્વક જોતો હતો. આવી રીતે સૂર્યોદયથી સૂર્યાસ્ત થતાં સુધી તે ગંગાના સઘળા ઘાટ ઉપર તપાસ કરતો હતો.

શૈલેન્દ્ર પોતે પણ સ્હવારે, મધ્યાન્હે અને સંધ્યાકાળે રસ્તામાં,

બજારમાં, હાટે ઘાટે અને મંદિરે મંદિરે ફરી મણિની શોધખોળ કરતો હતો.

પરંતુ માનો જીવ આટલું કરવા છતાં સંતુષ્ટ થયો નહિ. દશ દિવસ સુધી તપાસ કરવા છતાં તેનું કાંઇ ફળ આવ્યું નહિ ત્યારે વિમળાસુંદરી પોતે ગંગાને ઘાટે જઇ બેસવા લાગી. તેને એમ લાગતું હતું કે ઝુમનસિંહ ખાત્રીપૂર્વક જોઇએ એવી રીતે તપાસ નહિ કરતો હોય અથવા તો માનિનીને જોવા છતાં તે ઓળખી નહિ શકતો હોય. તેથી તે પોતે એક વખત બધા ઘાટ શોધી વળી. તે પોતે પેલી ડાકણને સારી રીતે ઓળખતી હતી. ઝુમનસિંહની આંખો એને કદાચ નહિ ઓળખી કાઢે તો પોતાની આંખો એ બાડી આંખ-વાળી બેશરમ કમજાતને અવશ્ય ઓળખી કાઢશે એવી વિમળાસુંદ-રીની માન્યતા હતી.

આવી માન્યતાથી વિમળાસુંદરી ઝુમનસિંહને સાથે લઇ પ્રભાત-કાળે જ ઘેરથી બ્હાર નીકળતી અને કોઇ એક ઘાટ ઉપર જઇ બાર વાગ્યા સુધી અર્થાત્ જ્યાં સુધી લોકો સ્નાન પરવારી ન જાય ત્યાં સુધી બેસી રહેતી. ત્યાર પછી પોતે સ્નાન કરી વિશ્વેશ્વર અને અન્ન-પૂર્ણાનાં દર્શન કરી ઘેર આવતી. કોઇ કોઇ દિવસે ઘેર આવતાં બપો-રના બે ત્રણ વાગી જતા. આ પ્રમાણે સઘળા ઘાટ ઉપર શોધ કરવામાં બીજા પણ દશ દિવસ પસાર થઇ ગયા; છતાં મણિનો કાંઇ પત્તો લાગ્યો નહિ. હવે વિમળાસુંદરીની ક્ષીણ આશા ધીમે ધીમે નિરાશાના રૂપમાં ફેરવાઇ જવા લાગી.

બીજી તરફ પુજા આવી. ચૈલેન્દ્ર દેશમાં જવા માટે વ્યસ્ત થયો; પરંતુ વિમળાસુંદરી કોઇ રીતે કાશી છોડી ઘેર જવા ઇચ્છતી નહોતી. જો તેના મણિનો પત્તો ન લાગે તો પછી દેશમાં જઇ તે શું કરે ? જેટલા દિવસ જીવશે તેટલા દિવસથી વિશ્વેશ્વર પ્રભુના દ્વારમાં

લાંઘણ કરી તે પડી રહેશે. તેના મનની જ્યારે આવી સ્થિતિ જોઇ ત્યારે એક દિવસે સંધ્યાકાળ પછી શૈલેન્દ્રે કહ્યું:–" મા ! મ્હારી ખાત્રી થઇ છે કે મણિમોહન કાશીમાં નથી. જો તેઓ અત્રે હોત તો આટલા દિવસમાં જરૂર તેમનો પત્તો લાગત."

વિમળાસુંદરીએ એક ગાઢ નિશ્વાસ મૂકી કહ્યું:–" પણ મ્હારું મન એ વાત માનતું નથી. જો પ્રથમથી જ અત્રે આવીને શોધ કરી હોત તો પત્તો ન લાગત કે ?"

"હું જમાલપુર જઇ આવ્યો ત્યાર પછી તરત જ અત્રે આવી તપાસ કરી હોત તો અવશ્ય પત્તો લાગત; પણ એ છ માસ ઉપરની વાત છે. આટલા દિવસમાં તેઓ ક્યાં ગયાં હશે તે કોણ જાણે છે ?"

"ત્યારે હવે શું કરવું ? તમને પણ અહીં કેટલા દિવસ સુધી રોકી રાખું ? પૂજાના દિવસ નજીક આવેલા હોવાથી તમારે હવે ઘેર જવાની ઘણી જરૂર છે."

"ખરું છે. પૂજા નજીક ન આવી હોત તો હજી હું ઘણા દિવસ સુધી અત્રે રોકાઇ શકત. પૂજાના દિવસોમાં અમે કોઇ ઘેર ન જઇએ તો ચાલે નહિ. ભાઇ ગયાજી છે–તેમને રજા મળે તેમ નથી. બાપા પણ હવે માને હુગલીમાં રહેવા દઇ ઘેર જઇ શકે નહિ. આમ હોવાથી મ્હારે ઘેર જઇ પૂજાનું કામ કરવું પડશે."

વિમળાસુંદરીએ એક નિશ્વાસ મૂક્યો. તેના હૃદયમાંનો રાખોડીમાં ઢંકાઇ રહેલો પેલો અગ્નિ એકદમ સળગી ઉઠયો. પૂજા નજીક આવેલી હોવા છતાં દીનાનાથે તો તેને ઘેર આવવા માટે કાંઇ લખ્યું નહોતું. તે આ વીસ પચીસ દિવસથી કાશી આવી હતી. એ સમય દરમ્યાન દીનાનાથે તેને એક પણ પત્ર લખ્યો નહોતો.

વિમળાસુંદરીએ શૈલેન્દ્રને કહ્યું:—" તમે ઘેર જાઓ. હું તો

હવે અત્રે જ રહોશ. તમે વર્ત્તમાનપત્રમાં જે વિજ્ઞાપન આપી છે તે જૂદે જૂદે ઠેકાણે જાય છે; તેથી વિજ્ઞાપન વાંચીને મ્હારો મણિ મ્હારી પાસે દોડી આવશે. આ ઘરનું ઠેકાણું તો બરાબર લખ્યું છે ને?"

"હા–બરાબર લખ્યું છે. હું પાછો એક વખત જમાલપુર જઇ પેલા હરિહરને ઘેર તપાસ કરીશ."

"ભલે, તેમ કરજો. વળી ગિરિડીમાં પણ એક વખત તપાસ કરાય તો સારું. એ ડાકણ વળી પાછી ગિરિડી જઇ રહેતી હોય તો તે બનવા જેવું છે. હાય રે ડાકણ! તું મ્હારું આવી રીતે સત્યાનાશ વાળીશ એમ સ્વપ્ને પણ મ્હેં જાણ્યું હોત તો હું ત્હારો પડછાયો પણ લેત કે?!"

બીજે દિવસે શૈલેન્દ્ર ઘર તરફ વિદાય થયો. વિમળાની પાસે દશરથ ચક્રવર્ત્તી, ઝુમનસિંહ અને બીજા નોકર રહ્યા. શૈલેન્દ્રે ચાર દિવસ પછી હુગલીથી પત્ર લખ્યો કેઃ—

"જમાલપુર જઇ તપાસ કરતાં એમ જાણવામાં આવ્યું છે કે, મણિની સાસૂ ત્યાં આવી નથી. તે ક્યાં છે એ સંબંધી કોઇ કાંઇ કહેતું નથી. ગિરિડીમાં જઇ તપાસ કરતાં માલૂમ પડયું છે કે માનિનીનો બંગલો વેચાઇ ગયો છે. ચાર હજાર રૂપિયા આપી એક મારવાડીએ બંગલો ખરીદ કરી ભાડે આપી દીધો છે. તેઓ કોઇને માનિનીની કાંઇ ખબર નથી."

આ પત્ર વાંચી સંભળાવી દશરથ ચક્રવર્ત્તી બોલ્યો—"બ્હેન! મ્હને એમ લાગે છે કે એ અહીં નહિ પણ કલકત્તામાં જ હશે."

વિમળાઃ—શા ઉપરથી તમે આમ કહો છો?

"જુઓ, હું કહું તે સાંભળો. એ માનિનીને રોકડ રકમની શી જરૂર હતી? ગિરિડીનો બંગલો વેચી નાખી મળી આવેલી રકમમાંથી

તેણે મણિભાઇ પાસે કલકત્તામાં કાંઇ ધંધો ચાલૂ કરાવ્યો હશે !"

"પરંતુ મણિ ધંધામાં શું સમજે ? એ આ વખતે પરીક્ષામાં નપાસ થયો છે. તેને બીજા કોઇ સ્થળે રાખીને એ ભણાવી પણ શકે. એક ભૂલ થઇ છે—અહીંની કૉલેજમાં એક વખત તપાસ કરવાની જરૂર છે."

"ઠીક, હું હમણાં જ એ વિષયની તપાસ કરી આવું છું; પરંતુ મ્હારી તો ખાત્રી જ છે કે તેઓ અહીં નથી જ. અહીં આટલા દિવસ તપાસ કરવા છતાં કાંઇ પત્તો લાગ્યો નથી. રસ્તામાં, ઘાટમાં હાટમાં, બજારમાં સર્વ સ્થળે આપણે તપાસ કરી છે. જો તેઓ અત્રે હોત તો આજ સુધીમાં જરૂર નજરે પડત. ગંગાના ઘાટ ઉપર આપે પણ કેટલા દિવસ સુધી તપાસ કરી છે?"

"તપાસ કરી એ ખરું છે; પરંતુ એ ડોશી ખ્રિસ્તી વિચારોની છે. એ ગંગાસ્નાન કરવા આવે ખરી કે ? તમે ઘેર જઇને કહેજો કે હું કાશી છોડી કલકત્તે આવવાની નથી. વિશ્વેશ્વરનાથના દ્વારમાં લાંઘણ કરી બેશી રહીશ તો તેઓ અવશ્ય ગમે તે માર્ગ બતાવશે."

પરંતુ મનુષ્ય ધારે છે કાંઇ અને થાય છે કાંઇ. વિમળાસુંદરી એક દિવસે સંધ્યાકાળે હરિશ્ચંદ્રના ઘાટ ઉપર બેઠી હતી. ઘાટ ઉપર ઘણાં માણસોનો સમાગમ થયો હતો. કાશીના સઘળા ઘાટ ઉપર માણસોની ભીંડ થતી હતી. સૂર્યદેવ પશ્ચિમાકાશમાં ઉતરી પડયા હતા તેથી સંધ્યાની છટાએ ગંગાની ચંચળ ઉર્મિમાળા ઉપર સિંદુર છાંટી દીધું હોય એમ લાગતું હતું. ગંગાને સ્હામે કિનારે અનાજનાં ખેતરો ઉપર સોનું ઢાળી દીધું હતું. આકાશમાં ધોળાં વાદળાંઓ દોડતાં હતાં.

વિમળાસુંદરી ચુપકીદીથી બેસી રહી સંધ્યાકાળની શોભા જોતી હતી. એવામાં એકાએક પાછળથી કોઇ ભીનો કરૂણસ્વર સંભળાતાં

તેણે પાછળ જોયું. એક ઘરડી સ્ત્રી " માઈ ભુખ લગી હૈ–કુછ ખાનેકા દો. " બોલી આર્ત્તનાદ કરતી હતી. તેને પૂછી જોવાથી વિમળાને માલૂમ પડ્યું કે, તેનો વૃદ્ધ પતિ ઘણા વખતથી રોગગ્રસ્ત થયો હતો. તેને એક બાળક–સંતાન હોઇ, તે પણ થોડા દિવસથી મરી ગયું હતું. એને આ ઘાટ ઉપર અગ્નિદાહ દીધો હતો. વૃદ્ધા સ્ત્રી ભિક્ષા માગી ખાતી હતી અને સ્વામીને જીવાડતી હતી; પરંતુ ભિક્ષા માગવાને તે બીજે સ્થળે જતી નહોતી. એ હરિશ્ચંદ્રના ઘાટ ઉપર જ બેસી રહેતી હતી; કારણ કે એ સ્થળે તેના પુત્રની અંતિમ ક્રિયા કરવામાં આવી હતી. ભિક્ષા માગી જે કાંઇ મળતું તે ઘેર લઇ જઇ રાંધીને વૃદ્ધ સ્વામીને તે ખવડાવતી હતી.

તેની આ કરૂણાજનક કથા સાંભળી વિમળાસુંદરીના મનમાં અનેક વિચાર ઉપજવા લાગ્યા. તેણે એ ડોશીને એક રૂપિયો આપવા સુમનસિંહને કહ્યું. રૂપિયો મળતાં તે આશીર્વાદ આપી ચાલી ગઇ; પરંતુ વિમળાસુંદરી એ સ્થળેથી ઉઠી નહિ. તેના મનમાં પ્રથમ એ પુત્રશોકાતુર રમણીની પેઠે પોતાના પુત્રશોકનો ઉછાળો આવ્યો. તેને પણ પુત્ર હતો; આજે તે ક્યાં છે ? આજે મણિ પણ ક્યાં છે ? મણિ શું જીવતો નહિ હોય ? જીવતો હોય તો આટલા દિવસ સુધીમાં કેમ આવી મળ્યો નહિ ? કદાચ તે હજી સુધી જાણી શકયો નહિ હોય કે તે કાશીમાં આવી તેને માટે બાવરી બની ફરતી ફરે છે–ખબર મળતાં તે અવશ્ય આવશે. તેમણે જે સ્થળની વિજ્ઞાપન આપી છે તે સ્થળે કોઇ દિવસે "બા ! હું આવ્યો છું." કહેતો આવીને તે ઉભો રહેશે. વિમળાસુંદરીએ આ સ્થળનો ત્યાગ કરી બીજે કોઇ સ્થળે નહિ જવાનો વિચાર કર્યો.

વળી યાદ આવ્યું કે, એ ભિક્ષુક સ્ત્રીનો પુત્ર ગયો છે; પણ

ામી છે. સ્વામી પ્રત્યે તેનો કેટલો બધો પ્રેમ છે! તે પોતે ાખો દિવસ ઘાટ ઉપર બેસી ભિક્ષા માગી તેના સ્વામીને ખવ-વે છે. વિમળાસુંદરી તેના સ્વામીને માટે શું કરે છે? લગભગ ેક માસથી તે ઘેરથી આવી છે. એ સમય દરમ્યાન તેના સ્વામીની વા-ચાકરી કોણ કરતું હશે? દાસ દાસીદ્વારા સઘળું કામ થાય ખરું ? વિમળાસુંદરી પાસે બેસી પંખો નાખતી નહિ તો દીનાનાથથી બ-ભર જમી શકાતું નહિ. હવે તેની પાસે કોણ બેસતું હશે? ખોરાકની ામગ્રી તે પોતાને હાથે થાળમાં પીરસી લાવી પતિ પાસે મૂકતી. વે તેને કોણ ખાવાનું આપતું હશે? રસોઇઓ જે જે વસ્તુઓ તેને ીરસતો હશે તે કદાચ તેને પસંદ નહિ પડતી હોય. ઘણી વખતે મતી વખતે દીનાનાથ જે પુસ્તકો વાંચી ગયો હોય તેનો વિચાર ર્યા કરતો-જમતાં જમતાં પોતે શું ખાય છે તે તરફ પણ તેનું ધ્યાન ેતું નહિ અને તેથી કેટલીક સ્વાદિષ્ટ વસ્તુઓ થાળમાં રહેવા દઇને જ હાથ ધોઇ ઉઠી જતો. હમણાં કોણ એ સઘળું તેને યાદ કરાવતું હશે? ી વિમળાસુંદરીએ તેને માટે જે સઘળું સારું અથાણું પોતાને હાથે તૈયાર ું હતું તે હવે તદ્દન બગડી ગયું હશે. રસોઇઓ એ વસ્તુઓ એને ખાવા હિ આપતો હોય. પોતે પાસે નહિ હોવાથી સ્વામીને ખાનપાનનું ઘણું ! વેઠવું પડતું હશે; પરંતુ તેઓ તો કાંઇ બોલતા નથી તેમજ ત્ર પણ લખતા નથી. તેમને મ્હોં ઉઘાડી બોલવાનો અભ્યાસ થી. કદાચ પુસ્તકોના વિષય વિચારતાં વિચારતાં તેઓ એટલા વા અન્યમનસ્ક થઇ જતા હશે કે આ સઘળા અભાવની તેમને તાને પણ ખબર નહિ પડતી હોય. ખાનપાનની બેદરકારીથી તેમનું ીર બગડવાનો સંભવ છે. હમ્મેશાં જેવો આહાર કરવાનો અભ્યાસ ય તેવો આહાર ન થાય તો શરીર કેવી રીતે ટકી શકે?

આવા વિચાર કરતાં કરતાં વિમળાસુંદરીનું મન પતિને માટે વ્યાકુળ બની ગયું; પરંતુ પુત્રને લીધા સિવાય દેશમાં કેવી રીતે જવાય? વિમળાએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે મણિનો મેળાપ નહિ થાય તો તે પાછી ઘેર નહિ જાય. હવે જો તે પાછી ઘેર જાય અને કદાચ મણિ આવે તો તેની મુલાકાત નહિ થવાથી મણિ પાછો જતો રહે અને તેમ થાય તો તેની સઘળી આશાનો ભંગ થાય. તેનો જીવનાધિક મણિ પુનઃ આવી દ્વાર નજીક ઉભો રહી જ્યારે કહે કે, "બા! હું આવ્યો છું." અને તે જો એ સ્થળે હાજર ન હોય તો મણિ નિરાશ થઇ પાછો જતો રહે. પછીથી આ જીવનમાં તેનો મેળાપ થાય નહિ, કેમકે એ ઘણો અભિમાની હોવાથી પછી કોઇ પણ રીતે પાછો આવે નહિ.

ત્યારે તેણે હવે કરવું શું? હજી પણ થોડા દિવસ કાશીમાં રાહ જોવાની તેને જરૂર જણાઇ.

આ વખતે તેણે સાંભળ્યું કે એક બંગાળી બ્રાહ્મણ કેટલાક ગૃહસ્થો પાસે બેસી મહારાજ હરિશ્ચંદ્રની કથા કહેતો હતો. હવે જ તેને યાદ આવ્યું કે તે પોતે પણ હરિશ્ચંદ્રના ઘાટ ઉપર બેઠી છે. પહેલાં એક વખતે તે હરિશ્ચંદ્રનું ઉપાખ્યાન વાંચી ગઇ હતી. તેના મનમાં એમ થઇ આવ્યું કે, આ જ એ સ્મશાન ભૂમિ છે કે જે સ્થળે મહારાજ હરિશ્ચંદ્રે નીચનું કાર્ય સ્વીકાર્યું હતું—જે સ્થળે તેની પતિપ્રાણા સહધર્મિણી મૃતપુત્રને ખોળામાં લઇ દહન કરવા આવી હતી—જે સ્થળે ઓળખાણ નહિ પડવાથી પતિએ પ્રથમ તેના સાથે નિર્દય વ્યવહાર કર્યો હતો અને પછી પરિચય થતાં બન્ને જણાંએ મૃત બાળકને ખોળામાં લઇ હૃદયવિદારક વિલાપ કર્યો હતો. એ હૃદયભેદક કથાનું સ્મરણ થઇ આવતાં વિમળાસુંદરીનું

હૃદય ઘણું ભરાઇ આવ્યું અને તે નેત્રોમાંથી આંસુ સારવા લાગી. એ જ ક્ષણે તેને એમ લાગ્યું કે, શૈબ્યાની માફક તે પોતે પણ આજે માર્ગની ભિખારણ બની છે. તેનો પુત્ર ક્યાં છે? તેના સ્વામી ક્યાં છે? મહર્ષિ વિશ્વામિત્રના વરદાનથી આ સ્મશાન ઘાટ ઉપર સતી તારાએ પુત્રધન પુનઃ પ્રાપ્ત કર્યું હતું. વળી પતિ અને પુત્રની સાથે પુનર્મિલન થયા પછી તેણે અક્ષય સ્વર્ગસુખ મેળવ્યું હતું. વિમળાસુંદરીનું પણ એવું સૌભાગ્ય થશે કે? તેઓ હતાં ધર્માત્મા—અને વિમળા કોણ હતી? તારાએ પતિને ઋણમુક્ત કરવા માટે બ્રાહ્મણને ઘેર દાસત્વ સ્વીકાર્યું હતું પણ વિમળાએ પોતાના પતિ માટે શું કર્યું હતું?

આ વાતનો વિચાર કરતાં કરતાં સંધ્યાકાળ થયો. ચારે બાજૂએ "હર હર–બમ બમ" ધ્વનિ થવા લાગ્યો. ઠેકઠેકાણે સંધ્યાકાળની આરતિનાં વાજીંત્રો વાગી ઉઠયાં. ગંગાતીરે અસંખ્ય નરનારીઓ સંધ્યાકાળની ઉપાસના કરવા માટે આવવા લાગ્યાં. પ્રાતઃકાળે અને સંધ્યાકાળે વારાણસીના ગંગાતીરે ધર્માનુષ્ઠાનનું જે જ્વલંત દૃશ્ય નજરે પડે છે તેથી મનમાં એમ થાય છે કે પ્રભુ વિશ્વેશ્વર વિશ્વવ્યાપી હોવા છતાં આ સ્થળે તેઓ સજીવ મૂર્તિ ધારણ કરી આ સઘળાં ધર્મપ્રાણ નરનારીઓનાં હૃદયમાં આવિર્ભૂત થયા સિવાય રહી શકે નહિ. હિંદુધર્મ જો કોઇ પણ સ્થળે સજીવ હોય તો તે આ પરમ પવિત્ર સ્થળે જ છે.

વિમળાસુંદરી પણ ભક્તિગદ્‌ગદ ચિત્તે સંધ્યાકાળની એ ઉપાસનામાં ભળી ગઇ. તેણે ઘાટ ઉપર બેસી આહ્નિક પૂર્ણ કર્યું. હવે તેનું મન અનેક રીતે શાન્ત થયું. પછી વિશ્વેશ્વરની આરતિનાં દર્શન કરી તે ઘેર પાછી ફરી. ઘેર આવ્યા પછી દશરથ ચક્રવર્તીએ કહ્યુંઃ "કલકત્તાથી પત્ર આવ્યો છે. શેઠનું શરીર સારું નથી." વિમળા-

સુંદરીએ ચમકિત બની જઇ કહ્યું:–"શું કહ્યું–તેઓ બીમાર છે? કોણે પત્ર લખ્યો છે? એ પત્ર ક્યાં છે?"

ઘરના મુખ્ય કારભારી રાધામાધવે પત્ર લખ્યો હતો કે:– "આજે ચાર દિવસથી શેઠને તાવ આવે છે. હજી સુધી તાવ ઉતર્યો નથી. ડૉક્ટરે ચિકિત્સા કરી કહ્યું છે કે, ચિંતા કરવાનું કારણ નથી." ચક્રવર્તીએ પત્ર વાંચી સંભળાવ્યો. વિમળાસુંદરીએ કહ્યું:–"આટલા માટે જ આજે કેટલાક દિવસથી મ્હારા મનમાં કાંઇનું કાંઇ થતું હતું. હવે ઘેર જવાનો જલ્દી બંદોબસ્ત કરો."

"ક્યારે જવું છે?"

"કાલે જ જઇશું. હવે વિલંબ કરવો ઉચિત નથી. ચાર દિવસથી તાવ આવે છે તેથી આજે થયા છ દિવસ. એમનું શરીર દુર્બળ તો છે જ તેથી આ છ દિવસમાં દેવ જાણે કે કેટલી બધી દુર્બળતા વધી ગઇ હશે!"

"ઠીક, કાલે જ જવાની વ્યવસ્થા થશે."

"વળી બીજી પણ એક વાત છે. હું મણિની વાત વિચારું છું. આપણા અત્રેથી ગયા પછી મણિ કદાચ આ સ્થળે આવે તો? તે આ ઘેર આવે એવો જ સંભવ છે. તમે જાહિરખબરમાં આ જ ઠેકાણું દર્શાવ્યું છે ને?"

"હા–આ જ ઠેકાણું દર્શાવ્યું છે; પરંતુ મણિભાઇ અત્રે આવશે કે? તેઓ આવવાના હોત તો આટલા દિવસમાં અવશ્ય આવ્યા હોત."

"તમે શું બોલો છો તેનું તમને ભાન નથી. તમારામાં બિલકુલ બુદ્ધિ નથી. તે જો કાશીમાં હોત તો ક્યારનોય આવી મળ્યો હોત; પરંતુ તે કોઇ અન્ય સ્થળે હશે. વર્ત્તમાનપત્રની જાહિરખબર જાણશે કે વાંચશે એટલે તત્કાળ આ સ્થળે આવશે."

ચક્રવર્તી ધમક ખાઇને કાંઇ ઉત્તર આપી શક્યો નહિ. તે કેવળ માથું ખંજવાળવા લાગ્યો. છેવટે સાવધ થઇ તે બોલ્યો–" આ મકાનવાળાને આપણે કલકત્તે જવાની વાત કહી જઇશું. અને કલકત્તે ગયા પછી પાછી વર્ત્તમાનપત્રોમાં જાહિરખબર છપાવીશું, સમજ્યાં ? "

વિમળાસુંદરી પણ ગમે તે રીતે આ વિષયનો નિકાલ કરવા ઇચ્છતી હતી. બે તરફની ચિંતાના પ્રવાહમાં પડી તેનું મન ઊંચું નીચું થવા લાગ્યું. સારાંશ કે, ચક્રવર્તીનાં આ વચન સાંભળી તેણે મનને વાળવાનો પ્રયત્ન કર્યો. છેવટે બીજે દિવસે કલકત્તા જવાનું નક્કી થયું.



# પ્રકરણ ૯ મું



## ચરનારાયણપુરમાં ઉત્સવ

શૈલેન્દ્ર ઘેર જઇ કર્મસમુદ્રમાં તરવા લાગ્યો. તેનું શરીર સશક્ત હતું, ચરિત્ર સરળ અને ઉદાર હતું તથા તેનામાં યૌવનોચિત જ્વલંત ઉત્સાહ હતો. તેના ઉપર એ પોતે ઇચ્છિત કર્મક્ષેત્ર મેળવી શક્યો હતો. દ્રવ્યનો પણ અભાવ નહોતો. હવે તે બેસી રહે ખરો કે ? પૂજાના દિવસ વીતી ગયા પછી કલકત્તે જઇ દીનાનાથ પાસેથી પૈસા લઇ આવી તે પોતાના અસલ કર્મસ્થાને–કાળીગંજની કચેરીમાં–ગયો. તેણે પ્રથમ જ કાલીગંજની શ્રીકાળીમાતાના મંદિરનો જીર્ણોધ્ધાર કરવો શુરુ કર્યો. બીજી તરફ ચરનારાયણપુરની પ્રજાને આપેલા વચન પ્રમાણે નાણાં આપી તેમની મારફતે તળાવ ખોદાવવાનું, સ્કૂલનું મકાન બંધાવવાનું અને ગામના રસ્તા દુરસ્ત કરાવવાનું કામ ચાલુ કરી દીધું. આ પ્રમાણે છ માસમાં તો કાળીમંદિરનો જીર્ણોદ્ધાર પૂર્ણ થયો અને ચરનારાયણપુર શૈલેન્દ્રના સંકલ્પ પ્રમાણે આદર્શ–ગ્રામમાં ફેરવાઇ ગયું. કાળીગંજની નજીક

આવેલી પડતર જમીન આબાદ કરવાની શૈલેન્દ્રે શુરૂઆત કરી અને પૂર્વે જે સ્થળે ધીચ જંગલ હતું તેને ફાગણ માસ પહેલાં કાપી નાખી દુરસ્ત કરાવી ફસલમાં ખેડવા લાયક બનાવ્યું.

બીજી તરફથી દીનાનાથે પણ કલકત્તામાં રહી ગામડાની ઉન્નતિ વિધાયક રોકડ અવેજ (village improvement fund)ની ઉપયુક્ત વ્યવસ્થા કરવા લાગ્યો. અન્યાન્ય ટ્રસ્ટીઓની સલાહ લઇ તેણે રોકડ ફંડના ઉપયોગ સંબંધી કેટલાક નિયમ ઘડી કાઢયા. એક એવો પણ નિયમ કરવામાં આવ્યો કે, જે ગામોમાંથી જોઇતી મદદનો એક ચતુર્થાંશ ભાગ સ્થાનિક ફંડમાં આપવામાં આવશે તથા સ્થાનિક જમીનદાર તરફથી મદદ મળશે એ ગામડાંઓની આબાદી માટે ખુટતી સઘળી રકમ આ ફંડમાંથી આપવામાં આવશે. સરકારી ગેઝેટ અને જાહિર વર્તમાનપત્રોમાં આ ફંડના નિયમો છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યા એટલે દેશમાં સર્વત્ર દીનાનાથની દાનશીલતાની પુષ્કળ પ્રશંસા થઇ; કેમ કે, હજી સૂધી કોઇ સાધારણ બંગાળીએ દેશના કલ્યાણ માટે એકી વખતે દશ લાખ રૂપિયાનું દાન કર્યું નહોતું. વળી દાનનો ઉદ્દેશ પણ અતિ સ્તુત્ય હોઇ હજારો લોકોનાં દુઃખ દારિદ્ર્ય તેથી દૂર થવાનો સંપૂર્ણ સંભવ હતો. વળી દેશની સુખાકારીની ઉન્નતિ થવાથી બંગાળી જાતિ પાયમાલીના મુખમાંથી પાછી ફરે તેમ હતી.

ઉપરોક્ત ફંડમાં મદદ કરવાના નિયમો વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયા એટલે બંગ દેશનાં ભિન્ન ભિન્ન સ્થળોએથી મદદ કરવા ઇચ્છનાર ગૃહસ્થોની સંખ્યાબંધ અરજીઓ આવવા લાગી; પરંતુ સ્થાનિક ફંડ અને જમીનદારની મદદ એ બન્ને શર્તોને લીધે ઘણા સહાય કરવા ઇચ્છનાર માણસો આ વખતે પાછા હઠી ગયા. જે જે અરજીઓ અવશિષ્ટ રહી તે સર્વ સ્થાનિક તપાસ કરવા માટે શૈલેન્દ્રને મોકલી

આપવામાં આવી. શૈલેન્દ્રનું કામ પણ ધીમે ધીમે ઘણું વધવા લાગ્યું અને તેનું કર્મક્ષેત્ર ઘણું વિસ્તૃત થયું; છતાં તેથી સહજ પણ વિચળિત નહિ થતાં વિશેષ ઉત્સાહથી તે કાર્યક્ષેત્રમાં અવતીર્ણ થયો.

આજે ચરનારાયણપુર—આદર્શ ગ્રામની નવી સ્થપાયલી સ્કૂલના મકાનની પ્રતિષ્ઠા કરવાની હતી. એ કારણથી શૈલેન્દ્રે દીનાનાથને આવવા માટે નિમંત્રણ કર્યું હતું. તેની સાથે બીજા ટ્રસ્ટીઓ પણ આવવાના હોઇ તેઓ આદર્શ ગ્રામની કાર્યપ્રણાલી પોતાની નજરે જોઇ જવાના હતા. તેથી તેમને ભવિષ્યના કાર્ય સંબંધીનું જ્ઞાન થવાનો સંભવ હતો. સમસ્ત બંગદેશના આ શિરોભૂષણ મહાત્માઓને લઇ આવવા માટે દીનાનાથે એક ન્હાની સ્ટીમર ભાડે કરી હતી. જસ્ટીસ હરિદાસ બન્દોપાધ્યાય, મિ. આનંદમોહન ઘોસ, બાબુ શિશિરકુમાર બસુ, મૌલવી જબરઅલી ખાન બહાદુર વગેરેએ આવવા હા પાડી હતી અને તેમની સાથે કેટલાક બીજા કલકત્તાવાસી મિત્રો પણ આવવાના હતા. ચરનારાયણપુર ગામને આજે ઉત્સવના વેશમાં સજ્જિત કરવામાં આવ્યું હતું. ગંગાના ઘાટ ઉપર પત્ર પુષ્પનું બનાવેલું એક તોરણ બાંધવામાં આવ્યું હતું. એ ઘાટથી ગામની સ્કૂલના મકાન સુધી રસ્તાની બન્ને બાજૂએ કેળના સ્થંભ રોપવામાં આવ્યા હતા અને એ તમામ કદળી સ્થંભ ઉપર લાલ પીળા લીલા રંગના વાવટા ખોસવામાં આવ્યા હતા. સ્કૂલના મકાનની સ્હામે એક કૃત્રિમ દરવાજો ઉભો કરવામાં આવ્યો હતો તથા સ્કૂલના મકાનને પણ જૂદા જૂદા રંગના કાગળોનાં ફૂલ તથા માળાઓથી શણગારવામાં આવ્યું હતું. એ સ્કૂલના મકાનની બાજૂએ સભાને માટે એક મ્હોટો શામિયાનો ઉભો કરવામાં આવ્યો હતો. એ સભાસ્થળને પણ ફુલ—પાનનાં તોરણ બાંધી શણગારવામાં આવ્યું હતું.

ચરનારાયણપુરની હવે પહેલાંના જેવી સ્થિતિ નહોતી. પહેલાં જે ગામના રસ્તામાં ખાડા ખાબરામાં પાણી ભરાઇ રહી એક ખાળ જેવું દેખાતું હતું, તે જગ્યા હમણાં એક સુંદર બાંધેલા રસ્તામાં પરિણત થઇ હતી. એ રસ્તાની બન્ને બાજૂએ પાણી કાઢવાની પાકી બાંધેલી ગટરો દેખાતી હતી. ગામની અંદર જે જંગલ, ખાડા ટેકરા દેખાતા હતા એ સર્વને ખોદી-ખણી દુરસ્ત કર્યું હતું અને આસપાસની પડતર જમીનને ફસલમાં ખેડવા યોગ્ય બનાવી દીધી હતી. હરિદાસની પેલી જમીન ઉપર સ્કૂલનું મકાન ઈંટો અને ચુનાથી ચણેલું હોઇ એની અંદર ત્રણ હૉલ અને બન્ને બાજૂએ ખુલ્લો ઓટલો હતો. ઉત્તર તરફના ઓટલાની એક બાજૂએ એક ન્હાની ઓરડી હોઇ એમાં લાયબ્રેરી હતી તથા સ્હામે આવેલી ઓરડીમાં એક કબાટમાં ઔષધો અને શસ્ત્રો ગોઠવી રાખ્યાં હતાં. ગામનો ડૉકટર હમ્મેશાં પ્રાતઃકાળે ત્યાં બેસી રોગીઓને ઔષધ આપતો હતો. સ્કૂલના મકાનની સ્હામે એક ન્હાનો ફૂલબાગ હતો. સ્કૂલના વિદ્યાર્થીઓએ પોતાને હાથે છોડ રોપી બાગ તૈયાર કર્યો હતો. સ્કૂલના મકાનની પાછળ છોકરાઓને રમવા-ખેલવાની સપાટ જમીન તૈયાર કરવામાં આવી હતી.

આ સ્કૂલથી થોડેક દૂર કેટલીક ખુલ્લી જમીન હતી. એ ઠેકાણે તળાવ ખોદાવવામાં આવ્યું હતું. તળાવનું પાણી ઘણું નિર્મળ દેખાતું હતું. એ તળાવની માટીથી ગામના રસ્તા બાંધવામાં આવ્યા હતા. તળાવની પાળ ઉપર નાળિયેરી અને તાડનાં ઝાડ રોપવામાં આવ્યાં હતાં. દક્ષિણ બાજૂએ એક બાંધેલો ઘાટ હતો તથા ત્રણે બાજૂઓને લોખંડી તારની વાડ નાખી ઘેરી લેવામાં આવી હતી. તળાવ પીવાના પાણી માટે સુરક્ષિત ( reserved ) થયું હતું.

લગભગ એક વાગ્યે સ્ટીમરનો ધુમાડો દેખાયો. શૈલેન્દ્ર ઘાટ

ઉપર ઉભો રહી સર્વની રાહ જોતો હતો. તેણે તરત જ ગામવાસી-ઓને ખબર મોકલી. ખબર મળતાં જ ચરનારાયણપુર અને તેની આસપાસનાં ત્રણ ચાર ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને બીજા હજારો લોક આવી ઘાટ ઉપર હાજર થયા. જોતજોતાંમાં સ્ટીમર આવી ઘાટે લાગી. ગામની પંચાયત અને બીજા કેટલાક સભ્ય ગૃહસ્થોને સાથે લઇ શૈલેન્દ્રે આવનાર ગૃહસ્થોનો સત્કાર કર્યો. તેમને માટે પાલ-ખીનો બંદોબસ્ત કર્યે હતો; પરંતુ તેઓ સર્વ ચાલતા ચાલતા ગામમાં ગયા. તેમની પાછળ કેટલાક લોક પખા જ કરતાલ બજાવી ગાતા ગાતા ચાલવા લાગ્યા. રસ્તે થઇને જતાં જતાં તેઓ ગામનો રસ્તો, વૃક્ષોની હાર, લોકોનાં ઘરબાર વગેરે જોતા જોતા ચાલ્યા.

સભા સ્થળે ઉપસ્થિત થઇ આવનાર ગૃહસ્થો પોત પોતાના આસન ઉપર બેઠા. ગામવાસીઓ બેસી શકે એવી પણ વ્યવસ્થા કર-વામાં આવી હતી; પરંતુ લોકસંખ્યા વિશેષ હોવાથી કેટલાકને શામિ-યાનામાં બેસવાનું સ્થાન મળ્યું નહિ. ઘણા લોકોને બ્હાર ઉભા થઇ રહેવું પડ્યું.

હવે સભાના કામની શુરુઆત થઇ. પ્રથમ **वंदेमातरं** સંગીત ગાવામાં આવ્યું અને જસ્ટિસ હરિદાસે સર્વાનુમતે સભાપતિનું આસન સ્વીકાર્યું. તેમણે પોતાની સ્વભાવસિદ્ધ સુલલિત ભાષામાં સર્વને સભાનો ઉદ્દેશ અને વિદ્યાશિક્ષાની આવશ્યકતા સમજાવી. પછી મિ૦ આનંદમોહને ગામડાંઓની આબાદી કેવી રીતે થઇ શકે એ વિષયનું બંગાળી ભાષામાં માર્ગદર્શક વિવેચન કર્યું. મોલવી જબરઅલી ખાન બહાદુરે સર્વ પ્રકારની ઉન્નતિ માટે હિંદુ મુસલમાનોએ પરસ્પર સહકાર અને સ્નેહભાવ રાખી કાર્ય કરવું ઉચિત છે એ વિષયનો ઉપદેશ આપ્યો. પછી શૈલેન્દ્રે ઉઠી છટાદાર રીતે એક ભાષણ કર્યું.

તેના પ્રત્યેક શબ્દે શ્રોતાઓના હૃદયને સ્પર્શ કર્યો. ન્હાનાં ગામડાંઓની ઉન્નતિ કર્યા સિવાય બંગાળી જાતિનું રક્ષણ થશે નહિ—ન્હાના ગામડાંની ઉન્નતિ માટે જે જે કરવું જરૂરનું છે તે સઘળા લોકોના એકઠા પ્રયત્ન સિવાય થઇ શકે તેમ નથી–બધા લોકોએ અંદર અંદરની ખટપટ અને સ્વાર્થ વિસારી દઇ આ કાર્યમાં ધ્યાન આપવું પડશે–સર્વના એકઠા પરિશ્રમથી જ આ ન્હાના ગામે થોડા સમયમાં જ બદલાઇ જઇ, આબાદી ઉપર આવી શ્રીધારણ કરી છે–આ સઘળી વાત શૈલેન્દ્રે વિશેષ રીતે કહી બતાવી. અંતે સારા ખોટા, શિક્ષિત અશિક્ષિત, ધનવાન દરિદ્ર–સર્વ માણસો પરસ્પરનો ભેદ ભૂલી જઇ ભાઇ ભાઇ બની એકઠા નહિ રહે તો કોઇની ઉન્નતિ થઇ શકશે નહિ એ વાત તેણે અસરકારક ભાષામાં કહી બતાવી. તેનું ભાષણ સમાપ્ત થયા પછી સભાપતિ મહાશયે પોતાના કંઠમાંની એક પુષ્પમાળા તેના ગળામાં પહેરાવી દીધી અને શિશિરકુમારે ઉઠીને તેને ઊચકી લેવાનો પ્રયત્ન કર્યો; પરંતુ એમના જેવા ન્હાના ઠીંગણા પુરુષ શૈલેન્દ્ર જેવા પંજાબી પહેલવાનને કેવી રીતે ઉચકી શકે ? એથી તો ઉલટી હસાહસ થઇ. પછી તેમણે જ્યારે સજળનયને અને ગદ્‌ગદ કંઠે ત્રુટક ભાષામાં સર્વને સંબોધીને ભાષણ કર્યું ત્યારે તેમની પ્રેમપૂર્ણ વકતૃતા સાંભળી સઘળા લોકો મુગ્ધ થઇ ગયા.

ત્યાર પછી ગામની મુખ્ય પંચાયતના સભ્ય કૃષ્ણધન વિશ્વાસે ઉઠીને સ્કૂલનું મકાન બંધાવવાનું તથા બીજાં જે સઘળાં કામો કરવામાં આવ્યાં હતાં તેનું એક વિવરણ અને આવક–ખરચનો હિસાબ વાંચી સંભળાવ્યો. પછી સભાના પ્રમુખ મહાશયે બીજા આવનાર ગૃહસ્થોની મંડળી સાથે ઉઠી સ્કૂલનું મકાન ખુલ્લું મુકવાનું કાર્ય કર્યું અને એ મકાનમાં પ્રવેશ કરી સઘળું જોયું.

મકાનની વ્યવસ્થા જોયા પછી સર્વ સભાસ્થળમાં આવી બેઠા અને શૈલેન્દ્રે ગામવાસી લોકોના તરફથી આવનાર ગૃહસ્થોને ધન્યવાદ આપ્યો. સભાની અંદર બેઠેલા સઘળા લોકોએ હર્ષનાદની તાળીઓ પાડીને તેની વાતને વધાવી લીધી.

અંતે શૈલેન્દ્રે પસંદ કરેલા ચાર બાળકોએ આગળ આવી જન્મ-ભૂમિનુ મંગળ ગીત ગાયું.

એ ગીત પૂર્ણ થતાંની સાથે જ શિશિરકુમાર અંતરના આવેગથી ઉઠી ઉભા થઇ સઘળા લોકની સાથે ભેટવા લાગ્યા અને તે સાથે દીનાનાથ, ખાનબહાદુર વગેરે પણ સઘળા માણસોને ભેટવા લાગ્યા. મિ૰ આનન્દમોહન ઘોષે પોતાનો સાહેબી પોષાક હૅટ, કોટ, કૉલર, નેકટાઇ કાઢી નાંખી ભેટવાનો આરંભ કર્યો. સભાપતિ જસ્ટિસ હરિદાસ સંયમપ્રિય હોવા છતાં તેઓ પણ આ વખતે બેસી નહિ રહેતાં સર્વની સાથે ભેટવા લાગ્યા. દર્શક મંડળીના ઉચ્ચ કંઠથી બોલાતા જયધ્વનિએ ગગનને ગજવી મૂક્યું.

સભા વિસર્જન થયા પછી આવેલા ગૃહસ્થો માટે ચ્હાપાણીની વ્યવસ્થા કરવામાં આવી. જસ્ટિસ હરિદાસ ચુસ્ત હિન્દુ હતા તેથી તેમણે કોઇ પણ પ્રકારનો નાસ્તો લીધો નહિ. ત્યાર પછી તેઓ સર્વે ગામની આસપાસ ફરી ગામની સઘળી સ્થિતિ વિશેષ રીતે તપાસી ચાર વાગ્યાને સમયે સ્ટીમરમાં બેઠા. વિદાય થતી વખતે પણ ઘણા લોક તેમની સાથે ઘાટ ઉપર ગયા અને ઘણા સમારોહથી તેમને વિદાય કર્યા. શૈલેન્દ્ર પણ તેમની સાથે સ્ટીમરમાં બેસી હુગલી નજીક ઉતરી પડ્યો.



# પ્રકરણ ૧૦ મું

## પુન: માલ્યદાન

તારિણીચરણ સંધ્યાકાળે તેમના બન્ને મિત્રો સાથે યથારીતિ વાર્તાવિનોદ કરતા બેઠા હતા. એ વખતે શૈલેન્દ્ર તેના કારભારી વિપિનચંદ્રની સાથે સ્ટીમરમાંથી ઉતરી ઘેર આવ્યો.

શૈલેન્દ્ર ચરનારાયણપુર જઇ જે સઘળું કામ કરી આવ્યો હતો તેમાંનું કાંઇ પણ તારિણીચરણ જાણતા નહોતા. પ્રથમથી જ શૈલેન્દ્રના કાર્યમાં તેમનો વિરકત ભાવ હતો. વળી પિતા પાસેથી પોતાને કોઇ પણ પ્રકારની મદદ મળવાની નથી એમ સમજી શૈલેન્દ્રે તેમને કોઇ વાત જણાવી નહોતી. તારિણીચરણે શૈલેન્દ્રને જોઇ પૂછ્યું:- " શી ખબર છે ? દશ દિવસ સુધી કાળીગંજ રહીને ત્હેં શું કર્યું ? કાંઇ મહેસુલ વસુલ થયું કે ? "

શૈલેન્દ્ર—જી, મહેસુલનું કામકાજ આ વખતે કરી શકયો નથી. આ વખતે ચરનારાયણપુરની સ્કૂલના મકાનની પ્રતિષ્ઠા કરવાની હતી.

તારિચરણ ગુસ્સે થઇ બોલ્યા-" સ્કૂલના મકાનની પ્રતિષ્ઠા કરી મ્હને સ્વર્ગમાં પહોંચાડી દઇશ કે ? તું ત્હારી મરજી હોય તેમ કર. વિપિનચંદ્રને મહેસુલ ઉઘરાવવાનું કામ નહિ કરવા દેતાં તેને સાથે લઇને તું કેમ ફરે છે ? "

શૈલેન્દ્ર કાંઇ ઉત્તર આપ્યા સિવાય ચુપકીદીથી ઉભો રહ્યો વિપિનચંદ્રે કહ્યું:-" મુરબ્બી, શૈલેન્દ્રભાઇ જે કામ કરે છે તેથી તેમના નામની વાહવાહ થઇ રહી છે. "

આ વખતે અન્નદનાથે કહ્યું-" શૈલેન્દ્ર એવું તે શું કામ કરે છે ? "

"ચરનારાયણપુર ગામ-કેવળ ચરનારાયણપુર જ નહિ પણ આપણો સઘળો દેશ પવિત્ર થઇ ગયો છે. આવા પ્રકારનું કામ કોઇએ કોઇ વખત જોયું નથી તેમ સાંભળ્યું પણ નથી."

તારિણીઃ—એ કામનું નામ કહે-લાંબી લાંબી વાતો સાંભળવાની મ્હારી ઇચ્છા નથી.

"મુરબ્બી, આપ ક્યાં નથી જાણતા કે '**पुत्रे यशसि तोये च नराणां पुण्यलक्षणम्**'-આપણા આ પ્રદેશમાં લોકો કેવળ એમ જ કહે છે કે, તારિણીચરણરાય ઘણા પુણ્યવાન્ પુરુષ છે; તેમ ન હોય તો તેમને આવો સદ્‌ગુણી સ્વદેશભક્ત પુત્ર પ્રાપ્ત ક્યાંથી થાય?"

"અરે! તને પૂછું છું એ વાતનો ઉત્તર આપ; બીજી વાત સાંભળવાની મ્હારી મરજી નથી."

"એક સભા મળી હતી-એમાં હજારો લોક એકઠા થયા હતા. કલકત્તાથી સ્ટીમરમાં બેસી સાત આઠ મહાપુરુષો પણ આવ્યા હતા. મ્હેં એમ સાંભળ્યું છે કે, તેઓમાં એક હાઇકોર્ટના જજ્જ પણ હતા."

તારિણીચરણે આ વખતે પ્રસન્ન થઇ કહ્યુંઃ—"એમ કે? હાઇકોર્ટના જજ્જ? કયા જજ્જ? (શૈલેન્દ્ર તરફ જોઇ) શૈલેન્દ્ર! ત્હેં મ્હને પ્રથમથી ખબર કેમ ન આપી?"

શૈલેન્દ્રે આ પ્રસંગે નમ્રભાવથી કહ્યુંઃ-"જસ્ટિસ હરિદાસ બન્દોપાધ્યાય આવ્યા હતા. વળી તેમની સાથે મિ૦ આનન્દમોહન ઘોષ, બાબુ શિશિકુમાર બસુ, મૌલવી જબ્બરઅલી ખાન બહાદુર અને કેટલાક બીજા મ્હોટા લોક તેમજ મ્હારા શ્વસુર મહાશય આવ્યા હતા."

ચન્દ્રઃ—ત્યારે તો તમે ઘણી સારી તૈયારી કરી હશે!

રસિકઃ—તેમણે સર્વેએ આવીને શું કર્યું?

શૈલેન્દ્રઃ—ચરનારાયણપુર એક આદર્શ ગ્રામ થયું છે કે નહિ,

ગામડાની કેવી રીતે આબાદી થાય છે, કેવી રીતે ભવિષ્યમાં કામ કરવાથી દાનની રકમનો સદુપયોગ થાય તેમ છે એ તપાસવા માટે એ સઘળા ટ્રસ્ટીઓ આવ્યા હતા. સ્કૂલના મકાનની પ્રતિષ્ઠા તો માત્ર ઉપલક્ષ રૂપ હતી.

તારિણીચરણે વિમર્ષ ચિત્તે કહ્યું—"પરંતુ ત્હેં મ્હને અગાઉથી ખબર કેમ ન આપી? આવા મહાન્ પુરુષો મ્હારી જમીનદારીમાં આવ્યા હતા! તેમજ તેઓમાં એક હાઇકોર્ટના જજ્જ હતા, એક ખાન બહાદુર હતા. તેમના સર્વના યોગ્ય સત્કારની જોઇએ એવી વ્યવસ્થા થઇ હોય એમ લાગતું નથી."

વિપિનઃ—મુરબ્બી, એ વિષયની આપ બિલ્કુલ ચિંતા કરશો નહિ. શૈલેન્દ્રભાઇએ સર્વ પ્રકારનો ઉત્તમ બંદોબસ્ત કર્યો હતો. વળી આસપાસનાં ગામડાંઓના આબરુદાર લોકો એ પ્રસંગે આવ્યા હતા. જે સભા થઇ હતી એવી મ્હોટી સભા મ્હેં કોઇ વખતે જોઇ નથી. સભાપતિ જજ્જ બહાદુરે તેમના પોતાના કંઠમાંની પુષ્પમાળા કાઢી સભામાં જ શૈલેન્દ્રભાઇના કંઠમાં પહેરાવી દીધી હતી અને શિશિરબાબુએ હર્ષાવેશથી ભાઇને ઊંચકી લીધા હતા. એ વખતે સઘળા લોકોએ ઉચ્ચ કંઠે હર્ષનાદ કર્યા હતા. સભામાં છેવટે એક બીજાને ભેટવાની ઘણી ધમાલ ચાલી રહી હતી. શિશિરબાબુ, બૅરિસ્ટર સાહેબ, ખાન બહાદુર, જજ્જ બહાદુર વગેરે સર્વ સભાના લોકો—ખેડુત લોકોની સાથે હર્ષથી ભેટયા હતા. એ ઘણો ચમત્કારિક દેખાવ હતો.

તારિણી—તમે તો કહો છો કે એ ઘણો ચમત્કારિક દેખાવ હતો; પરંતુ હવે એ ખેડુ બેટાઓ આપણું કહેવું માનશે કે? હવે તેઓ રીતસર મહેસુલ આપશે કે? હરેક કામમાં તમારી ઉતાવળ.

ચન્દ્રનાથે હર્ષિત થઇ કહ્યુંઃ—"તારિણીચરણ! અત્રે આપની

સમજફેર થાય છે. શૈલેન્દ્રે મેળવેલી પ્રતિષ્ઠાની વાત સાંભળી અમારી છાતી દશ આંગળ ફુલી ઉઠે છે. આપે તો એને આવા વિષયમાં ઉત્સાહ આપવો જોઇએ."

રસિકઃ—બરાબર છે.

તારિણી—કેવળ વાતો કરવાથી કાંઇ બને નહિ. એ બધી નિરુપયોગી વાતો છે. મ્હને એવી રીતે ઉત્સાહ આપતાં આવડતું નથી. હવે તમે આશીર્વાદ આપો કે શૈલેન્દ્ર દીર્ઘાયુ થઇ કોઇ પણ રીતે ઘર સંસાર કરી શકે. મ્હારી આશા હજી સુધી પૂર્ણ થઇ નથી."

આમ કહી અંતરના ઊંડાણમાંથી એક નિશ્વાસ મૂકી તેઓ બોલ્યાઃ--" જુઓ, હમણાં થોડા દિવસથી મ્હારી ડાબી આંખ ફરકે છે અને મનમાં ઘણી અશુભ શંકાઓ ઉત્પન્ન થાય છે. કોઇ મહાભારત સંકટ આવી પડવાનું હોય એવી આશંક થયા કરે છે. શું થશે એ તો ઇશ્વર જાણે છે. શૈલેન્દ્ર દશ દિવસ સુધી રખડી આવ્યો; છતાં તેણે એક પણ પોષ્ટકાર્ડ લખી તેના સુખ સમાચાર જણાવ્યા નહિ. વળી મ્હોટો છોકરો પ્રમથ રહે છે ત્યાં પ્લેગ ચાલતો હોવાથી તેને માટે મન હમેશાં અસ્થિર રહે છે. ( દ્વાર તરફ જોઇ ) અરે! જે હોય તે એક ચલમ તમાકુ આપી જાઓ."

ચન્દ્રઃ—આપ અધીર ન બની જશો—અમે હવે જઇએ છીએ.

" આટલા બધા વહેલા જશો? હુક્કો પીધા પછી જાઓ."

શૈલેન્દ્ર ઘણા વખતથી ચુપ થઇ બેસી રહ્યો હતો. હવે તે ઘરમાં ગયો. વિપિનચંદ્રે અત્યાર પૂર્વે ઘરમાં જઇને રંગ જમાવ્યો હતો; શૈલેન્દ્રે ઘરમાં જઇ માતાના ચરણોમાં પ્રણામ કર્યા એટલે તેણે આશીર્વાદ આપી કહ્યુંઃ—" ભાઇ! દીર્ઘાયુષી થા. ત્હેં આ વંશનું મ્હોં ઉજ્વળ કર્યું છે. વિપિન! કહે જોઇએ કે પછી શું થયું?"

વિપિન પાછો કહેવા લાગ્યોઃ—"સભા વિસર્જન થયા પછી જે ગૃહસ્થો આવ્યા હતા તેમને ન્હાપાણી કરાવ્યાં,–કેવળ એ જજ્જ બહાદુરે ખાનપાનની કોઇ પણ વસ્તુને સ્પર્શ કર્યો નહિ. વળી આપના વહેવાઇ દીનાનાથ બાબુ શિશિરકુમાર બાબુને સાથે લઇ તેમની માશીને ઘેર ગયા હતા."

"તેમની માશી? એ ઠેકાણે એમની માશી ક્યાંથી!"

"ચરનારાયણપુરમાં રજનીની મા–દાક્ષાયણી નામની એક ડોશી છે. તેને દીનાનાથ બાબુએ પ્રથમથી જ માશી કહીને બોલાવી હતી. એ બુઢ્ઢીને તેઓ ઘણું માન આપે છે. તેને હરેક માસે ખોરાકી પણ આપે છે."

ગૃહિણીએ હસીને કહ્યુંઃ—"એમ કે? વહેવાઇ તો ઘણા ગમતી જણાય છે. એ ડોશીને ઘેર જઇ તેમણે શું કર્યું?"

"એ ડોશીએ કેટલાંક કેળાં અને ગરમ ઘેંશ તૈયાર રાખી હતી. દીનાનાથ બાબુ અને શિશિરકુમાર બાબુ તેની રવેશમાં ચટાઇ ઉપર બેસી એ ઘેંશ અને કેળાં ખાવા લાગ્યા. ડોશીના આનંદનો તો પાર જ રહ્યો નહોતો!"

આ વાત સાંભળી અનંગ મ્હોટેથી હસી પડી. ગૃહિણીએ કહ્યું—"સાંભળ્યું કે અનંગ? એવું સરળ મન ન હોય તો પોતાની સઘળી સંપત્તિનું દાન કરી શકાય ખરું કે? અનંગ! તું જઇને જો જોઇએ કે રસોઇ થવાને કેટલી વાર છે?"

એ રાત્રે જમ્યા પછી શૈલેન્દ્ર તેના શયનગૃહમાં ગયો કે તરત જ અનંગે એકદમ આવી તેના કંઠમાં જાઇનાં સુગંધિત પુષ્પોની એક માળા પહેરાવી દીધી. શૈલેન્દ્રે હસીને કહ્યું—"આ શું? આજે વળી ફરી વરમાળા કેમ પહેરાવી?"

અનંગે હસતાં હસતાં કહ્યું:—"આજે તમે નવા માણસ થઇ આવ્યા છો માટે!"

"કેમ-મ્હારે માથે બે શિંગડાં ઉગ્યાં છે કે? મ્હારે બેને બદલે ચાર હાથ થયા છે કે?"

"જાઓ તમે-તમને કેવળ મશ્કરી જ સૂઝે છે! આજે મ્હારી નજરમાં તમે કેવા મહાન્ દેખાઓ છો એ હું કહી શકતી નથી."

"બરાબર તાડના ઝાડ જેવો દેખાઉં છું કેમ?"

"જાઓ, વળી પાછી મશ્કરી? આખા દેશમાં તમારા નામની વાહ વાહ બોલાઇ રહી છે તથા એમ સાંભળ્યું છે કે જેઓ સભાપતિ થયા હતા તેમણે તમારા કંઠમાં પુષ્પમાળા પહેરાવી દીધી હતી. એ શું જેવા તેવા સૌભાગ્યની વાત કહેવાય કે?

શૈલેન્દ્રે શય્યા ઉપર બેસી અનંગને પોતાની પાસે ખેંચી કહ્યું:—"પરંતુ દેશને માટે મ્હેં તો ઘણું સામાન્ય કામ કર્યું છે. ત્હારા પિતાજીએ રૂપિયા આપ્યા તેથી જ બધું થયું છે. તેમની કીર્તિ ચિરસ્મરણીય થઇ રહેશે. એવા મહાન્ પુરુષની પુત્રી થવું એ પણ કાંઇ જેવા તેવા સૌભાગ્યની વાત નથી."

"એમની પુત્રી થવા જેવું મ્હેં કયું કાર્ય કર્યું છે?" આ શબ્દો ઉચ્ચારતી વખતે અનંગને ભાઇની વાત યાદ આવી. તેણે એક ગાઢ નિશ્વાસ મૂક્યો. શૈલેન્દ્રે પણ વખત સમજી જઇ બીજી વાત કાઢી.

રાત્રે લગભગ ત્રણ વાગ્યે 'ભાઇ! ઓ શૈલેન્દ્રભાઇ!' કહીને કોઇ એક જણ શયનગૃહનાં દ્વાર ખખડાવવા લાગ્યો. શૈલેન્દ્રે જાગ્રત થઇ દ્વાર ઉઘાડ્યાં તો વિપિનચંદ્ર તેની નજરે પડ્યો. વિપિચંદ્રે કહ્યું—"નિખિને ત્રણ વખત દસ્ત થયો છે; આપની પાસે ઔષધ

હોય તો આપો.”

આ વાત સાંભળી શૈલેન્દ્ર ઝડપથી બેઠકખાનામાં ગયો અને હોમિયોપૅથિક ઓષધની પેટી ઉઘાડી તે ઘરના નોકર નિધિદાસની પથારી પાસે બેઠો. નિંધિદાસ શરીરે હસ્તસ્પર્શ કરી જોતાં શરીર ઠંડું જણાયું. પછી નાડીની પરીક્ષા કરી શૈલેન્દ્રે તેને દવા આપી; પરંતુ એની સ્થિતિ ધીમે ધીમે વિશેષ ખરાબ થતી જણાવાથી શૈલેન્દ્રે પોતાના પિતાશ્રીને એ ખબર જણાવી તથા તે પોતે ડૉકટરને બોલાવી લાવવા ગયો. ડૉકટરને આવતાં આવતાં પ્રભાત થયું. હરેન્દ્રનાથ હોમિયોપૅથિક ડૉકટર હતો. રોગીને તપાસી તેણે કહ્યું:–“કેસ ઘણો બગડી ગયો છે. ખરાબ જાતનો કૉલેરા જણાય છે.” આમ કહી ફરીથી તેણે ચિકિત્સા કરવા માંડી. ઓષધ આપતાં આપતાં લગભગ નવ વાગ્યે રોગીની સ્થિતિ સહજ સારી દેખાઇ; પરંતુ એ સ્થિતિ વિશેષ સમય સુધી ટકી નહિ. બાર વાગ્યાને સુમારે ‘રોગી બચે એવી આશા નથી.’ કહી ડૉકટર વિદાય થયો. ત્યાર પછી એક કલાકે નિધિદાસનું મૃત્યુ થયું.

નિધિદાસ ઓઢીઆનો રહેવાસી હોઈ ચાર પાંચ વર્ષથી તે આ ઘરમાં નોકરી કરતો હતો. પોતાની વર્તણૂકથી તે ઘરનાં સઘળાં માણસોને પ્રિય થઈ પડયો હતો. ઘરધણી અને ગૃહિણીની તેના ઉપર ઘણી માયા મમતા હતી. ન્હાનાં બાળકો તેને ઘણું ચ્હાતાં હતાં. નિધિદાસના અકાળ અવસાનથી સર્વનો અંતરાત્મા ઘણો દુ:ખી થયો. અગ્નિદાહ વગેરેની વ્યવસ્થા કરી શૈલેન્દ્ર લગભગ બે વાગ્યે સ્નાનાહાર કરવા ગયો. તેની માતાએ તેનો તિરસ્કાર કરી કહ્યું:–“હરેક કામમાં તું ઉતાવળો છે. શું કોઇના નોકર ચાકરને કાંઇ બીમારી નહિ થતી હોય કે? તેઓમાંથી કોણ આટલી બધી ખટપટ કરે છે?”

તારિણીચરણ એ સ્થળે બેસી ધૂમપાન કરતો હતો. તેણે કહ્યું: "મ્હારી વાત તો એ કોઇ રીતે સાંભળતો નથી. મ્હેં ઘણી વખત કહ્યું કે, 'ઉઠીને સ્નાન કર. કાંઇ ખાધા પીધા સિવાય ખાલી પેટે કૉલેરાવાળા રોગી પાસે આવવું જોઇએ નહિ,' પણ મ્હારી વાત સાંભળે છે કોણ ?"

ગૃહિણી:—એનામાં એ એક મ્હોટો અવગુણ છે—એના માથામાં કાંઇ ભૂત ભરાય છે એટલે એને કોઇ દિશાનું ભાન રહેતું નથી. કૉલેરાવાળા રોગીની પાસે આવી રીતે બેસી રહેવાનું સાહસ કોણ કરે તેમ છે ?"

"કૉલેરાની વાત તો દૂર રહી પણ તે દિવસે જનાર્દન બાબુને ઘેર તેમના એક ચાકરને રક્તાતિસાર થયો હતો. તેમણે એ નોકરને દવાખાનામાં મોકલી દીધો હતો. આપણાથી એવું તો ન થાય. નિધિદાસ આપણા ઘરમાં આટલા દિવસ રહ્યો—એ ઘરનાં છૈયાં છોકરાં જેવો હતો. એને દવાખાનામાં મોકલી શકાય કે ?"

આમ કહી તારિણીચરણે એક નિશ્વાસ મૂક્યો. ગૃહિણીએ પણ નિધિદાસની વાતનું સ્મરણ કરી આંખોમાંથી સરી પડતાં અશ્રુબિંદુ સાફ કર્યાં. શૈલેન્દ્ર ચુપકીદીથી જમવા લાગ્યો.

## પ્રકરણ ૧૧ મું

### શૈલેન્દ્રનું સ્વર્ગગમન

વસંતના નિર્મળ આકાશમાં એકાએક ભયંકર કાળમેઘે દેખા દીધી. તારિણીચરણના મનમાં ભવિષ્યમાં આવી પડનારી જે વિપદની છાયા પડી હતી તે ધીમે ધીમે ઘનીભૂત થઇ ગઇ.

નિધિદાસના મૃત્યુ પછી બીજે દિવસે પ્રાતઃકાળે તારિણીચરણ બેઠકખાનામાં બેઠા હતા એવામાં તેમને ખબર મળી કે શૈલેન્દ્રને એક વખત દસ્ત થયો છે. તારિણીચરણ એકદમ ઉઠી અંદર ગયા અને શૈલેન્દ્રના શયનગૃહમાં જઇ જોયું તો તે સૂઇ રહ્યો હતો. તારિણીચરણે વ્યાકુળતાથી પૂછ્યું–" મ્હેં સાંભળ્યું છે કે તને એક વખત દસ્ત થયો છે; એ વાત ખરી છે કે ? "

શૈલેન્દ્રે મસ્તક હલાવી કહ્યું:–" હા, હમણાં પાછું બીજી વખત પણ જવું પડશે. "

આમ કહી શૈલેન્દ્ર શય્યામાંથી ઉઠયો અને પાયખાનામાં ગયો. તારિણીચરણે અત્યંત ભયભીત બની જઇ ગૃહિણી પાસે ઉપસ્થિત થઇ કહ્યું:–" જા, જો જોઇએ કે શૈલેન્દ્રને શું થયું છે ? હું ડૉકટરને બોલાવી લાવવા માણસ મોકલું છું. "

પછી તારિણીચરણ ઉતાવળે પગલે નીચે ઉતર્યો અને હરેન્દ્રનાથ ડૉકટરને બોલાવી લાવવા માણસ દોડાવ્યો. બીજી તરફ ગૃહિણી પથારીમાંથી મહાકષ્ટે ઉઠી એક લાકડીને ટેકે ચાલતી ચાલતી શૈલેન્દ્રના ઓરડામાં જઇ માથે હાથ મૂકી બેસી પડી. શૈલેન્દ્ર પાયખાનામાં જઈ આવ્યો. તેનું શરીર દુર્બળ થઇ ગયું હતું. અનંગે તેનો હાથ પકડી તેને પાયખાનામાંથી ઉઠાડયો હતો. હવે તે પણ શૈલેન્દ્રની પાછળ પાછળ આવી. ગૃહિણીએ શૈલેન્દ્રને કહ્યું:–" કાલે કવખતે ખાધું હતું તેથી અપચો થયો છે. ચિંતા કરવાનું કારણ નથી. અનંગ ! તું બિછાનામાં બેસી એના પેટ ઉપર હાથ ફેરવ. ડૉકટરને બોલાવી લાવવા માણસ દોડાવ્યો છે. "

આમ કહી ગૃહિણીએ શૈલેન્દ્રને હિમ્મત આપી; પણ તેના મનમાં

તો ભય ઉપજ્યો હતો. અનંગ બિછાનામાં બેસી શૈલેન્દ્રના પેટ ઉપર હાથ ફેરવવા લાગી.

શૈલેન્દ્રઃ—ફરી બીજી વખત દવા લેવી છે. મ્હારી દવાની પેટી અત્રે લઇ આવો.

અનંગે હોમિયોપૅથિક ઔષધોની પેટી લઇ આવી શૈલેન્દ્ર પાસે મૂકી. શૈલેન્દ્રે પેટી ઉઘાડી દવા લીધી. પછી પાછા સૂઇ જઇને તેણે ગાતાને કહ્યુંઃ–"બા! કાલે રાત્રે દૂધ ન પીધું હોત તો સારું–વળી બે વાગ્યે ખાધું હતું, ત્યારે પણ બરાબર ભૂખ લાગી નહોતી."

ગૃહિણીઃ—ખરું છે. કાલે રાત્રે કાંઇ ના ખાધું હોત તો ઘણું સારું થાત. જે ખાધું છે તે બરાબર પચ્યું નથી. હમણાં મટી જશે; ભય શો છે? જરા આંખો મીંચી ઊંઘી જા. હું પવન નાખું છું.

આમ કહી તે ધીમે ધીમે ઉઠી પથારીની નજીક જઇ બેઠી. શૈલેન્દ્રે કહ્યુંઃ–"બા! ત્હારાથી પવન નહિ નાખી શકાય–તું બેસ. મ્હારું શરીર તદ્દન અશક્ત થઇ ગયેલું જણાય છે."

અનંગ હાથમાં પંખો લઇ ઉભી રહી પવન નાખવા લાગી. આ સમયે યશોદા ગંગાસ્નાન કરી ત્યાં આવી. તેણે કહ્યુંઃ–"એટલામાં પાછો સૂઇ ગયો?"

ગૃહિણીઃ—એનું શરીર ઘણું દુર્બળ થઇ ગયું છે.

"હું કપડાં બદલીને આવું છું. ઘણા વખતથી માણસ ગયેલો હોવા છતાં ડૉક્ટર કેમ આવ્યા નહિ?"

યશોદાનું છેલ્લું-વાક્ય પૂર્ણ થતાંની સાથે જ તારિણીચરણ હરેન્દ્રનાથ ડૉક્ટરની સાથે ઉપર આવ્યો. યશોદા કપડાં બદલવા ચાલી ગઇ. ગૃહિણી પાસેના ઓરડામાં જઇ બેઠી. અનંગ લાજ કાઢી શૈલેન્દ્રના પગ પાસે જ બેસી રહી.

ડૉકટરે આવી પૂછ્યું:–"શૈલેન્દ્રનાથ! કેમ લાગે છે?"

શૈલેન્દ્રે તેને પોતાની સ્થિતિ જણાવી. ડૉકટર તેની નાડી તપાસવા લાગ્યો. આ સમયે શૈલેન્દ્ર પાછો પાયખાને જવા માટે ઉઠી બેઠો.

ડૉકટર:—બહુ દૂર જવાની જરૂર નથી.

તારિણીચરણે કહ્યું:–"આ પાસેની ઓરડીમાં જા."

શૈલેન્દ્ર એ ઓરડીમાં ગયો. અનંગ તેની સાથે સાથે ગઇ. લોટે જઇ આવી શૈલેન્દ્રે કહ્યું:–"ડૉકટર સાહેબ! એકોનાઇટથી કાંઇ ફાયદો થયો નહિ. બીજી દવા આપો. આ વખતે પિસાબ થયો નહિ."

આ વાત સાંભળી ડૉકટરનું મુખ ચિંતાતુર થઇ ગયું. તેણે ઔષધ આપ્યું અને તારિણીચરણની સાથે તે નીચેના બેઠકખાનામાં જઇને બેઠો.

તારિણી:—કેમ લાગે છે ડૉકટર સાહેબ?

ડૉકટર:—કૉલેરા થયો છે એમાં કાંઇ સંદેહ નથી. હમણાંના કૉલેરાનાં લક્ષણ ઘણાં ખરાબ દેખાય છે. મ્હેં આ ત્રણ દિવસમાં પાંચ છ રોગી જોયા તેઓ સઘળાને એક જ પ્રકારનો કૉલેરા હતો.

તારિણીચરણની આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. તેમણે કહ્યું:–"ત્યારે તો હું જે ભય રાખતો હતો તે આગળ આવ્યો! શું થશે ડૉકટર સાહેબ?"

"શું થશે એ સંબંધી ખાત્રીપૂર્વક કાંઇ કહેવાનું સાહસ હું કરતો નથી. કલકત્તાથી જો કોઇ સારા ડૉકટરને બોલાવવાની ઇચ્છા હોય તો હમણાં જ તાર કરી દો. હું તો આવ્યો છું. વળી અહીંના બીજા પણ એક બે ડૉકટરને આપ બોલાવી શકો તેમ છો. અમે સઘળા મસલત કરી દવા આપીશું."

આ વાત સાંભળી તારિણીચરણે તત્કાળ દીનાનાથનાને એવો

તાર કર્યો કે–"Shailendra got cholera. Send Dr. Salzur or any other best Physician immediately" ( શૈલેન્દ્રને કૉલેરા થયો છે. ડૉક્ટર સલઝર કે બીજા કોઇ સારા ડૉક્ટરને જલ્દી મોકલો. ) તાર લઇ એક માણસ દોડતો દોડતો ઑફિસે ગયો અને તેણે હુગલીના બીજા બે મ્હોટા હોમિયોપૅથિક ડૉક્ટરને ખબર આપી. હવે ત્રણ ડૉક્ટરે મળી મસલત કરી દવા આપી; પરંતુ રોગ ધીમે ધીમે વધતો ચાલ્યો.

બે વાગ્યાને સમયે દીનાનાથ ડૉક્ટર સલઝરને લઇ આવી પહોંચ્યો. એ વખતે શૈલેન્દ્ર શુદ્ધિમાં નહોતો. દીનાનાથ તેની સ્થિતિ જોતાંની સાથે જ રડી પડ્યો. તારિણીચરણ તેને જોઇને આંસુ સારવા લાગ્યા. ડૉ૰ સલઝરે તેમને બન્નેને આશ્વાસન આપી રોગીને તપાસી ઔષધ આપ્યું.

આવી રીતે સંધ્યાકાળ સુધી ચિકિત્સા ચાલી. સંધ્યાકાળ પછી નાડીની ગતિ જાણે કે સહજ ફરી. શૈલેન્દ્રે આંખ ઉઘાડી એક બે વાત બોલવાનો આરંભ કર્યો. દીનાનાથને જોઇ તે રડી પડ્યો અને કહ્યું:–"દેશ પ્રત્યેનું કર્ત્તવ્ય બજાવવાની મ્હેં ઘણી આશા રાખી હતી; પણ મ્હારાથી કાંઇ થયું નહિ."

દીનાનાથને માટે અશ્રુપ્રવાહ રોકી રાખવાનું કાર્ય કઠિન થયું, તેણે આંખો લુંછતાં લુંછતાં કહ્યું:–"ભય શો છે? તમને જલ્દી આરામ થઇ જશે. ડૉક્ટર સલઝર તમારી સારવાર કરે છે. નાડીની સ્થિતિમાં સુધારો થયો છે."

પુનઃ શૈલેન્દ્રે આંખો મીંચી દીધી. જાણે કાંઇ વિચાર કરતાં કરતાં તેનાં બન્ને નેત્રોમાંથી અશ્રુપ્રવાહ નીકળ્યો. દીનાનાથે રૂમાલથી તેનાં નેત્રો સાફ કર્યાં. થોડા સમય પછી શૈલેન્દ્રે પાછી આંખો ઉઘાડી.

એ આંખો કોઇને શોધવા લાગી. અનંગ તેના પગ પાસે બેઠી હતી. શૈલેન્દ્ર ઘણા સમય સૂધી તેના તરફ જોઇ રહ્યો. પછી તેણે કહ્યું:– "પાણી પીવું છે."

અનંગે ઉઠીને તેના મુખમાં એક ચમચો પાણી રેડયું. એ વખતે અશ્રુજળનું એક બિંદુ શૈલેન્દ્રના હાથ ઉપર પડ્યું. પાણી પીધા પછી તે પાછો અનંગના મુખ તરફ જોઇ રહ્યો તથા અશ્રુજળથી તેણે પોતાના ગાલ ભીંજવી દીધા. દીનાનાથ કોઇ પણ રીતે આ દેખાવ સહન કરી શક્યો નહિ. તે ઉઠીને પાસેના ઓરડામાં ગયો. એ ઠેકાણે તારિણીચરણ, ડૉક્ટર સલઝર અને અન્યાન્ય ઘણા ગૃહસ્થો ચુપકી-દીથી બેઠા હતા. બ્હારથી તારિણીચરણ સ્તબ્ધ દેખાતા હતા; પરંતુ તેમના હૃદયમાં તુમુલ તોફાન ચાલતું હતું. ગૃહિણી બીજી એક ઓરડીમાં બેસી અસ્પષ્ટ સ્વરે રૂદન કરતી હતી. શૈલેન્દ્રની આખર સ્થિતિ જોયા પછી યશોદાને કોઇએ નીચે જોઇ નહોતી–તે ત્રીજે મજલે ઠાકોરઘરમાં જઇ મદનગોપાળની પાસે જઇ શૈલેન્દ્રના જીવનની રક્ષા માટે પ્રાર્થના કરતી હતી.

રાતના નવ વાગ્યે રોગીની સ્થિતિ વળી પાછી ખરાબ થવા લાગી. ડૉક્ટર સલઝરે બરાબર તપાસ કરી કહ્યું, 'બચવાની હવે બિલકુલ આશા નથી.' આ વાત સાંભળી બધાં હાય હાય કરી રડી પડયાં. ડૉક્ટર સલઝરે વિદાય થવાનો વિચાર કર્યો; પરંતુ દીનાનાથે તેને કોઇ પણ રીતે છોડયો નહિ–તે નીચે જઇને એક ઓરડામાં બેઠો.

શૈલેન્દ્રની માતા લથડતી લથડતી સશરીરી એ ઓરડામાં જઇ પુત્રને માથે હાથ મૂકી ઉચ્ચ સ્વરે રડવા લાગી. શૈલેન્દ્રની ફોઇએ આવીને એ રૂદનમાં અવાજ પૂર્યો. અનંગ જમીન ઉપર પડી વિલાપ કરવા લાગી. તારિણીચરણ સ્તબ્ધ થઇ બેસી રહ્યા હતા તેઓ હવે એ

ઓરડામાં આવી રડતાં રડતાં બોલ્યા:—"ભાઇ! ત્યારે શું તું હવે ચાલ્યો જઇશ કે? મ્હેં ત્હારો ઘણો તિરસ્કાર કર્યો છે તેથી ત્હેં પણ મ્હારા ઉપર ક્રોધ કર્યો કે શું? ઓ ભાઇ! હું હવે તને કોઇ પણ વખતે કાંઇ કહીશ નહિ—તું નિષ્ઠુર થઇ ચાલ્યો જઇશ નહિ—અમારા ઉપર હવે રોષ રાખીશ નહિ. અમને તું શોકસાગરમાં નાખી દઇ જઇશ નહિ! તું મ્હારું યથાસર્વસ્વ છે! તું સ્વર્ગનો દેવતા છે. ઘણા પુણ્યના ફળથી તું અમારે ઘેર આવ્યો હતો! હું ખરેખર નરાધમ છું તેથી જ તને ઓળખી શક્યો નહિ! અરેરે! હવે મ્હારાથી સહન કરી શકાતું નથી. મ્હારી છાતી ફાટી જાય છે."

આમ કહી તેઓ ઉંધે માથે ટેબલ ઉપર લથડી પડયા. સગાં સંબંધીઓ તેમને ઝાલી લઇ ઘરની બ્હાર લઇ ગયાં. જોતજોતાંમાં શૈલેન્દ્રની સ્થિતિ વિશેષ ખરાબ થઇ અને રાત્રે દશ વાગ્યે તેનો અમર આત્મા નશ્વર દેહ પરિત્યાગ કરી અનંતધામ તરફ ચાલ્યો ગયો. ત્યાર પછી જે કાંઇ થયું તે લખવાને લેખિની ચાલતી નથી. શોકનું વિશેષ વર્ણન કરવાથી કાંઇ ફળ નથી.

હે અમર આત્મા! તું સ્વર્ગના દેવદૂતની માફક આવ્યો હતો. તું આ ધરાધામમાં ઘણો થોડો વખત રહ્યો હતો; પરંતુ એ થોડા સમયમાં તું આ પતિત જાતિનો ઉદ્ધાર કરવા માટે જે મહામંત્રનો પ્રચાર કરી ગયો તે આર્ય સંતાનોના જીવનનો મૂળમંત્ર થાઓ! તને જીવનનો ધ્રુવતારો કરી સેંકડો-હજારો આર્ય યુવકો કર્મક્ષેત્રમાં અવતીર્ણ થાઓ. તેમ થશે તો ત્હારું જીવન સાર્થક થશે તથા ત્હારું મૃત્યુ પણ સાર્થક થશે. તું સાર્થક જીવન ગુજારી આનંદમયીના ખોળામાં અક્ષય આનન્દ ભોગવીશ!

# ચતુર્થ ખંડ

## પ્રકરણ ૧ લું

### શોકની પરિસીમા

બીજે દિવસે દીનાનાથ કલકતે પાછો ફર્યો. તેણે જ્યારે વિમળાસુંદરીને આ સાંઘાતિક સમાચાર કહી સંભળાવ્યા ત્યારે તે બેહોશ બની ગઇ. કાશીથી આવ્યા પછી આ કેટલાક માસ તેણે ઘણા દુઃખે ગુજાર્યા હતા. આ છ માસની અંદર જ્યારે મણિ પાછો આવ્યો નહિ કિંવા તેની કાંઇ ખબર મળી નહિ ત્યારે તે સર્વાંશે આશાભંગ થઇ ગઇ. પુંકળ રૂદનથી જાણે કે તેનું અશ્રુજળ ખુટી ગયું હતું. હવે આંખોમાં જળ આવતું નહોતું; પરંતુ હૃદયમાં આ વિરામ અગ્નિ બળતો હતો. આવી સ્થિતિમાં તે આ નવો ઘા કેવી રીતે વેઠી શકે?

ઘણી શુશ્રુષા પછી તે જ્યારે શુધ્ધિમાં આવી ત્યારે ઉચ્ચકંઠે રડવા લાગી. આ નવીન શોકથી તેના ચક્ષુજળે પુનઃ કોઇ ઠેકાણેથી આવીને તેની છાતી બીંજવી દીધી. દીનાનાથ તદ્દન નિરુપાય થઇ તેની પાસે બેસી રહ્યો. તેનામાં બોલવાની શકિત પણ રહી નહોતી. શું કહીને ગૃહિણીને શાન્ત કરવી એ તે વિચારી શક્યો નહિ.

અંતે વિમળાસુંદરીએ આંખો લુંછતાં લુંછતાં કહ્યું:—" મ્હારો કેવો કાઠન જીવ છે! આટલા દુઃખથી પણ મ્હારો જીવ કેમ જતો નથી? મ્હેં પૂર્વ જન્મે શાં પાપ કર્યાં હશે? હે ઇશ્વર! તમારા મનમાં આવું જ હતું કે?" આમ કહી વળી પાછી તે રૂદન કરવા લાગી,

દીનાનાથ ચુપકીદીથી નીચું જોઇ બેસી રહ્યો હતો. પછી ધીમેથી તેણે કહ્યું:–" સંસારનો નિયમ આવો જ છે."

વિમળાઃ—સંસારનાં ઘણાં મનુષ્યોને દુઃખ ભોગવવું પડે છે એ હું જાણું છું; પરંતુ મ્હારા જેવું ફુટેલું નસીબ બીજા કોનું છે? મ્હારાથી આટલું બધું દુઃખ સહન થતું નથી. હવે મરવાથી. જ આ જ્વાળા શાન્ત થાય તેમ છે. મા દુર્ગા—મા! કાળી—જ્યાં મ્હારો શૈલેન્દ્ર ગયો છે ત્યાં મ્હને લઇ જાઓ."

દીનાનાથ મૃદુસ્વરે બોલ્યોઃ—"વહેવાણની કેવી સ્થિતિ થઇ છે તેનો એક વખત વિચાર કરી જો."

"તે તો હું સારી રીતે સમજું છું! તેમના માથા ઉપર વિના મેઘે વજ્રપાત થયો છે. કેવો ભયંકર રોગ! લાગુ પડતાંની સાથે જ સઘળું શેષ."

"જ્યારે તેને કાઢી ગયા ત્યારનું ભયાનક કષ્ટ કહી શકાય એવું નથી. વહેવાણના હાથમાંથી તેને કોઇ રીતે લઇ શકાતો નહોતો. તેઓ તેને કોઇ રીતે છોડતાં નહોતાં. અનંગ સ્તબ્ધ થઇ પગ પાસે બેઠી હતી તેને મુર્ચ્છા આવી ગઇ."

દીનાનાથ વિશેષ બોલી શક્યો નહિ. તે રૂમાલથી આંખો લુંછવા લાગ્યો. વિમળાસુંદરી પણ આંસુ સારવા લાગી. તેના ખોળાને પણ ખાલી કરી કોણ મણિને લઇ ગયું છે? બીજી ક્ષણે અનંગનીવાત યાદ આવવાથી તેણે પૂછ્યું:—"અનંગ કેટલો વખત મુર્ચ્છાવશ રહી હતી?"

"તેનાં ફોઇસાસૂ તેને ઊંચકીને બીજા ઓરડામાં લઇ ગયાં હતાં. ત્યાં માથા ઉપર પાણી છાંટતાં અને પવન નાખતાં નાખતાં અડધા કલાકે તે શુદ્ધિમાં આવી હતી હું તેનું માથું ખોળામાં રાખી બેઠો હતો."

"તમે તેને સાથે કેમ તેડી ન લાવ્યા? તેમની આવી સ્થિતિમાં અનંગની સંભાળ કોણ લેશે?"

"મ્હેં તેને લઇ આવવાની ઇચ્છા કરી હતી; પણ તેણે કહ્યું કે, 'હું હમણાં નહિ આવું. જો હું આવીશ તો બાને ઘણું દુઃખ થશે.'"

"સાંભળીને છોકરીની વાત? એ વખતે પણ આવી રીતે સાસુને હરકત પડે છે કહી મ્હને મૂકી ચાલી ગઇ હતી."

"પરંતુ તેણે વ્યાજબી જ કહ્યું છે. વળી આ વખતે હું તેને લઇ આવત તો તે ઉચિત ગણાત નહિ. વહેવાણ તેના સહવાસમાં રહી સાંત્વના મેળવી શકશે અને અનંગ પણ ત્યાં પાંચજણાંની સાથે રહેશે તો કાંઇક ભૂલશે. તેને અહીં તેડી લાવવાથી તું અને એ બન્ને જણાં બેસી કેવળ રાત્રિ દિવસ રડયા કરત."

"તમે ગમે તેમ કહેશો તો પણ તેને જેમ બને તેમ ત્વરાથી અહીં લાવવી પડશે. તેને જોયા સિવાય હું રહી શકીશ નહિ."

"ઠીક, જલ્દી તેડી લાવીશું."

આ વખતે એક નોકરે આવી ખબર આપી કે, 'હારાધન રાય આવ્યા છે.' આ ખબર સાંભળી દીનાનાથ નીચે ઉતર્યો. હારાધન લાયબ્રેરી રૂમમાં એક કબાટ પાસે ઉભો હતો. દીનાનાથને જોઇ 'આવો ભાઇ! ક્યારે આવ્યા?' બોલી બેસી પડયો. દીનાનાથે તેની પાસે બેસી કહ્યું–"એક કલાક થયો. ખબર તો સાંભળી હશે?"

"હા, સાંભળી છે."

આમ કહી નીચું જોઇ ચુપકીદીથી તે બેસી રહ્યો. દીનાનાથ પણ થોડા સમય સુધી ચુપ બેસી રહી વિચાર કરવા લાગ્યો.

અંતે હારાધને કહ્યું:—"આહ–છોકરાનો કેવો ચ્હેરો હતો! જાણે એક પહેલવાન! છતાં એક દિવસમાં જ તે હતો નહતો થઇ ગયો."

દીનાનાથે નિશ્વાસ મૂકી કહ્યુંઃ—"એમના જેવા ગુણસંપન્ન
વક આજકાલ જોવામાં આવે તેમ નથી. હારાધન રાય! એમનો રંગ
ને કે કાળો હતો; પરંતુ એ કાળા રંગમાંથી એક પ્રકારનું અપૂર્વ
ાવણ્ય પ્રકાશી નીકળતું હતું. તેમનું મુખ–આંખ–નાક જાણે ચીતરી
ઢયાં હોય એવાં સુંદર હતાં. તેઓ મૃત્યુશય્યામાં સૂતેલા હોવા છતાં
મના ઓષ્ઠપર હાસ્યની રેખા જણાતી હતી. આ જે નારાયણની અનં-
શય્યાની છબી જુઓ છો એ છબી મ્હને તેમનો એ વખતનો ચહેરો
નેઇ યાદ આવી હતી. તેમના ગુણોનું હું શું વર્ણન કરું ? આપનાથી
ઇ અજાણ્યું નથી. મ્હારા નસીબમાં આવા દેવતુલ્ય જમાઇ ટકીને
યાંથી રહે ?"

"વિદ્યાબુદ્ધિમાં તેમજ સદાલાપમાં એવો બીજો યુવક જોવામાં
આવે તેમ નથી. આ સ્થળે બેસી મ્હારી સાથે તેણે ઘણી વાત કરી
તી. ન્હાનાં ગામડાંઓની આબાદી માટે તેણે જે વાત કહી હતી
હમણાં મ્હને યાદ આવે છે. અરેરે! હવે તો એ ગયો. મ્હેં તો
. વખતે પણ કહ્યું હતું કે, 'ભાઇ! તમે બાલ્યાવસ્થાથી નગરવાસી
યેલા છો તેથી ન્હાના ગામડામાં જઇ તમારાથી કેવી રીતે રહી
કાશે ? તમારું શરીર ન્હાનાં ગામડાંઓમાં જવાથી ટકશે નહિ."

"પણ તેમને કાંઇ ગામડામાં મંદવાડ થયો નહોતો; હુગલીમાં
યો હતો."

"છતાં ખરી રીતે જોવા જતાં કૉલેરાનું બીજ ગામડેથી જ
nbibe કરી લાવેલો તેમ ન હોય તો જે દિવસે હુગલીમાં આવ્યો
ને બીજે દિવસે જ વ્યાધિ કેમ થાય ?"

"એ વખતે હુગલીમાં કૉલેરા ચાલતો હતો. તેમના ઘરના
ાકરને પ્રથમ થયો હતો. તેની શુશ્રુષા શૈલેન્દ્રે કરી હતી. પછી તેમને
ાતાને થયો."

"એ વાત પણ મ્હેં પહેલાં કહી હતી—ચાકરને માટે એટલું જોખમ શા માટે ખેડવું જોઇએ? ચાકરને કૉલેરા થયો હતો તો તેને ઘરમાંથી બીજે કોઇ ઠેકાણે પહોંચાડી દેવો જોઇતો હતો. હુગલી શહેરમાં હૉસ્પિટલ છે—એ કાંઇ ગામડું નથી. એ નોકરને હૉસ્પિટલમાં લઇ જવો જોઇતો હતો. ભાઇ! તમારો જમાઇ સર્વ વિષયોમાં આગળ પડતો હતો. તેતો કહેતો હતો કે નોકર ચાકરને પણ દૂધ ખાવા આપવું જોઇએ. આ બધા જુના વિચાર છે. ભાઇ! મ્હેં સઘળા ઘાટનું પાણી પીધું છે. મ્હારાથી અજાણ્યું કાંઇ નથી. હું તો કહું છું કે, નોકર ચાકરો સાથે એટલી બધી છૂટ લેવી સારી નહિ. ઠીક, તમારી કન્યા ક્યાં છે?"

"એ હજી ત્યાં જ છે. મ્હેં તેને મ્હારી સાથે લાવવાનો વિચાર કર્યો હતો; પણ તે કોઇ રીતે આવી નહિ. તેણે કહ્યું કે તેના આવવાથી તેની સાસૂને વિશેષ દુઃખ થશે."

"ના—હવે તેને ત્યાં રાખવી એ કોઇ પણ પ્રકારે ઉચિત નથી. તેને જેમ બને તેમ ત્વરાથી અત્રે લઇ આવો. ત્યાં હવે તેનું બીજું કોણ છે? આવી સ્થિતિમાં તમારે તેને તમારી પાસે રાખવી જોઇએ."

"પરંતુ હમણાં થોડા દિવસ તે ત્યાં ભલે રહે. પછીથી તેને અત્રે તેડાવીશું. ગૃહિણી પણ તેને ત્વરાથી અહીં તેડાવવા કહે છે; પરંતુ અનંગની હમણાં અત્રે આવવાની ઇચ્છા નથી."

"તેની ઇચ્છા શા કામની? ગમે તેમ તો પણ હજી બાળકબુદ્ધિ; સારાસારનું જ્ઞાન એને ક્યાંથી હોય? એક વખત તમે એને અત્રે તેડાવીને રાખશો એટલે જોઇ શકશો કે, પછી તે ત્યાં જવાની ઇચ્છા નહિ કરે. ઠીક ત્યારે, હું હવે રજા લઉં છું. મ્હારી ગૃહિણીએ પણ એક વખત અત્રે આવી જવા કહ્યું છે. જુઓ ભાઇ! આ સંસારમાં

સર્વને દુ:ખ કષ્ટ તથા શોક સંતાપ સહન કરવાં પડે છે. વળી સહન ન કરીએ તો બીજો શો ઉપાય છે? એક માત્ર ઇશ્વરના આધાર સિવાય આપણું બીજું શું છે? તેની ઇચ્છા હશે તો પુન: સુખના દિવસો પણ આવશે."

આમ કહી હારાધન રાય એક વખત દીનાનાથના મુખ તરફ જોઇ ત્વરાથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨ જું

### અનંગનું આગમન

શૈલેન્દ્રની માતા પ્રથમથી જ રોગશય્યામાં સૂતી હતી; તેમાં વળી આ મહાન્ શોકથી તેનામાં ઉઠવાની શક્તિ રહી નહોતી. રાત્રિ દિવસ તે શય્યામાં સૂઇ રહીને રુદન કર્યા કરતી હતી. અનંગ પાસે બેસી હમ્મેશાં તેની સંભાળ રાખતી હતી. દીનાનાથે તેને તેડી જવા માટે બે વખત માણસ મોકલ્યું હતું પણ તે કોઇ રીતે આવવાને રાજી નહોતી. આવી રીતે જોતજોતાંમાં ત્રણ માસ પસાર થઇ ગયા એટલે અનંગની સાસૂ ધીમે ધીમે ઉઠવા બેસવા લાગી. દીનાનાથે આ વખતે દશરથ ચક્રવર્તીને મોકલ્યો ત્યારે ગૃહિણીએ અનંગને પોતાની પાસે વિશેષ સમય સૂધી રાખવી અનુચિત છે એમ સમજી તેને અનેક પ્રકારે સમજાવી ચક્રવર્તી સાથે મોકલી દીધી.

અનંગ ગાડીમાંથી ઉતરી અંતઃપુરમાં ગઇ કે તરત જ વિમળા-સુંદરીએ સ્હામેથી દોડી આવી તેને ઊંચકી લીધી અને ઉચ્ચ સ્વરે તે રુદન કરવા લાગી. અનંગ પણ ચુપકીદીથી અશ્રુજળ વર્ષાવવા

લાગી. દીનાનાથ દૂરથી આ કરૂણાજનક દેખાવ જોવા લાગ્યો અને આંખો લુંછવા લાગ્યો; પણ હિમ્મતથી પાસે આવી શકયો નહિ.

એ દિવસે સંધ્યાકાળ પછી હારાધનની સ્ત્રી હરિમતિ તેની મ્હોટી કન્યા ડૉલી અને વચટ કન્યા લીલીને સાથે લઇ અનંગને મળવા આવી. ડૉલીનો ત્રણ વર્ષની ઉમ્મરનો પુત્ર રિપન પણ સાથે આવ્યો હતો. ડૉલીનો પતિ બૅરિષ્ટરની પરીક્ષા પસાર કરી હમણાં જ વિલાયતથી પાછો ફર્યો હતો.

હરિમતિએ આજે સીડી ચઢતાં ચઢતાં બૂમ મારી નહિ. ચુપકીદીથી તે ઉપર આવી વિમળાસુંદરી જે ઓરડામાં બેઠી હતી ત્યાં જઇ ઉભી. અનંગ ત્યાં બેઠી બેઠી લેસ ગુંથતી હતી. વિમળાસુંદરીએ તેને માન આપી બેસાડી.

હરિમતિ—અનંગ! તું કયારે આવી?

વિમળાસુંદરીએ તેની પાસે બેસી કહ્યું—" હમણાં પાંચ વાગ્યાની ગાડીમાં."

અનંગે ઉઠી ડૉલીના પુત્રને હાથમાં લીધો અને તે લીલી પાસે આવીને બેઠી.

હરિમતિઃ—અનંગ! ત્હેં પહેલાં મ્હારા રિપનને જોયો નહોતો કે?

અનંગ માથું નમાવી બોલીઃ—" જોયો હતો."

વિમળાસુંદરીઃ—" ડૉલી કેટલા દિવસથી આવી છે?"

" આજ સાત દિવસથી આવી છે તથા થોડા દિવસમાં જ પાછી જવાની છે. જમાઇ કલકત્તામાં વિશેષ દિવસ રહેવાના નથી; તેઓ બાંકીપુર જઇને પ્રેકિટસ ચાલૂ કરવાના છે."

વિમળાસુંદરીને પોતાના જમાઇની વાત યાદ આવવાથી તેણે

એક ગાઢ નિશ્વાસ મૂક્યો. હરિમતિ વાત ફેરવી બોલી–"અનંગ! ત્હારાં સાસુને હવે કેમ છે?"

અનંગ નીચું જોઇ બોલી:–"તેમનું શરીર ઘણું દુર્બળ થઇ ગયું છે."

હરિમતિઃ—શરીર ન દુર્બળ થાય કે? તેમના તો સર્વસ્વનો નાશ થયો છે!

વિમળાઃ—અનંગ! તું રિપનને લઇને પેલા ઓરડામાં જા અને એને કાંઇ ખાવાનું આપ.

અનંગ પણ ત્યાંથી બ્હાર જવાનો માર્ગ શોધતી હતી; એટલે તરત જ રિપનને લઇ, લીલીનો હાથ ઝાલી તે બીજા ઓરડામાં ગઇ, તથા રિપનના હાથમાં તેણે નારંગી આપી. પછી લીલીના મ્હોં તરફ જોઇને અનંગ એકદમ રડી પડી. લીલીએ તેને પાસે ખેંચી પોતાના હૃદય સાથે દબાવી રાખી અને બન્ને જણીઓ ચુપકીદીથી આંસુ સારવા લાગી.

રિપન તેમને રડતી જોઇને ધીમે ધીમે ત્યાંથી બ્હાર ગયો અને તેની મા પાસે જઇ ધીમેથી બોલ્યોઃ "બા–બા–માછી લડે છે."

પ્રસંગ સમજી જઇ ડૉલી રિપનને સાથે લઇ અનંગ અને લીલી પાસે આવી ઉભી તથા અનંગને ખુણા તરફ ખેંચી લઇ જઇ બેઠી. પછી પોતાની સાડીના પાલવથી તેણે તેની આંખો લુંછી નાખી. લીલીને ઉદ્દેશીને તેણે કહ્યું:–"વાહ! તું પણ કેવી ગાંડી થઇ છે? અનંગને શાન્ત કરવાને બદલે ઉલટી રડે છે!"

થોડા સમય પછી વિમળાસુંદરી અને હરિમતિ ત્યાં આવી અને એક દાસી ત્રણ થાળમાં ખાવાની વસ્તુઓ ગોઠવી લાવી.

હરિમતિ—હમણાં આ બધું કોણ ખાશે? અમે તો જમીને આવ્યાં છીએ.

વિમળા—આ ક્યાં વધારે છે-થોડું મ્હોમાં મૂકો. અનંગ ! તું પણ ડૉલી અને લીલીની સાથે બેસ.

અનંગે ડૉલીનો હાથ પકડી તેને બેસાડી દીધી અને પછી તે લીલીની સાથે ખાવા બેઠી.

હરિમતિ ખાતાં ખાતાં બોલી—" અનંગ ઘણા દિવસે અહીં આવી છે; એને હવે વહેલી ત્યાં જવા દેશો નહિ. "

વિમળા—ના-નહિ જવા દઉં.

" એ વચ્ચે વચ્ચે અમારે ત્યાં આવશે તો એનો જીવ હલકો થશે. અહીં તો કેવળ એકલાં ગુપચુપ બેસી રહેવું પડે તેમ છે. "

" તે જરૂર તમારે ત્યાં આવી ડૉલી લીલી વગેરેની સાથે બેસશે ઉઠશે. "

ડૉલી—અનંગ ! સાંભળ્યું કે ? ત્હારે અમારે ઘેર આવવું પડશે. હમણા હું કેટલીક જાતનું સિવણકામ શિખી છું-એ સઘળું તને શિખવીશ.

વિમળા—અનંગને પણ સિવણકામ બહુ ગમે છે; ત્યાં રહીને તેનાથી કાંઇ કરી શકાતું નથી. આગળ જે શિખી હતી તે પણ હવે ભૂલી ગઇ છે.

હરિમતિ—ડૉલીને એક મેમ આવીને સિવવાનું કામ શિખવાડે છે. અનંગ ડૉલી પાસેથી ઘણું શિખી શકશે.

ડૉલી—અનંગ! સાંભળ્યું કે ? તું અમારે ત્યાં આવીશ ને ?

અનંગે સહજ હસીને કહ્યુંઃ—" અવશ્ય આવીશ. "

નાસ્તો કરી રહ્યા પછી હરિમતિ પોતાની બન્ને કન્યાઓ સાથે ચાલી ગઇ.

એ દિવસે રાત્રે સુઇ જતી વખતે વિમળાસુંદરીએ દીનાનાથને કહ્યું—" અનંગ શું કહે છે એ સાંભળ્યું કે ?"

"ના, તે શું કહે છે ?"

"એ કહે છે કે, મ્હને સફેદ કપડાં લાવી આપો—હું હવે વિધવાના વેશમાં રહેવાની છું."

"મ્હારાથી તેને એવા વેશમાં જોઇ શકાશે નહિ."

"સાસરે પણ તેણે એવી વાત જણાવી હતી. ત્યારે તેના શ્વસુરે કહ્યું, 'હજી તો તું તદ્દન બાળક છે. મ્હોટી થયા પછી તું તને જેમ ઠીક લાગે તેમ કરજે.'"

"એમાં ખોટું શું છે ?"

"એ કન્યા છે. વળી તે એવી હઠીલી છે કે એને પહોંચી શકાય તેમ નથી. એ અત્યારથી જ વૈધવ્યવ્રતનું પાલન કરવા ઇચ્છે છે."

આ વાત સાંભળી દીનાનાથ સ્તબ્ધ બની બેસી રહ્યો. તે એક અક્ષર પણ બોલ્યો નહિ. થોડા સમય પછી વિમળાસુંદરીએ તેને કહ્યું—"જાઓ સૂઇ જાઓ; ઘણી રાત ગઇ છે."

દીનાનાથ ઉઠીને પોતાના શયનગૃહમાં ગયો; પરંતુ શય્યાવશ નહિ થતાં ઘણા સમય સુધી તેણે એ ઓરડામાં આંટા માર્યા.

---

## પ્રકરણ ૩ જું

---

### વિવાહનો ઇતિહાસ

બીજે દિવસે પ્રાતઃકાળે દીનાનાથ હારાધન રાયને મળવા માટે ગયો. હારાધન તેના બાગમાં આમતેમ ફરતો હતો. દીનાનાથને જોઇને તે બોલ્યોઃ—"કેમ ભાઇ ! શો વિચાર કર્યો ? મ્હેં એમ સાંભળ્યું છે કે અનંગ કાલે અત્રે આવી છે ?"

દીનાનાથ—હા એ કાલે રહાંજે આવી છે. ઘરમાં ચાલો-એક વાત કહેવાની છે.

હારાધન દીનાનાથની સાથે પોતાના બેઠકખાનામાં જઇને બેઠો પછી દીનાનાથે કહ્યું:—"એક વાતમાં હું આપની સલાહ લેવા ઇચ્છું છું. અનંગની આવી સ્થિતિ મ્હારાથી જોઇ શકાતી નથી. એક છોકરો હતો તે પણ નાશી ગયો. એ ગયો તો ભલે ગયો-તેને માટે મ્હને કાંઇ વિશેષ દુઃખ થતું નથી. છોકરાના ગયા પછી મનમાં ધાર્યું હતું કે જમાઇ કન્યાને જોઇ સુખી થઇશ; પરંતુ મ્હારા દુર્ભાગ્યે જમાઇ પણ મ્હને હાથ તાળી આપી ચાલ્યા ગયા. હવે તો હું સીમાહીન સાગરમાં પડયો છું. મ્હને હવે એક પણ માર્ગ સૂઝતો નથી. હું શું કરું ? આ બધી ચિંતાથી ગઈ રાત્રે મ્હને સહજ પણ નિદ્રા આવી નથી."

હારાધન દીનાનાથના મ્હોં તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી થોડા સમય સુધી જોઇ રહી બોલ્યો:—"હું તમારો વિચાર સમજ્યો છું ભાઇ! અનંગનો પુનર્વિવાહ કરવાની તમારી ઇચ્છા છે, કેમ?"

"એમાં શી હરકત છે? હવે હું આવું નિદારૂણ દૃશ્ય જોઇ શકતો નથી."

"પરંતુ એવું સાહસ તમારાથી થઈ શકશે?"

"અવશ્ય થઇ શકશે. મ્હારામાં moral courage (સત્કાર્ય-માં સહાય) છે. હું સમાજનો ભય રાખતો નથી,"

"એ તો ખરું છે. તમારે હવે બીજા કોઇ પુત્રનો કે પુત્રીને વિવાહ કરવાનો નથી. છતાં સમાજમાં એક વખત વિષમ ચર્ચા થશે. વિદ્યાસાગર મહાશયે વિધવાવિવાહને માટે એક રીતે જીવન ઉત્સર્ગ કર્યું હતું એમ કહેવું જોઇએ; છતાં તેઓ પણ પ્રબળ સમાજની બાધા અતિક્રમ કરી શકયા નહોતા—એક બેથી વિશેષ વિધવાવિવાહ કરી શકયા નહોતા."

"પરંતુ તેઓ શાસ્ત્રથી સાબિત કરી ગયા છે કે, વિધવા-વિવાહ હિન્દુશાસ્ત્રથી સંમત છે. હમણાં ભલે વિશેષ કાંઇ ન થાય તો પણ કાળે કરીને એનું ફળ અવસ્ય ફળશે."

"શાસ્ત્રની વાત શું કરો છો ભાઇ! હિન્દુઓના મૂળ શાસ્ત્ર વેદના સમયમાં પણ વિધવાવિવાહમાં કાંઇ બાધ નહોતો. વળી વિવાહની પ્રથા પણ એ સમયે પ્રચલિત હતી કે કેમ એ શંકાની વાત છે. એ વખતે ગમે તે પુરુષ ગમે તે સ્ત્રીનું હરણ કરી જઇ તેની સાથે ઘર માંડતો—પછીથી એ પ્રથાનું નામ રાક્ષસવિવાહ પડ્યું. ત્યાર પછી સમાજમાં થોડી વિવેકબુદ્ધિ ઉત્પન્ન થઇ—ત્યારે યુવક–યુવતીનો પ્રેમ બંધાયા પછી પરસ્પર માળા અદલ બદલ કરી વિવાહ થવા લાગ્યો. તેનું નામ પાડવામાં આવ્યું ગાંધર્વ વિવાહ. હમણાં સમાજમાં જે બ્રાહ્મવિવાહ ચાલે છે એ બ્રાહ્મણોનું પ્રભુત્વ પ્રતિષ્ઠિત થયા પછીની વાત છે—એ 'બ્રાહ્મ' એ નામ ઉપરથી જ સ્પષ્ટ રીતે સમજી શકાય છે. બ્રાહ્મણોએ વિવાહની સાથે ધર્મનો સબંધ જોડી દીધો; ત્યારથી વિવાહની પૂર્વે એક શ્રાદ્ધ પણ જોડી દેવામાં આવ્યું. વળી વિવાહના મંડપમાં વિષ્ણુની પૂજાનો દેખાવ થવા લાગ્યો. તાત્પર્ય એ છે કે તેથી બ્રાહ્મણોને થોડી ઘણી પ્રાપ્તિની સંભાવના થઇ. હિન્દુવિવાહપ્રથાનો આ વિજ્ઞાનસંમત યથાર્થ પ્રતિહાસ છે. એ બધી વાત જવા દો—તમે શાસ્ત્રની વાત કહેતા હતા; પણ હવે શાસ્ત્ર બાસ્ત્ર ને કોઇ બરાબર માનતું નથી. હવે તો લોકાચાર અને દેશાચારે જ શાસ્ત્રનું સ્વરૂપ લીધું છે. તમે જે વિચાર કર્યો છો એ ઘણો ઉત્તમ અને પ્રશંસનીય છે. તમારા ઉચ્ચ તથા કોમળ હૃદયને યોગ્ય થઇ પડે એવો જ આ વિચાર છે; પરંતુ ભાઇ! વિચારી સંભાળીને ચાલવું સારું!"

"મ્હેં સઘળો વિચાર કરી જોયો છે. હજી મ્હારે અનંગની

તથા તેની માતાની ઇચ્છા જાણવાની છે. તે જાણ્યા પછી યોગ્ય લાગશે તે કરીશ."

"ખરું છે. અનંગની માતાની ઇચ્છા જાણવાની પ્રથમ જરૂર છે; પરંતુ આ વિષય સંબંધી અનંગને કાંઇ પૂછવું મ્હને ઉચિત લાગતું નથી. ગમે તેમ તો પણ હજી એ બાળક છે. આવા ગંભીર વિષયમાં તે શું સમજી શકે?"

"પણ મ્હારી અનંગ ઘણી હઠીલી છે. વળી શ્વસુરપક્ષ તરફ તેનું ઘણું આકર્ષણ છે. એ આપને ઘેર આવશે. આપની પુત્રી સાથે એની ઘણી પ્રીતિ છે. આપ લીલી તથા ડૉલીને કહેજો કે તેઓ વાતમાંને વાતમાં તેને આ વાત પૂછી જુએ. આપની ગૃહિણીને પણ આ વિષયની સૂચના કરજો."

"ભલે. હું તમારા કહેવા પ્રમાણે કરીશ. અનંગને આજે સંધ્યાકાળ પછી અમારે ઘેર મોકલજો."

આ વખતે એક માણસ છાબડીમાં જૂદી જૂદી જાતનાં ફળ, એક જાતનાં મ્હોટાં માછલાં વગેરે લઇ આવી ઉભો. તેણે હારાધનને સાષ્ટાંગ પ્રણામ કરી તેની ચરણરજ શિરપર ચઢાવી. દીનાનાથ પાસે બેઠો હતો એટલે એ માણસે તેને પણ પ્રણામ કર્યા. હારાધને મૃદુ હાસ્ય કરી કહ્યું:-"કેમ રે ભોળાનાથ! આ બધું શું છે?"

ભોળાનાથ હારાધનના તાબાનો એક કંટ્રાકટર હતો. ભોળાનાથે ઉભા રહી પોતાના બન્ને હાથ જોડી કહ્યું:-"હુજૂર! આજે મ્હારા પુત્રનો વિવાહ છે. આપ મુરબ્બી છો એટલું જ નહિ પણ વળી બ્રહ્મદેવ છો તેથી થોડાં ફળ-બળ લાવ્યો છું. આ તો ઘણી સાધારણ વસ્તુઓ છે. આપ કૃપા કરી તે સ્વીકારશો તો હું કૃતાર્થ થઇશ."

"ઓ હો-તમારા પુત્રનો વિવાહ છે કે? વિવાહમાં ઘણા

પૈસાનો ખરચ કર્યો હોય એમ જણાય છે!"

"મ્હારા જેવો સામાન્ય માણસ ઘણા પૈસા કેવી રીતે ખરચી શકે? આપ તો જાણો જ છો કે હું કોઇ રીતે કન્ટ્રાકટરનું કામ કરી સંસાર ચલાવું છું. હુજૂર! મ્હારા પુત્રને આશીર્વાદ આપો અને આ સઘળું દયાભાવે સ્વીકારો."

હારાધન યજ્ઞોપવિત બ્હાર કાઢી જમણા હાથની આંગળીમાં પકડી બોલ્યો:—"હું અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું કે, તમારો પુત્ર અને પુત્રવધૂ દીર્ઘાયુ થાઓ. પરંતુ આજે તો રવિવાર છે! આજે તમે મચ્છી લાવ્યા છો? હું રવિવારે એક વખત કેવળ મ્હારા હાથે રાંધેલો ભાત ખાઉં છું."

ભોળાનાથે હાથ જોડી કહ્યું:—"હુજૂરના જેવા સ્વધર્મનિષ્ટ ધાર્મિક બ્રાહ્મણ આજકાલ ભાગ્યે જ જોવામાં આવે છે! અજાણતાં મ્હારાથી અપરાધ થયો છે. આપ નહિ ખાઓ તો ઘરનાં માણસો મચ્છી ખાશે—આપને માટે કાલે ફરીથી મચ્છી લઇ આવીશ."

"તમે પણ છુટકારો કરો એવા નથી. (દ્વાર તરફ જોઇ) ઓ રઘુ! ઓ જગુ! જલ્દી આવ—"

આજ્ઞા થતાં જ જગુ અને રઘુ આવી સઘળી વસ્તુઓ અંતઃપુરમાં લઇ ગયા. ભોળાનાથ સાષ્ટાંગ પ્રણામ કરી વિદાય થયો.

હવે દીનાનાથે કહ્યું:—"ઠીક, હું પણ હવે જાઉં છું. વખત ઘણો થયો છે—વળી આપને આજે હાથે રાંધેલો ભાત ખાવાનો છે!"

હારાધન આ શબ્દો સાંભળી સહજ હસ્યો. દીનાનાથ એ હાસ્યનો અર્થ સમજી જઇ હસતો હસતો ચાલ્યો ગયો.

વાસ્તવિક રીતે આજે નિરામિષ ભોજન કરવાની હારાધનની ઇચ્છા હતી; પરંતુ ઘેર આવેલી સુંદર મચ્છી જોઇને તેના મનમાં કાંઇનું

કાંઇ થવા લાગ્યું. તેણે અંતઃપુરમાં જઇ ગૃહિણીને એ મચ્છીનો થોડો ભાગ દીનાનાથને ઘેર મોકલવા કહ્યું અને બાકીના ભાગના સ્વાદિષ્ટ ખાદ્ય પદાર્થો બનાવવાની તેણે રસોઇઆને આજ્ઞા કરી.

રસોઇ તૈયાર થયા પછી તે ભોજન કરી વિશ્રામ લેતો હતો. એ વખતે હરિમતિ આવી તેની પાસે બેઠી. તેને જોઇને હારાધન બોલ્યોઃ—"ઘણા વખતથી તને એક વાત કહેવાને ઇચ્છું છું; પણ ત્હારા કામનો ઉકેલ જ આવતો નથી."

ગૃહિણી પંખો હલાવતાં હલાવતાં બોલીઃ—"શી વાત છે કહો."

"હું જેમ મનમાં ધારતો હતો તેમ જ થયું છે. દીનાનાથ તેમની પુત્રીનો પુનર્વિવાહ કરશે."

ગૃહિણીએ વ્યાકુળતાથી કહ્યું:—"એમ કે? તમારી સાથે શી વાત થઇ? કોની સાથે વિવાહ કરવાના છે?"

"ધીમે ધીમે સઘળી હકીકત કહું છું–તું આમ વ્યાકુળ કેમ બની જાય છે? પુનર્વિવાહ કરવાની વાત તેમણે મ્હને કહી છે. પણ તેમની પત્નીનો શો વિચાર હશે તે કોણ જાણે છે?"

"તેમની પત્ની એ વિષયમાં નારાજ હશે તો?"

"વળી અનંગ પણ તેના શ્વસુરપક્ષ તરફ ઘણી ખેંચાય છે. તેની પણ આ વિષયમાં નારાજી હોય તો તે બનવા જેવું છે."

"પરંતુ એ તો હજી બાળક છે–તેની વળી મરજી નામરજી કેવી? તે તેનાં માબાપની ઇચ્છાનુસાર વર્તશે."

"મ્હેં પણ દીનાનાથને એમ જ કહ્યું હતું; પરંતુ એ માટે ત્હારો આટલો બધો આગ્રહ કેમ છે?"

આમ કહી હારાધન સહજ હસ્યો. હરિમતિએ તેના તરફ કોપકટાક્ષ ફેંક્યો. તેનો ઉત્તર હારાધને હસીને આપ્યો કેઃ—"હં, પેલા

એક લાખ રૂપિયાની માયા ત્હારાથી મૂકી શકાતી નથી!"

પતિ પત્નીએ એકાંતમાં બેસી આ વિષય સંબંધી ઘણા સમય સુધી વાર્તાચિત કરી. વાત કરતાં કરતાં હારાધનની નાસિકાનો ધ્વનિ થયો એટલે હરિમતિ ધીમે ધીમે ઉઠીને બીજા ખંડમાં ચાલી ગઇ.

સંધ્યાકાળ પછી અનંગ એક દાસીની સાથે હારાધનને ઘેર બેસવા આવી. એ વખતે સુધીર હરિમતિના ઓરડામાં બેસી તેને એક પુસ્તક વાંચી સંભળાવતો હતો. અનંગને આવતી જોઇને લીલી તેની સાથે હરિમતિના ઓરડા તરફ આવી. સુધીરને ત્યાં જોઇને અનંગ એ ઓરડામાં પ્રવેશ કરતાં સંકોચાતી હતી. તેનો ભાવ સમજી જઇ હરિમતિ બોલીઃ—" આવ અનંગ! અહીં આવીને બેસ. સુધીરને જોઇને તું શા માટે શર્માય છે?"

લીલીઃ—ન્હાનપણમાં તો ભાઇની સાથે આખો દિવસ રમતી હતી તે હવે ભૂલી ગઇ કે?

અનંગે મૃદુ હાસ્ય કરી લીલીનો હાથ પકડી એ ઓરડામાં પ્રવેશ કર્યો અને તે હરિમતિની પાસે નીચું જોઇ બેઠી.

હરિમતિઃ—ન્હાનપણમાં જ નહિ પણ અનંગ જ્યારે બીમાર હતી ત્યારે સુધીરે જ તેની સશ્રુષા કરી હતી.

સુધીર હસતાં હસતાં બોલ્યોઃ—" પણ બા! મ્હને પ્રથમ અનંગ પાસે જતાં એક બે દિવસ શર્મ આવી હતી. બાલ્યાવસ્થામાં અમે સાથે જ રમતાં હતાં. હવે એ ઘણી મ્હોટી થઇ ગઇ છે. એની બીમારી વખતે મણિએ મ્હારી શર્મ મૂકાવી દીધી હતી. પછી એક દિવસે તો આખી રાત નાડી પકડી હું બેસી રહ્યો હતો. એ દિવસે જ તેનો તાવ જતો રહ્યો હતો."

આ વખતે ડૅાલી તેના પુત્રને લઇ ત્યાં આવી. વાત કરવાનો

આ સુયોગ મળતાં તેણે ડૉલીના પુત્ર તરફ જોઇ કહ્યું:—" આવ રિપન ! મ્હારી પાસે આવ."

રિપન મ્હોં ચઢાવી બોલ્યો:—"ના હું તમાલી પાછે નહિ આવું; માછી મા પાછે જઇછ."

અનંગ:—હું પણ ત્હારી માશી છું ને?

" ના, લીલો માલી માછીમા છે."

અનંગ તેને જોર કરીને પકડવા ગઇ. ત્યારે તે દોડીને ઓરડાની બ્હાર જતો રહ્યો. અનંગ પણ તેની પાછળ પાછળ ઓરડાની બ્હાર ગઇ. અત્યાર સૂધી તે એવો જ માર્ગ શોધતી હતી. પછી ડૉલી અનંગને લઇને એક બીજા ઓરડામાં જઇ બેઠી. ડૉલીએ કહ્યું:—" અનંગ ! પેલા ઓરડામાં બેસતાં તું સંકોચાતી હતી કે ? ભાઈ પાસે તને આટલી બધી શર્મ કેમ આવે છે તે કહે જોઇએ ?"

આ વાક્યોનો કાંઇ ઉત્તર આપ્યા સિવાય અનંગ હસી. પછી તે બોલી:—" બ્હેન ! તમે મ્હને સિલાઇ શિખવાડવાનું કહેતાં હતાં ને ? જોઉં તમારી સિલાઇ ?"

તરત જ ડૉલીએ પોતાની સિલાઇની પેટી લઇ આવી તેમાંથી કાર્પેટ અને લેસના નમુના દેખાડયા. તે જોઇ અનંગે કહ્યું:—" આવી સિલાઇ મ્હેં ત્યાં પણ ઘણી જોઇ છે."

" તું પોતે આવું કામ કરી શકે છે ? "

" ના—હું વિશેષ શિખી નથી. કામની ઘણી જંજાળમાં ત્યાં રોકાઇ રહેવું પડે છે એટલે સિલાઇનું કામ કરવાનો વખત કેવી રીતે મેળવી શકું ? "

" કેમ—અપોરે શું કરતી હતી ? "

" પુસ્તક વાંચતી હતી. વચ્ચે વચ્ચે તેઓ મ્હને સારાં સારાં પુસ્તકો લાવી આપતા હતા તે હું વાંચતી હતી."

"ક્યાં ક્યાં પુસ્તકો ત્હેં વાંચ્યાં છે ?"

"મેઘનાદ વધ, સીતાનો વનવાસ, શકુન્તલા, વૃત્રસંહાર, પારિવારિક પ્રબંધ તથા એવાં બીજાં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે."

"એ તો ઘણાં કઠિન પુસ્તકો છે. એ સઘળાં વાંચીને તું સમજી શકે છે ?"

"હું જે કાંઇ નહોતી સમજી શકતી તે તેમને પૂછી જોતી હતી. એક ચોપડીમાં અઘરા શબ્દોના અર્થ હું લખી રાખતી હતી. મ્હને ભણાવવાને માટે તેમણે ઘણો પરિશ્રમ કર્યો હતો."

આમ કહી અનંગે એક ગાઢ નિશ્વાસ મૂકયો. ડૉલીએ તેને પોતાની પાસે ખેંચી લીધી. આવી રીતે કેટલોક વખત પસાર થઇ ગયો.

રિપન હજી સુધી બ્હાર રમ્યા કરતો હતો. તે "બા–બા" બોલતો ત્યાં દોડી આવ્યો. અનંગને ડૉલીની પાસે જોઇને તેના મનમાં ઇર્ષ્યા ઉપજી. તે મ્હોં ચઢાવી એક બાજૂએ ઉભો રહ્યો. ડૉલીએ તેને પોતાની પાસે લેવા હાથ લાંબા કર્યા; પરંતુ એ તો રીસાઇને મ્હોં ચઢાવી ઉભો રહ્યો. તેનો આવો દેખાવ જોઇને અનંગ આંખો સાફ કરી ઉઠી બેઠી તથા તેને પાસે લેવાનો પ્રયત્ન કર્યો. રિપન તેનો હાથ તરછોડી નાખી ડૉલીના ખોળામાં જઇ બેઠો. ડૉલીએ અનંગને કહ્યું:–"તને છૈયાં છોકરાં બહુ ગમે છે. જો ત્હારે પણ એક પુત્ર હોત તો કેવું સારું !"

અનંગઃ—કેમ–બ્હેન ! ત્યાં મ્હારા ચુની અને નની છે.

"ચુની—નની કોણ છે ?"

"મ્હારા જેઠના છોકરા. તેઓ તેમની મા પાસે રહેતા નથી, હુગલીમાં રહે છે. તેઓ મ્હને પુષ્કળ ચ્હાય છે. મ્હેં જ તેમને ઉછેર્યાં છે."

"વાહ વાહ! તું આટલી મ્હોટી થઇ પણ હજી કાંઇ જાણે સમજતી જ નથી!"

રિપનં આ વખતે તેની માતાના ખોળામાંથી ઉઠી ગયો. લીલીએ આવીને કહ્યું:-"અનંગ! તું અહીં બેસીને શું કરતી હતી? હું તો ધારતી હતી કે, તું સિલાઇનું કામ કરતી હોઇશ. અત્યાર સુધી હું બીજા કામમાં રોકાઈ હતી. હવે એક ગાયન સાંભળીશ કે? બ્હેન! એક ગાયન ગા. હું હાર્મોનિયમ લાવું છું."

અનંગ ઉત્સાહથી બોલી:-"ગાઓ બ્હેન! એક ગાયન ગાઓ."

લીલી ડૉલીની અનુમતિની રાહ નહિ જોતાં એક હાર્મોનિયમ લઇ આવી.

ડૉલીએ એક ગાન ગાઇ સંભળાવ્યું.

## પ્રકરણ ૪ થું

### દીનાનાથની પ્રતિજ્ઞા

"અનંગ! જમવા ચાલ."

"ના બા—આજે હું જમવાની નથી—આજે મ્હારે એકાદશી છે."

વિમળાસુંદરી પુત્રીનું આ વાક્ય સાંભળી સ્તંભિત થઇ બેસી પડી. તેની એવી સ્થિતિ જોઇ અનંગ બોલી:-"બા! તું આમ કેમ કરે છે?"

વિમળાસુંદરીનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. તેણે કહ્યું:-"મ્હારા કપાળમાં ઇશ્વરે આટલું બધું દુ:ખ લખ્યું હતું! તું એકાદશી કરે તે મ્હારે જોવી પડશે? ના, એ બધું અત્રે થશે નહિ. ત્યાં જઇને ત્હારી ઇચ્છા હોય તેમ ખુશીથી કરજે."

અનંગે સહજ હસીને કહ્યું:—'બા! ત્યાં મ્હારાં સાસૂ પણ આમ જ કહે છે. તેઓ પણ ઘણો આગ્રહ કરી મ્હને કોઈ પણ રીતે અપવાસ કરવા દેતાં નથી; પરંતુ મ્હેં તેમને કહ્યું કે, અપવાસ કરવાથી મ્હને બિલકુલ કષ્ટ થતું નથી. ગયે વર્ષે ફોઈબા સાથે જન્માષ્ટમીનો અપવાસ કર્યો નહોતો કે? વળી સાવિત્રીવ્રતના અપવાસ પણ ઘણા કર્યા હતા. બા! તું પણ શિવરાત્રિનો અપવાસ કરે છે, મહાષ્ટમીનો ઉપવાસ કરે છે અને મ્હને અપવાસ કરવા દેવાની ના કેમ કહે છે?"

"હું અપવાસ કરું છું એ ખરું છે; પણ હું અને તું સરખાં કે? અમારાં પાકાં હાડકાંથી સઘળું કષ્ટ સહન કરી શકાય છે. ઠીક, છેવટે ત્હારાં સાસુએ શું કહ્યું?"

"તેમણે કહ્યું કે, 'તું હજી ન્હાની છે. અત્યારથી ત્હારે આવું કષ્ટ વેઠવાની શી જરૂર છે? હજી ઘણા દિવસ છે. વળી જો ત્હારે અપવાસ કરવા જ હોય તો દૂધ ફળ વગેરે ખાઈને કર. આપણા બંગાળા દેશમાં વિધવાઓ ફરાળ કરે છે. એમાં કાંઈ દોષ નથી'. પરંતુ બા! ફોઈબાએ ઘણા દિવસ સુધી કાંઈ ખાધું નહોતું, છતાં તેમને તો કાંઈ દુઃખ થયું નહોતું!"

"એ સઘળું અભ્યાસ ઉપર આધાર રાખે છે. તેમને આજ સુધી નિર્જળા અપવાસ કરવાનો અભ્યાસ હોવાથી જ કાંઈ કષ્ટ થતું નથી."

"બા! ત્યારે તો હું પણ એવો અભ્યાસ પાડીશ."

"તું હજી બાળક છે. ત્હારા જેટલી ઉમ્મરની ઘણી વિધવાઓ આચાર નિયમ પાળતી નથી. તું આવો દુરાગ્રહ કેમ કરે છે?"

"આચાર નિયમ પાળવાથી શરીર અને મન પવિત્ર થાય છે;

તે નહિ પાળવાથી મનમાં એક પ્રકારની ગ્લાની થાય છે."

"પરંતુ હું તને કોઇ રીતે નિર્જળા અપવાસ કરવા દઇશ નહિ. દૂધ ફળ ફળાદિ વગેરે ત્હારે લેવું પડશે. ચાલ જમવા ચાલ."

"ના બા ! હું જમવાની તો નથી જ."

વિમળાસુંદરીએ તેને અનેક રીતે સમજાવી; પરંતુ અનંગ જમવા ઉઠી નહિ. વિમળાસુંદરી પોતે પણ કાંઇ ખાધા સિવાય સૂઇ રહી. સંધ્યાકાળ પછી સ્વામીના અકલ્યાણના ભયથી તેણે સામાન્ય આહાર કર્યો. આખો દિવસ ઉપવાસ કરેલો હોવાથી અનંગ જલદી ઊંઘી ગઇ.

દીનાનાથ રાત્રે જ્યારે શયન કરવા આવ્યો ત્યારે વિમળાસુંદરીને મુખેથી સઘળી વાત સાંભળી બોલ્યોઃ—"હું આવો દેખાવ કોઇ પણ રીતે જોઇ શકીશ નહિ. આવું જોવા કરતાં તો મ્હારું મૃત્યુ થયું હોત તો સારું."

વિમળાસુંદરી અત્યંત દુઃખિત સ્વરે બોલીઃ—"આવી વાત બોલશો નહિ. ઇશ્વરે જે દુઃખ દીધું છે તે આપણે સહન કરવું જ જોઇએ. આપણું ભાગ્ય ઓછું હોવાથી દુઃખ સહન કર્યા સિવાય બીજો કોઇ ઉપાય નથી."

"પરંતુ ઇશ્વર છે કે કેમ એ માટે મ્હને ગંભીર શંકા છે."

"ના—ના, આવા અનુચિત શબ્દો ઉચ્ચારશો નહિ. ઇશ્વર ન હોય તો રાત્રિ દિવસ કેવી રીતે થાય ? પુર્વજન્મના કર્મફળથી આપણે આ સઘળું દુઃખ ભોગવીએ છીએ."

"કર્મફળ કેવળ આપણે માટે જ ભોગવવાનું છે કે ? આપણા ઉપર જેટલું દુઃખ આવી પડયું છે એટલું દુઃખ બીજા કોઇ ઉપર આવી પડયું છે કે ? છોકરો બગડી ગયો. ત્યાર પછી આશા રાખતો હતો કે, જમાઇ સચ્ચરિત્ર અને સુશિક્ષિત મળ્યો છે તેથી તેને યથાર્થ

મનુષ્ય બનાવવાથી તેનાથી સુખ મળશે. હું નથી સમજી શકતો કે કયા કર્મફળથી તેને એક પળમાં કોઇ લઇ ગયું! હવે સંસાર અને ગૃહવ્યવહાર–સઘળું મિથ્યા છે."

આમ કહી દીનાનાથ એક ગાઢ નિશ્વાસ મૂકી ચિંતા કરવા લાગ્યો. ત્યાર પછી તે બોલ્યોઃ–"ના–હું કોઇ પણ રીતે આવું કષ્ટ સહન કરી શકીશ નહિ. હું કર્મથી કર્મફળનું ખંડન કરીશ."

વિમળાસુંદરી નિશ્વાસ નાખી બોલી–"શું કરવાનો તમારો વિચાર છે?"

દીનાનાથે દઢ સ્વરે કહ્યુંઃ–"હું ફરીથી અનંગનો વિવાહ કરીશ. વિવાહ કરી જમાઇ કન્યાને સાથે લઇ રહીશ."

વિમળાસુંદરીઃ—આવા વિચારને તમે તમારા મનમાં સ્થાન આપશો નહિ. હું તમારો વિચાર પ્રથમથી જ જાણું છું. મ્હારી બ્હેન કમળા વિધવા થઇ ત્યારે તમે તેનો પુનર્વિવાહ કરવા માટે કમર બાંધી હતી; પણ તે કોઇ રીતે રાજી થઇ નહિ ત્યારે જ તમે ઝંપ્યા. તમારી અનંગ પણ કાંઇ ઓછી નથી. તમે જોઇ શકશો કે તે મરવાનું કબૂલ કરશે; પણ પુનર્વિવાહ કરવા માટે રાજી નહિ થાય.

"એ તો છેક છોકરવાદ છે. તેની વળી મરજી શી અને ના–મરજી પણ શી? પ્રથમ જ્યારે વિવાહ કર્યો હતો ત્યારે પણ આપણો તેનો વિચાર પૂછ્યો હતો કે?"

"પરંતુ શ્વસુરપક્ષ તરફ તેનું ઘણું આકર્ષણ છે."

"હશે–એ આકર્ષણ કેટલા દિવસ રહેશે? એક વખત કોઇ પણ રીતે વિવાહ કરી દેવામાં આવશે એટલે તેનું આકર્ષણ કયી દિશા તરફ છે તે તું જોઇ શકીશ."

"ત્યારે તમે તેનો બળાત્કારે પુનર્વિવાહ કરવાને ઇચ્છો છો કે?"

"એમાં હરકત શી છે? જરૂર જણાશે તો તેમ કરવું પડશે.

"પણ એમ કરવાનો મ્હારો બિલકુલ વિચાર નથી. વળી એવે લાયક છોકરો પણ ક્યાંથી મળશે? કયા ગૃહસ્થનો છોકરો માબાપને ત્યાગ કરી, સમાજનો ત્યાગ કરી વિધવાવિવાહ કરવા સંમત થશે?

"રૂપિયાથી સઘળું થશે. મ્હેં અનંગને એક લાખ રૂપિયાન રકમ આપી છે એ વાત તું ભૂલી ગઇ હોય એમ લાગે છે. એ એ લાખ રૂપિયાના લોભથી અનેક શિક્ષિત યુવક આવી મળશે. વ છોકરો તેનાં માબાપને છોડી અહીં આવી બીજાં માબાપ મેળવી શકશે.

"પરંતુ હું જીવતી હોઇશ ત્યાં સુધી તમે કોઇ પણ પ્રકા આ ઘરમાં પારકાના છોકરાને લાવી રાખી શકશો નહિ, એ વા હું ખુલ્લી રીતે કહું છું. પોતાના છોકરાની શોધ કરવી નથી અ પારકા છોકરાને ઘરમાં લાવી રાખવો છે!"

"જો આ મકાનમાં નહિ રાખવા દે તો મ્હારાં બીજાં ઘણ મકાન છે; તેમાંના ગમે તે એક મકાનમાં રાખીશ."

"પરંતુ તમારે એવું અનુચિત કાર્ય કરવાની શી જરૂર છે સ્ત્રીજાતિને માટે વૈધવ્ય જેવું બીજું ભયંકર દુર્ભાગ્ય નથી એ હું સાર રીતે જાણું છું; પરંતુ અમારા જીવનના દુર્ભાગ્યનો કાંઇ અંત છે કે પોતાની જ વાત વિચારી જોશો તો સમજી શકશો. દુઃખ શો હમ્મેશાં રહેતાં નથી. જો હમ્મેશાં રહે તો ઇશ્વરની સૃષ્ટિ ચાલે નહિ રાત્રિ પછી જેમ દિવસ આવે છે એવી જ રીતે દુઃખની પછી સુ આવે છે. આ જન્મમાં દુઃખ ભોગવ્યા પછી સુખ નથી મળતું તે બીજે જન્મે મળે છે."

"આ પરજન્મ વગેરેને હવે હું માનતો નથી. વળી ઇશ્વરન સઘળા કાયદા કાનુનોનો ઉપયોગ કેવળ હતભાગિની હિન્દુ વિધવાઓન

માટે જ કરવામાં આવે છે."

"તમે આવી વાત ન બોલો. ગિરિડી જઇ આવીને હું ઘણું જોઇ તેમજ સાંભળી આવી છું. બ્રાહ્મ ધર્માવલંબી અને ક્રિશ્ચિયન કુટુંબોમાં કન્યાની ઉમ્મર પચીસ ત્રીસ કરતાં પણ વિશેષ થવા છતાં તેમનો વિવાહ થતો નથી. તેમનાં શરીરમાં રક્ત માંસ નથી કે? તેમના જીવનમાં કષ્ટ નથી કે? તમને તો સઘળું દુઃખ હિન્દુ વિધવાઓના જીવનમાં જ જણાય છે એ આશ્ચર્યજનક છે!"

"પણ તેઓ અનેક પ્રકારની ઇચ્છાથી અવિવાહિતા રહે છે."

"ત્યારે હિંદુ સમાજમાં વિધવા કન્યાઓ તેમની ઇચ્છા હોય તો વિધવા તરીકે ન રહી શકે કે? અન્ય સમાજની કુમારિકાઓના ઉપર તમારી જેટલી શ્રદ્ધા દેખાય છે તેટલી શ્રદ્ધા હિન્દુ વિધવાઓ ઉપર કેમ દેખાતી નથી? અન્ય સમાજની કુમારિકાઓના કરતાં આપણી હિન્દુ વિધવાઓમાં ચરિત્રબળ ઓછું છે એમ માનવાનું શું કારણ છે? જો વ્યભિચારનો ભય હોય તો એ ભય સકળ સમાજમાં સમાન છે. ઉલટું હું ધારું છું કે હિન્દુ વિધવાઓ કઠિન આચાર નિયમમાં રહે છે—પરપુરુષને હળીમળી શકતી નથી તેથી તેમને માટે વ્યભિચારનો ભય ઘણી રીતે ઓછો રહે છે."

"તમારા એ આચાર નિયમના બંધનમાં બંધાઇ રહેવાથી મનુષ્યના મનની વૃત્તિઓ સંકોચાઇ જાય છે—તેના મનુષ્યત્વનો વિચાર થતો નથી. આ બધી કઠિન વાત તું સમજી શકે તેમ નથી."

"હું મૂર્ખ માણસ તમારી મ્હોટી મ્હોટી વાતો સમજી શકું નહિ, એ જોકે ખરું છે; પણ મ્હને થોડું તો જ્ઞાન છે. તેથી હું સમજી શકું છું કે આચાર નિયમમાં રહ્યા સિવાય અમારા મનના ખરાબ ભાવોનું દમન થાય નહિ. જેમનો સ્વભાવ જ ખરાબ દિશાએ જવાનો

હોય છે—એક ઘોડો રસ્તાની બ્હાર દોડી જવાને ચ્હાય છે એવી રીતે જેમનો સ્વભાવ જ ખરાબ દિશાએ જવાનો હોય છે તેમને ખેંચી તાણી ખરે માર્ગે ચલાવવાની જરૂર છે. આરંભમાં ઘણા ઘોડા ઉચ્છૃંખલ હોય છે; પણ સવાર ક્રમાગત લગામ પકડી રસ્તામાં ચલાવે છે એટલે તેઓ સારા થાય છે. એવી જ રીતે અમારા મનના ખરાબ ભાવોનું આચાર નિયમના બંધનમાં રાખી દમન કરવું જોઇએ. તેમ કરવાથી મનના ભાવની ઉમદા વૃત્તિઓ ખીલી શકે છે. ફુલ-બાગમાંથી ઘાસ નિંદી નાંખવાથી ફુલના છોડ વધે છે તેવી જ આ વાત પણ છે. વિધવાઓ વ્રત નિયમ પાળે છે તેથી તેમના મનમાં ધૈર્ય, સહિષ્ણુતા, દયા, ક્ષમા, ભક્તિ, પ્રેમ અને બીજા સારા સારા ભાવનો વિકાશ થાય છે."

"અને જેઓ સારું સારું ખાય છે, સારું સારું પહેરે છે તેમનામાં એ સઘળા ગુણ નથી હોતા કે? આપણે સુખે ખાઇએ પહેરીએ અને આપણી આંખોની આગળ પુત્રી સુખભોગનો ત્યાગ કરી સંન્યાસિની થાય એ મ્હારાથી તો નહિ જ જોઇ શકાય."

"એવું કોનાથી જોઇ શકાય? મ્હને શું તમે પાષાણ જેવી સમજો છો? હું તો પાષાણ છું બીજું શું? દુઃખ સહન કરી કરીને મ્હારું મન હવે પાષાણ જેવું જડ થયું છે. તેમ ન થયું હોત તો આ પ્રાણ કયારનોય નીકળી ગયો હોત."

આમ કહી વિમળાસુંદરી રડતી રડતી સૂઇ ગઇ. દીનાનાથ ધીમેથી ઉઠીને પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.



# પ્રકરણ ૫ મું

## વિષાદ અને હર્ષ

**બીજે** દિવસે પ્રભાતકાળે હારાધન પોતાના બેઠકખાનામાં બેઠો હતો. તે તદ્દન વિમર્ષચિત્તથી એક સરકારી પત્ર ટેબલ ઉપર ખુલ્લો રાખી કાંઇ વિચાર કરતો હતો. એ વખતે દીનાનાથ આવી પહોંચ્યો. તેને જોઇ હારાધને ઉઠી ઉભા થઇ કહ્યું:-" આવો ભાઇ-બેસો."

દીનાનાથ આસન ઉપર બેસી બોલ્યો:-" આજે આપને હું આમ વિચારમગ્ન કેમ જોઉં છું?"

હારાધને ન મનતું હસી કહ્યું:-" ભાઇ! નોકરી છોડવાની નોટિસ મળી છે. આ રહી જુઓ."

આમ કહી તેણે દીનાનાથના હાથમાં ઉપરોકત પત્ર આપ્યો. દીનાનાથ તે વાંચીને બોલ્યો:-" એકાઉન્ટંટ જનરલ આપને પેન્શન લેવા કહે છે, એ તો ઉત્તમ વાત છે. હવે ઉમ્મર થઇ છે, પૈસા પણ ઘણા એકઠા કર્યા છે. હજી કયાં સુધી ગુલામી કરશો? મ્હોટો છોકરો લાયક થયો છે, હવે ચિંતા શી છે?"

"ભાઇ! તમે કદાપિ નોકરી કરી નથી તેથી નોકરીની માયા કેવા પ્રકારની વસ્તુ છે તે જાણતા નથી. મ્હને ઉમ્મર થઇ છે એ વાત ખરી છે-પંચાવન વર્ષ પછી પણ ત્રણ વર્ષ કામ કર્યું છે. મ્હને ત્રણ વર્ષ એક્ષટેન્સન આપ્યું છે; પણ હજી બીજાં બે વર્ષ એક્ષટેન્સન લીધા વગર રિટાયર થવાનો નથી. કેમ-મ્હારું શરીર ઘણું તંદુરસ્ત તથા સબળ છે-હું હજી પણ એક દિવસમાં દશ ગાઉ ફરી આવી શકું તેમ છું. અત્યારથી મ્હારે શા માટે પેન્શન લેવું જોઇએ?"

" પરંતુ નોકરી કરવાનું હવે શું પ્રયોજન છે?"

"ભાઇ! મ્હારી યથાર્થ સ્થિતિની તમને માહિતી નથી. હું જો નોકરી છોડું તો માર્યો જાઉં; પેન્શન લેવાને એક દિવસ પણ જીવતો રહું નહિ. ઑફિસમાં જઇ કામ કરું કે ન કરું એ જુદી વાત છે; પણ ઑફિસના હૉલમાં જઇ એક વખત બેઠા સિવાય મ્હારો જીવ ગભરાઇ જાય તેમ છે. મ્હને એવી ટેવ પડી ગઇ છે."

"વળી ત્યાં જાઓ તો કોઇ સલામ પણ કરે!"

"હાસ્તો. નોકરોને સલામ ભરતા જોવાની પણ મ્હને ખરાબ ટેવ પડી ગઇ છે."

"પણ જેઓ સલામ કરે તેમને પાછી આપે પણ સલામ કરવી પડે ને?"

"અવશ્ય કરવી જ પડે; છતાં સલામ કરવાની સુદ્ધાં મ્હને ટેવ પડી ગઇ છે. આ સઘળું લાંબા વખતના અભ્યાસનું ફળ છે, સમજ્યા કે ભાઇ?"

"આપનો અભ્યાસ આપની પાસે રહેવા દો—આવા પ્રકારના અભ્યાસથી દૂર રહેવામાં જ મ્હને તો સારું લાગે છે. આપ હવે શું કરવા ઇચ્છો છો?"

"હું નોકરીની મુદત વધારાવવા માટે અરજી કરીશ અને ઉપરી સાહેબ સુધી પહોંચી જઇશ, જો હું નોકરી છોડું તો કોઇ પણ રીતે જીવી શકું નહિ. પગાર ન મળે તો ભલે પણ મધ્યાહ્નકાળે એક વખત ઑફિસના હૉલમાં બેસવાનું મળે તો હું ઘણો પ્રસન્ન થાઉં. નોકરી સિવાય મ્હારી જળ વગરની માછલી જેવી સ્થિતિ થાય તેમ છે."

"આપનો અભ્યાસ ઘણો આશ્ચર્યજનક છે. કેટલાક માણસો એવા પણ જોવામાં આવે છે કે જેઓ ઘણી ત્વરાથી ગુલામીની બેડીઓ

તોડી નાખી પોતાની ઉત્તરાવસ્થા શાન્તિમાં પસાર કરે છે."

"એવા માણસોનું બીજા કોઇ વિષય તરફ લક્ષ્ય હોવાનો સંભવ છે. મ્હારે તો એ ઑફિસ જ આ જીવનનું એક માત્ર અવલંબન છે. એક વખત પ્રયત્ન કરી જોઇશ. કોઇ પણ કાર્ય પ્રયત્નને અસાધ્ય નથી. તમે શું ધારો છો?"

"હું તો પાછો પેલી વાત કરવા જ આવ્યો છું. કાલે એકાદશી હોવાથી અનંગે આખા દિવસમાં કાંઇ ખાધું પીધું નહોતું. તે ભૂખી તરસી હોવાથી તેની માતાએ પણ કાંઇ ખાધું નહોતું. હવે એ દશ્ય મ્હારાથી કોઇ પણ રીતે જોઇ શકાતું નથી. અરેરે! મ્હારું ગૃહ સ્મશાન સમાન બની ગયું છે." આમ કહી દીનાનાથે નેત્રોમાં ભરાઇ આવેલું અશ્રુજળ સાફ કર્યું.

હારાધનઃ–ભાઇ! ત્યારે તમે તે દિવસે કહેતા હતા તેમ કરો. અનંગનો જેમ બને તેમ જલ્દી પુનર્વિવાહ કરી નાખો.

"એમ કરવાની મ્હારી તો ઇચ્છા છે; અનંગની પરંતુ માતાનો કોઇ રીતે વિચાર થતો નથી. કાલે ઘણી રાત સુધી તેની સાથે વાદવિવાદ થયો હતો. એ સઘળી ચિંતાથી કાલે રાત્રે મ્હને બરાબર ઊંઘ પણ આવી નહોતી. હું ગૃહિણીની કોઇ વાત સાંભળવાનો નથી. હું મ્હારી અનંગનો પુનર્વિવાહ અવશ્ય કરીશ. કેવળ એક સારો સુશિક્ષિત યુવક મળી આવે એટલી જ વાર છે."

"ભાઇ! હું તમને એક સારો યુવક મેળવી આપીશ; છતાં મૂળ વાત એ છે કે હવે જે યુવક તમારો જમાઇ થશે તેને સમાજનો તિરસ્કાર સહન કરવો પડશે અને તેને કદાચ પોતાનાં માબાપનો પણ ત્યાગ કરવો પડશે."

"તેથી તેને શી ચિંતા છે? મ્હેં અનંગને પ્રથમથી જ એક લાખ રૂપિયાના કંપનીના કાગળ આપી રાખ્યા છે. તે ઉપરાંત મકાન

પણ આપીશ. અનંગ એ નવીન મકાનમાં રહેશે. આપ જે યુવકની વાત કરો છો તેણે ક્યાં સુધી અભ્યાસ કર્યો છે ?"

"ભાઇ! સઘળી વાત હું સ્પષ્ટતાથી કહું છું. મ્હારો પુત્ર સુધીરકુમાર તમને પસંદ છે?"

"મ્હારું એવું સૌભાગ્ય ક્યાંથી ? તેમ થાય તો મ્હને સ્વર્ગપ્રાપ્તિ જેટલો આનંદ થાય. આપ ખરું કહો છો કે વિનોદ કરો છો ?"

"ના-વિનોદ શા માટે કરું ? મ્હારો વિચાર કાંઇ તમારાથી અજાણ્યો નથી. ભાઇ! હું હિંદુ હોવા છતાં વર્ત્તમાનકાળના સંસ્કારોથી વર્જિત છું. મ્હને એ વિષયમાં કાંઇ હરકત નથી. પહેલાં પણ સુધીર સાથે તમારી અનંગનો વિવાહ કરવાની વાત નીકળી હતી. એ વખતે તેનો અભ્યાસ પૂર્ણ થયો નહોતો તેથી મ્હેં નારાજી દર્શાવી હતી. હમણાં તો એ એમ. ડી. માં પાસ થયો છે તેથી હવે તેનો વિવાહ કરી નાખવાની જરૂર છે. વળી મ્હારી આ નોકરી હવે રહેવાની નથી એ તો તમે જાણો છો; માટે તેને એક સ્થળે નિયુક્ત કરી દઉં તો હું નિશ્ચિંત થઇ શકું. પણ ગૃહિણી શું કહે છે તે એક વખત જાણવું જોઇએ. તે આ વિષયમાં સંમત થશે કે કેમ એ શંકાયુક્ત પ્રશ્ન છે."

"આપ એમને સઘળી વાત સારી રીતે સમજાવીને કહે મ્હારી અનંગ ઉપર એમનો ઘણો સ્નેહ છે. વળી મ્હેં એમ સાંભળ્યું છે કે તેઓ મ્હારી સ્ત્રીની માફક સંકુચિત વિચારોનાં નથી—તેઓ ઘણા ઉદાર વિચાર ધરાવે છે."

"પહેલાં મ્હારી ગૃહિણી ઘણી લિબરલ હતી; પરંતુ આજકાલ તે પાછી દેવ દેવીઓને માનવા લાગી છે. આમ હોવા છતાં હું તેને બરાબર સમજાવી આ વિષયમાં સંમત કરવાનો પ્રયત્ન કરીશ."

"હમણાં જ એક વખત તેમની પાસે જઇને તેમનો વિચાર જાણી આવો ને. આવા આનંદના સમાચાર સાંભળવાની મ્હેં કદાપિ આશા રાખી નહોતી. મ્હારા આ આનંદની અંદર સહજ પણ સંશય શા માટે રહેવા દેવો જોઇએ ?"

દીનાનાથનાં આ વચન સાંભળી હારાધન અંતઃપુરમાં ગયો. હરિમતિનો મત લેતાં તેને સહજ પણ વિલંબ થયો નહિ. તે તો પ્રથમથી જ તૈયાર થઇ રહી હતી. પછી હારાધને હસતાં હસતાં પાછા આવી દીનાનાથને કહ્યું:-"ભાઇ! હવે શંકા જેવું કાંઇ રહ્યું નથી. ગૃહિણી અનેક પ્રકારની આપત્તિઓ દર્શાવતી હતી. તેણે કહ્યું કે, 'હજી બીજા એક છોકરાનો વિવાહ કરવાનો છે. એ વખતે અડચણ ઉભી થશે." સુધીરનો જો જ્ઞાતિમાંથી બહિષ્કાર થશે તો તેનાં સંતાનોનો વિવાહ કેવી રીતે થશે? કલકત્તા શહેરમાં લાખ રૂપિયાની સંપત્તિ એટલે કાંઇ જ નથી.' આવી આવી તેણે ઘણી હરકતો દર્શાવી હતી; પણ મ્હેં તેને સમજાવી કહ્યું કે, "દીનાનાથ બાબુને હમણાં કેવળ આ કન્યા સિવાય બીજું કોઇ નથી-છોકરો તો ત્યાજ્ય પુત્ર થયો છે. તેમની પાછળ તેમની જે કાંઈ સંપત્તિ છે તે કન્યા અને જમાઇને જ મળશે. કેમ ખરું છે ને ભાઇ ?"

દીનાનાથઃ-આપનું કહેવું સર્વથા ખરું છે. હું હવે કેટલા દિવસ જીવવાનો છું? મ્હારી પાછળ મ્હારી જે કાંઇ મિલકત હશે તે સઘળી કન્યા જમાઇનેજ મળશે. ગૃહિણીને જે આપ્યું છે તેથી તેનો સારી રીતે નિભાવ થાય તેમ છે.

હારાધને મૃદુહાસ્યસહ કહ્યું:-"ત્યારે હવે સુધીરના વિવાહ માટે હું બીજે સ્થળે પ્રયત્ન ન કરું ને?"

દીનાનાથઃ-ના, મ્હારી આ વાત નક્કી છે.

"વિવાહ કયારે કરવાની ઇચ્છા છે ?"

"शुभस्य शीघ्रं. આ શ્રાવણ માસમાં જ દિવસ નક્કી કરો. આ શ્રાવણ માસ ગયા પછી એ ત્રણ માસ સુધી વિવાહ થઇ શકે તેમ નથી."

"વિવાહ હિન્દુ રીવાજ પ્રમાણે થશે ને ?"

"હા, હિન્દુ રીવાજ પ્રમાણે જ થશે. હું એગનષ્ટિક હિન્દુ છું અને આપ વૈદિક હિન્દુ છો."

"વળી જુઓને આ શિખા–ચોટલી પણ રાખી છે."

"તે ઉપરાંત આપ રવિવાર પણ કરો છો!"

"તમે ખરું કહો છો. વિવાહ વિદ્યાસાગરના હિન્દુ મત પ્રમાણે થશે. એવી રીતે ન કરીએ તો વળી પાછી મ્હારા બીજા છોકરાના વિવાહ સમયે તકરાર ઉભી થાય."

"ત્યારે હવે હું જોઉં છું." આમ કહી દીનાનાથ ચાલ્યો ગયો. હારાધને અંતઃપુરમાં જઇ ગૃહિણીને આ આનંદના સમાચાર કહી સંભળાવ્યા.

## પ્રકરણ ૬ ઠું.*

### દીનાનાથ અને જસ્ટિસ હરિદાસ

આજે દીનાનાથના ન્હાનાં ગામડાંઓની આબાદી સંબંધીના ફંડના ટ્રસ્ટીઓની સભા હતી. ન્હાનાં ગામડાંઓની આબાદીને માટે ઘણી દરખાસ્તો આવી હતી; પરંતુ શૈલેન્દ્રના સ્વર્ગવાસ પછી એ

* જેમને ઠીક ન લાગે તેઓ આ પ્રકરણ છોડી દઇને વાંચશે તો પણ મૂળ કથા સમજવામાં હરકત પડશે નહિ.

સંબંધીનું કામકાજ બંધ હતું. શૈલેન્દ્રની જગ્યાએ બીજા એક સુયોગ્ય ઇન્સ્પેકટરને નિમવાની ઘણી જરૂર હતી. એટલા માટે ટ્રસ્ટીઓએ એકત્ર થઈ ઘણા બી. એ. એમ. એ. પાસ થયેલા યુવકોની અરજીઓમાંથી એક જણને ઇન્સ્પેકટર નિમ્યો. તેને હમણાં છ માસ માટે રોકવામાં આવ્યો હતો; પણ પછીથી તેનું કામકાજ જોઇ કાયમને માટે રાખવાનું નક્કી થયું હતું.

આ સભામાં જસ્ટિસ હરિદાસ બંદોપાધ્યાય હાજર હતા. સભાનું કાર્ય સમાપ્ત થયા પછી તેઓ દીનાનાથની સાથે તેની લાયબ્રેરીના હૉલમાં બેસી જમાઇના વિયોગદુઃખ માટે તેનું અનેક પ્રકારે સાંત્વન કરી આશ્વાસન આપવા લાગ્યા. તેમણે કહ્યું:—"દીનાનાથભાઇ! આપના જમાઇ શૈલેન્દ્ર એક અમૂલ્ય રત્ન સમાન હતા. તેમનો સ્વદેશાનુરાગ જોઇ મ્હેં પણ ઘણું શિક્ષણ મેળવ્યું હતું. તેમની માફક પ્રાણ આપી દેશનું કાર્ય શું બીજું કોઇ કરી શકશે?"

દીનાનાથે એક નિશ્વાસ મૂકી કહ્યું:—"તેમનાં અતિ ઉદ્દીપનાપૂર્ણ વચન સાંભળીને જ મ્હેં ન્હાનાં ગામડાંઓની ઉન્નતિ સંબંધીનો સંકલ્પ કર્યો હતો. એ સત્કાર્યમાં મ્હેં જે કાંઇ દાન કર્યું છે એ માત્ર તેમને જ માટે છે. તેમની ખોટ પૂરાય તેમ નથી."

"પરંતુ હું એવી આશા રાખું છું કે તેમનું અનુકરણ કરીને દેશના બીજા કેટલાક યુવકો દેશની ઉન્નતિ માટે અગ્રસર થશે. શૈલેન્દ્રનું જીવનવૃત્તાંત કોઇ વર્ત્તમાનપત્રમાં પ્રસિદ્ધ કરવાની ઘણી જરૂર છે. આજે શિશિરબાબુ સાથે એ સંબંધી મ્હારે વાતચિત થઇ હતી. તેમણે શ્રનારાયણપુરનું વિવરણ યથાસમયે 'સુધા સાગર' પત્રિકામાં પ્રસિદ્ધ કર્યું હતું. હમણાં તેમણે શૈલેન્દ્રનું જીવનચરિત્ર પ્રસિદ્ધ કરવાની વાત કરી હતી. આપ એ વિષયમાં તેમને જરૂરી સહાયતા કરજો."

"અવશ્ય કરીશ; પણ હમણાં હું મ્હારી અનંગ માટે ગંભીર ચિંતામાં પડયો છું. હમણાં તેને અત્રે લાવીને રાખી છે; પરંતુ તેની એ શોકમૂર્ત્તિ જોઇને હું કોઇ રીતે ઠરી ઠામ બેસી શકતો નથી. મ્હારું ઘર હમણાં સ્મશાન સમાન બની ગયું છે."

"એ હું સારી રીતે સમજું છું; પરંતુ વિપદમાં ધૈર્ય ધારણ કરવું એ જ આપણું કર્ત્તવ્ય છે. ભગવાન્ આપણને જેમ સુખ આપે છે તેમ દુઃખ પણ આપે છે. નિરવચ્છિન્ન સુખ કોઇના ભાગ્યમાં હોતું નથી. વળી જેમ તે દુઃખ આપે છે તેમ દુઃખ સહન કરવાની ક્ષમતા પણ આપે છે. તેની મંગળ ઇચ્છા ઉપર આધાર રાખી આપણે ચાલવું જોઇએ."

"પણ મ્હારા દુઃખનો તો પાર જ નથી. મ્હારા જેટલું દુઃખી કોણ છે? આપ ભાગ્યની વાત કરો છો. હું ધારું છું કે આપણે પુરુષાર્થથી ભાગ્યનું પરિવર્ત્તન કરી શકીએ તેમ છીએ. જો હું પોતે પ્રયત્ન કરું તો શોક દુઃખ દૂર કરી શકું તેમ છું, આમ હોવાથી યત્નહીન થઇ દુઃખનો ભાર શા માટે વેઠવો જોઇએ?"

"આપના મનનો શો વિચાર છે તે મ્હને સ્પષ્ટતાથી કહો."

"જુઓ સાંભળો, આપ જ્ઞાની પુરુષ છો—આખા બંગાળા દેશમાં આપના જેવા જ્ઞાનવાન્, ઉદારચરિત અને ધર્માત્મા પુરુષ વિરલ છે. એટલા માટે મ્હેં જે વિચાર કર્યો છે તે આપને જણાવી તેમાં આપની સલાહ લેવા હું ઇચ્છું છું, હું મ્હારા મનનો વિચાર સ્પષ્ટતાથી આપને જણાવું છું. મ્હારી આ બાળવિધવા કન્યાનો પુનર્વિવાહ કરવાને હું ઇચ્છું છું. એમાં આપનો શો અભિપ્રાય છે?"

હરિદાસે ક્ષણ કાળ સુધી વિચાર કરી કહ્યું:—"દીનાનાથભાઇ! આપનું હૃદય કોમળ હોવાથી આ વાત આપના મુખમાંથી સાંભળી

મ્હને આશ્ચર્ય લાગતું નથી; પણ સર્વ પ્રકારનો વિચાર કરી જોતાં હું આ વિષયમાં સંમતિ દર્શાવી શકતો નથી. આપની પુત્રીનો શો વિચાર છે ?"

"એનો વિચાર જાણવાની જરૂર નથી; છતાં મ્હને લાગે છે કે, ફરીથી વિવાહિતા થવાનો તેનો વિચાર નથી."

"બરાબર છે. એમ ધારો કે લગભગ પચાસ વર્ષથી વિધવા-વિવાહનો કાયદો વિધિબદ્ધ થયો છે; છતાં આજ સુધીમાં કેટલા વિધવાવિવાહ થયા છે ?"

"પણ મ્હારી પુત્રી તો હજી તદ્દન ન્હાની છે—તેની વળી મરજી નામરજી શી ? મ્હારી મરજી એજ તેની મરજી. તેના પ્રથમના વિવાહ પ્રસંગે કયાં તેનો મત પૂછવામાં આવ્યો હતો ?"

"પરંતુ પ્રથમનો વિવાહ થયો તે પહેલાં તેના મનમાં કોઇ પુરુષની સાથે સ્નેહ બંધાયો નહોતો. ઇશ્વરની ઇચ્છાથી શૈલેન્દ્ર જેવા દેવતુલ્ય પતિને તે પામી હતી. હવે તેણે જો તેના સ્વર્ગસ્થ પતિને મન અને પ્રાણ સમર્પણ કર્યાં હોય તો બીજા પતિ તરફ તે કેવી રીતે આકર્ષાય ?"

"ધારો કે મ્હારી પુત્રી માટે આપ કહો છો એ ખરું છે; પણ એવી કેટલીક બાળવિધવાઓ છે કે જેમના સ્વામી આદર્શ ચરિત્રવાળા નહોતા. વળી એવા સ્વામીઓ ઉપર તેમનો વિશેષ પ્રેમ પણ નથી. એવી બાળવિધવાઓ માટે શું કરવું ?"

"આપે જ્યારે આ વાતને આટલું બધું વ્યાપક રૂપ આપ્યું છે ત્યારે એ સંબંધી મ્હારા વિચાર પણ હું આપને વિસ્તારપૂર્વક જણાવું છું; પરંતુ તે પહેલાં મ્હારા એક પ્રશ્નનો ઉત્તર આપો—આ જીવનમાં સ્ત્રીઓને સ્વામીનો સહવાસ મેળવવાની જરૂર છે કે નહિ ?"

" આપણા દેશમાં તો આપણે એને વિશેષ આવસ્યક સમજીએ છીએ અને એટલા માટે આઠ નવ વર્ષની કન્યાનો વિવાહ કરવા માટે આપણે વ્યસ્ત થઇએ છીએ; પરંતુ સુસભ્ય પાશ્ચાત્ય દેશનો નિયમ સ્વતંત્ર છે."

" ખરું કહો છો. પાશ્ચાત્ય દેશમાં પુરુષ કે સ્ત્રી વિવાહને તેમના જીવનનું મુખ્ય જરૂરી કર્ત્તવ્ય માનતાં નથી. ઘણાં સ્ત્રી પુરુષો જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળે છે. લોકોની ગણત્રી ઉપરથી માલૂમ પડે છે કે, ઇંગ્લૅંડમાં ૨૦ થી ૨૫ વર્ષની ઉમ્મરની કુમારિકા સ્ત્રીઓની સંખ્યા સેંકડે ૫૫ ટકા છે અને ૨૫ થી ૩૫ વર્ષની ઉમ્મરની કુમારિકા સ્ત્રીઓની સંખ્યા સેંકડે ૩૫ ટકા છે.* અર્થાત્ ૨૦ થી ૩૫ વર્ષની વયની લગભગ અડધી સ્ત્રીઓ ઇંગ્લૅંડમાં અવિવાહિતા હોયછે. એ દેશમાં ૨૦ વર્ષથી ઓછી ઉમ્મરે ભાગ્યે જ વિવાહ થાય છે. આપણા દેશમાં પણ જેઓ પાશ્ચાત્ય સમાજની વિવાહપ્રથાનું અનુકરણ કરે છે તેમના સંબંધમાં આ વાત બરાબર છે. આ ઉપરથી એમ જણાય છે કે સકળ સમાજમાં ઇચ્છાથી કહો કે અનિચ્છાથી કહો પણ ઘણી સ્ત્રીઓને જીવનનો ઘણો વખત સ્વામીના સંગથી વંચિત થઇને રહેવું પડે છે. આપણા સમાજમાં એ સ્ત્રીઓ વિધવાઓ રૂપે છે અને બીજા સમાજોમાં કેટલીક વિધવાઓ રૂપે અને ઘણી કુમારિકાઓ રૂપે છે. આપણા દેશના જે ઉદારચિત્ત મહાપુરુષો વિધવાવિવાહ માટે વિશેષ આંદોલન કરે છે, તેઓ પોતપોતાના સમાજની કુમારિકાઓના વિવાહ માટે કેમ કાંઇ બોલતા કરતા નથી ?"

" પણ કુમારિકાઓને ભવિષ્યમાં વિવાહની આશા છે-વિધવાઓને એવી કોઇ આશા નથી."

---

* Vide Census Report of India 1911.

"આશા હોય અને તે પૂર્ણ ન થાય તો તેથી વિશેષ દુઃખ થાય છે. જેને કોઇ પણ પ્રકારની આશા નથી તે તો નિરાશાની સાથે સંધિ સ્થાપીને જીવનનું બંધારણ કરવાની ટેવ પાડે છે."

"મ્હારી સ્ત્રી પણ આમ જ કહે છે. વિશેષમાં તેણે એમ પણ કહ્યું હતું કે, જે સઘળા લોક વિધવાના દુઃખથી કંપી વ્યાકુળ થાય છે તેમને ઘેર પચીસ ત્રીસ વર્ષની કુમારિકા કન્યાઓ હોય છે! તેમને માટે તેઓ અશ્રુજળનું એક બિંદુ પણ કેમ ટપકાવતા નથી?"

"તેમણે ખરું કહ્યું છે. એ સઘળા સંસારસુધારકોનો એવો અભિપ્રાય થાય છે કે,—જે છોકરી એક વખત પરણ્યા પછી તેર ચૌદ વર્ષની ઉમ્મરે વિધવા થઇ હોય છે તેનો જેમ બને તેમ જલ્દીથી પુનર્વિવાહ કરી નાખવો જોઇએ; નહિ તો ઘણું દુઃખ થાય છે. પણ જેનો વીસ પચીસ વર્ષની ઉમ્મર સુધી વિવાહ જ થયો ન હોય તેને ગમે ત્યાં સુધી અવિવાહિત સ્થિતિમાં ઘરમાં રાખી મૂકવામાં દુઃખ નથી!"

"આપનું કહેવું યથાર્થ છે; પરંતુ જેઓ વિધવાવિવાહ માટે આંદોલન કરે છે તેમને આંતરિક કષ્ટ થતું હોવું જોઇએ."

"તેમની sincerity માં ( આંતરિક ભાવમાં ) મ્હને પણ વિશ્વાસ છે. વિદ્યાસાગર મહાશય પણ બાળવિધવાના દુઃખથી વ્યાકુળ થઇ તેમની માતાના અભિપ્રાય અનુસાર વિધવાવિવાહ કરવા પ્રવૃત્ત થયા હતા; પરંતુ ઘણા સંસ્કારને હું મોહગ્રસ્ત ( illusionised ) સમજું છું. સચરાચર પરાધીન જાતિની જેવી સ્થિતિ થાય છે તેવી જ આપણી સ્થિતિ થઇ છે. આપણે વિજિત જાતિ તરીકે વિજેતાઓનું જે કાંઇ જોઇએ છીએ તેને ઉત્તમ માની લઇ તેનું કેવળ અંધ અનુકરણ કરવા મથીએ છીએ. આત્મવિશ્વાસને અભાવે આપણું

પોતાનું જે કાંઇ છે તે નિન્દિત માનીએ છીએ. ઈંગ્રેજ સમાજમાં વિધવાવિવાહ પ્રચલિત ન હોત અને જો તે નિન્દાપાત્ર ગણાતો હોત તો આપણા સુધારકો પણ વિધવાવિવાહ માટે કાંઇ પણ આન્દોલન કરત નહિ. જો કોઇ રાજનૈતિક કારણથી ઈંગ્રેજ સમાજમાં બહુવિવાહનો રીવાજ પ્રચલિત થાય તો આપણા સુધારકો પણ બહુવિવાહના પક્ષપાતી થઇ જાય. વળી સ્ત્રીઓને સંપૂર્ણ સ્વાધીનતા આપવા માટે જો કોઈ વખતે પાશ્ચાત્ય સમાજમાંથી વિવાહની પ્રથા નીકળી જાય તો આપણા સુધારકો સુદ્ધાં વિવાહના દોષ જાહિર કર્યા સિવાય રહે નહિ. ઈંગ્રેજ સમાજમાં ઘણી કુમારિકાઓ પચીસ ત્રીસ વર્ષની ઉમ્મર થતાં સૂધી અવિવાહિતા રહે છે તેથી આપણા સુધારકો પણ સ્વચ્છંદતાથી એ પ્રથાનું અનુકરણ કરે છે. મ્હેં પ્રથમ કહ્યું છે કે ઈંગ્લૅંડમાં એવી મ્હોટી ઉમ્મરની કુમારિકાઓની સંખ્યા સઘળી સ્ત્રીઓની સંખ્યા કરતાં અડધી હશે. વસતિની ગણત્રી ઉપરથી જાણવામાં આવે છે કે ભારતવર્ષમાં ૧૫ થી ૪૦ વર્ષની ઉમ્મરની વિધવાઓની સંખ્યા સેંકડે માત્ર ૧૧ ટકા છે. હિન્દુઓમાં સેંકડે ૧૨ ટકા છે અર્થાત્ આઠ ભાગનો એક ભાગ અને મુસલમાનોમાં સેંકડે ૮ ટકા છે."

"પાશ્ચાત્ય સમાજમાં ઘણી કુમારિકાઓ પોતાની ઇચ્છા નહિ હોવાથી વિવાહ કરતી નથી, પણ આપણી વિધવાઓને કેટલેક સ્થળે બળાત્કારપુર્વક વૈધવ્યનું પાલન કરાવવામાં આવે છે તેનું કેમ?"

"બળાત્કારપૂર્વક શબ્દમાં ઘણી અતિશયોક્તિ છે. આપ શું એમ ધારો છો કે પાશ્ચાત્ય સમાજની યુવતી કુમારિકાઓ સ્વભાવતઃ ઇન્દ્રિયદમન કરવામાં સમર્થ છે અને આપણા હિન્દુ સમાજની બાળવિધવાઓ એમ કરવા અસમર્થ છે? હું ધારું છું કે, વસતિની ગણત્રી

વખતે પ્રત્યેક હિન્દુ વિધવાને જો એમ પૂછવામાં આવે કે,–' તમે હવે હિન્દુ મતથી પુનર્વિવાહ કરવા રાજી છો કે નહિ?' તો મ્હારી ખાત્રી છે કે તેમાંની સેંકડે નવ્વાણું સ્ત્રીઓ પુનર્વિવાહ કરવાની સાફ ના પાડશે. ઉલટું ઘણી સ્ત્રીઓ આવા પ્રશ્નથી પોતાનું અપમાન થયેલું સમજશે."

"સમાજના કિંવા વડિલવર્ગના ભયથી એમ બને ખરું."

"પણ મ્હારી ધારણા એવી નથી. દીનાનાથભાઇ! મુસલ્માન સમાજમાં તો બિલ્કુલ જોર જુલમ નથી છતાં તેમનામાં પણ વિધવાઓની સંખ્યા સેંકડે નવ ટકા છે. હિન્દુઓનામાં તેમના કરતાં માત્ર ૩ ટકા વિશેષ છે. હું એમ ધારું છું કે, મનુષ્યચરિત્ર સઘળા દેશોમાં સઘળા સમાજોમાં એક જ પ્રકારનું છે. ઇંગ્રેજસમાજમાં અડધી સ્ત્રીઓ પ્રબળ યૌવનકાળમાં અર્થાત્ ૧૫ થી ૩૦ વર્ષ સુધીની ઉમ્મરમાં સ્વેચ્છાથી ઇન્દ્રિયસંયમ કરી સહેલાઇથી રહી શકે છે ત્યારે પછી આપણા હિન્દુ સમાજના આઠ ભાગના એક ભાગની સ્ત્રીઓ એટલી જ ઉમ્મરે સ્વેચ્છાથી ઇન્દ્રિયસંયમ કરી ન રહી શકે કે? વ્યભિચારની આશંકા તો સઘળા સમાજોમાં સરખી છે; પરંતુ એ સંખ્યા નહિ ગણવા જેવી જ છે. ઉલટું હિન્દુ સમાજના કઠોર નિયમોના બંધનોમાં એ વિષયની આશંકા ઘણી ઓછી છે."

"પરંતુ ઇંગ્રેજસમાજમાં ઘણી કુમારિકાઓ કોઇ એક ઉચ્ચ વ્રત ગ્રહણ કરી તેમાં જ મન અને પ્રાણ સમર્પણ કરે છે. વળી કોઇ કોઇ ઇચ્છિત પુરુષના પ્રેમનું અવલંબન કરી જીવન પસાર કરે છે. કોઇ મુખ્ય કારણને લીધે ઇચ્છિત પુરુષ સાથે તેઓ વિવાહ કરી શકતી નથી."

"હિન્દુ વિધવાના જીવનમાં આવું કોઇ અવલંબન નથી કે?

તેમને જેવું અવલંબન છે તેવું અવલંબન બીજા કોને છે? એ અવ-લંબન એકનિષ્ઠ પતિપ્રેમ છે. જો પતિને તેણે જીંદગીમાં એક જ વખત જોયો હોય તો પણ, જો પતિ સાથેના સહવાસસુખનો લાભ બિલ્કુલ ન મળ્યો હોય તો પણ જેની સાથે ધર્મને સાક્ષી રાખી તેણે વિવાહ કર્યો હોય છે તેના જ પ્રેમનું તે પોતાના મનમાં પોષણ કરે છે. હિન્દુ નારી પતિપ્રેમની સમક્ષ ઐહિક વાસનાઓને તુચ્છ સમજે છે. આદર્શ હિન્દુ નારી સાવિત્રીદેવી પણ તેના ઇપ્સિત પતિને ફક્ત એક જ વખત જોઇને બોલી હતી કે, 'એ દીર્ઘાયુ હો કિંવા સ્વ-લ્પાયુ હો—એ ગુણવાન્ હો કિંવા નિર્ગુણ હો—મ્હેં જ્યારે સત્યવાનને મનમાં ને મનમાં એક વખત પતિ તરીકે સ્વીકાર્યા છે ત્યારે પછી એ જ મ્હારા પતિ છે. કહેવાની જરૂર રહેતી નથી કે, સાવિત્રીદેવીના દાંપત્ય પ્રેમનો એ ઉચ્ચ આદર્શ જ હિન્દુ નારીનું અવલંબન છે. વિવાહનો શ્રેષ્ઠ ઉદ્દેશ જ દાંપત્ય પ્રેમ છે. હિન્દુ વિધવાનો દાંપત્ય પ્રેમ સંપૂર્ણ નિસ્વાર્થ હોવાથી તેનાથી તેમની સ્વાર્થપરતાનો ક્ષય, પરા-ર્થપરતાની વૃદ્ધિ અને આધ્યાત્મિક ઉન્નતિ થાય છે. વૈધવ્યવ્રત પાળ-વાને જે હિન્દુ રમણી સમર્થ છે તે એક દેવી છે."

"પણ સઘળી સ્ત્રીઓ દેવીઓ હોઇ શકતી નથી; માનવીઓને માટે શી વ્યવસ્થા?"

"હું કબૂલ કરૂં છું કે દુર્બળદેહધારિણી માનવીને માટે પ્રથમ સ્થિતિમાં વૈધવ્ય કષ્ટકર છે; પણ જે એ કષ્ટ સહન કરવાને માટે અશક્ત છે તે નિંદાને પાત્ર નથી. તેની ઇચ્છા હોય તો વિદ્યાસાગર મહાશ-યના મત પ્રમાણે ૧૮૫૬ ની સાલના ૧૫ મા કાયદા અનુસાર બીજો પતિ ગ્રહણ કરી શકે તેમ છે; મ્હારા મત પ્રમાણે કોઇને એમ કર-વામાં હરકત કરવી જોઇએ નહિ: પરંતુ મ્હારી તો એવી માન્યતા

છે કે આધુનિક સમાજમાં એવી દુર્બળ સ્ત્રીઓની સંખ્યા ઘણી ઓછી મળી આવે તેમ છે. તેનું કારણ પ્રથમ કહેવામાં આવ્યું છે. હિન્દુ રમણી ઇન્દ્રિયસંયમ કરવામાં બીજા સમાજની સ્ત્રીઓ કરતાં હીન છે એ વાત ઉપર હું કદાપિ વિશ્વાસ મૂકી શકું તેમ નથી. વળી ઇન્દ્રિયસંયમનો ભય આપણે જેટલો ધારી લઇએ છીએ એટલો વાસ્તવિક રીતે નથી. તેમ ન હોય તો બીજા સમાજની અડધી સ્ત્રીઓ યૌવનકાળમાં ઇચ્છાપૂર્વક કુમારિકા રહી શકે નહિ. તે ઉપરાંત હિન્દુ વિધવાઓને આરંભમાં કષ્ટ થવા છતાં પણ તેઓ બ્રહ્મચર્યના જે સઘળા નિયમો પાળે છે તેનાથી અભ્યસ્ત થયા પછી કાંઇ દુઃખ રહેતું નથી. કારણ કે શરીર કરતાં મનનું બળ વિશેષ હોય છે અને મનના કરતાં આત્માનું બળ વિશેષ હોય છે. વિધવાઓ આહાર અને શણગારનો સંયમ અને શમ, દમ, તિતિક્ષાનો અભ્યાસ કરે છે તેથી ક્રમે ક્રમે તેમના આત્માની બળવૃદ્ધિ થાય છે અને પ્રથમ માનવી હોવા છતાં તે ક્રમે દેવીપદે પહોંચે છે."

"આપે કહ્યું કે, જે વિધવા રમણી બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છા ન રાખતી હોય તે બીજો પતિ ગ્રહણ કરે એમાં કોઇએ અડચણ કરવી ઉચિત નથી; પરંતુ મહાશય, આપના આ ઉદારમતને હિન્દુ સમાજના કેટલા સમાજપતિઓ સાંભળશે? એ સઘળી કૃપાની પાત્રીઓનો કઠોર સમાજના પંઝામાંથી ઉદ્ધાર કરવા માટે જ સુધારકોનો મુખ્ય પ્રયત્ન છે. એટલા માટે જ સુધારકો આટલું બધું આંદોલન કરતા આવે છે."

"હું આપની વાત સમજ્યો છું તથા એનો ઉત્તર પહેલાં એક વખત આપી ચુક્યો છું. સમાજની આવી પીડા શું કેવળ હિન્દુ સમાજમાં જ દેખાય છે કે? અન્ય સમાજની કુમારિકાઓ ઉપર પણ

એવી પીડા હોય છે. અન્ય સમાજમાં કેટલીક કુમારિકાઓ ઇચ્છાનુસાર વિવાહ કરી શકે છે. સુધારકો તેમના દુઃખે દુઃખિત થતા કેમ નથી? તેમના વિધવાવિવાહના આંદોલનથી એવું કુફળ ફળી શકે કે જે સઘળી વિધવાઓ કિંચિત્ ધૈર્યાવલંબન કરી બ્રહ્મચર્ય ગ્રહણ કરીને દેવીતુલ્ય થઈ શકે તેમ છે તેઓ એ આત્મોન્નતિના માર્ગનો ત્યાગ કરી સહજમાં નિમ્નગામી થઈ શકે. કારણ કે ઉચ્ચ સ્થળે ચઢવા કરતાં નીચે ઘણી સહેલાઇથી જઇ શકાય છે અને સ્વભાવતઃ આપણી સઘળી પ્રવૃત્તિ અધોગામી હોય છે."

"પણ મહાશય! આપ એક ઉચ્ચતમ અદાલતના ન્યાયાધીશ છો. સર્વ આપના મુખેથી ન્યાયયુક્ત વાતની જ આશા રાખે તેમ છે. હિન્દુ સમાજના આ કાયદા કાનુન કેવળ શું સ્ત્રીઓ માટે જ છે? પુરૂષને માટે એવા બ્રહ્મચર્યની વ્યવસ્થા કેમ નથી?"

"દીનાનાથભાઇ! આ વિષયનો મ્હેં ઘણો વિચાર કરી જોયો છે. મ્હારા અભિપ્રાય પ્રમાણે વિધવા સ્ત્રીઓની માફક પુરુષોએ પણ પત્નીવિયોગથી બ્રહ્મચર્યનું અવલંબન કરવું ઉચિત છે."

"પ્રસિદ્ધ પાશ્ચાત્ય દાર્શનિક કોમ્ટે (Comte)નો પણ એવો જ અભિપ્રાય છે."

"જે સ્થળે વંશરક્ષાનું પ્રયોજન હોય એ એક જ સ્થળે આ નિયમના વ્યતિક્રમનું સમર્થન કરી શકાય તેમ છે; કારણ કે, લગ્નનો એક મુખ્ય હેતુ સંતાનોત્પત્તિ કરી વંશ રાખવાનો અને પિતૃલોકના પિણ્ડદાનનો માર્ગ સતત ચાલૂ રાખવાનો છે; પરંતુ એમ હોવા છતાં મ્હારા વિચાર પ્રમાણે પુરુષોએ પણ ચાળીસ વર્ષની ઉમ્મર પછી વિવાહ કરવો બિલકુલ ઉચિત નથી; કારણ કે આજકાલ મનુષ્યનું આયુષ્ય લગભગ પચાસ વર્ષ સુધી આવેલું છે. ચાળીસ વર્ષની ઉમ્મર

પછી પુનર્લગ્ન કરી એક અનાથ બાળિકાના જીવનનો ઘણો ખરો કાળ તેને વૈધવ્ય દશામાં ગાળવો પડે એમ કરવું જોઇએ નહિ. જેઓ પત્નીના વિયોગ પછી આ કરતાં ન્હાની ઉમ્મરમાં પણ ફરી લગ્ન નહિ કરતાં બ્રહ્મચર્યનું અવલંબન કરે છે તેમને હું દેવચરિત્ર કહું છું. સુખનો વિષય છે કે, આજકાલ સમાજમાં વિધવાઓના ઉચ્ચાદર્શથી એવા દેવચરિત્ર પુરુષોનો પણ અભાવ નથી. હું આશા રાખું છું કે, ધીમે ધીમે તેમની સંખ્યામાં વૃદ્ધિ થશે. હવે આપ જ વિચારી જુઓ કે, સમાજનો અડધો ભાગ અર્થાત્ પુરુષો બીજા અડધા ભાગ અર્થાત્ સ્ત્રીઓના ઉચ્ચ આદર્શનું અનુકરણ કરીને આધ્યાત્મિક ઉન્નતિ તરફ અગ્રેસર થાય એ ઉત્તમ છે કે, દુર્બળચરિત્ર પુરુષોના કુદષ્ટાંતનું અનુકરણ કરી આપણી સ્વભાવતઃ પવિત્ર ચરિત્રની નારીઓ અધોગતિને પામે એ ઉત્તમ છે? એ વાત તો સર્વ કબૂલ કરશે કે, સ્ત્રીજાતિમાં સહિષ્ણુતા, સ્વાર્થત્યાગ, શકિત અને પરાર્થપરતા તેમજ અનેક પ્રકારનો ધર્મભાવ પુરુષોના કરતાં વિશેષ પ્રમાણમાં છે."

"હૉટ હાઉસમાં રાખી ફુલ ખીલવવામાં આવે તેવી રીતે જ પકડી બાંધીને તેમનામાં આ સઘળા ગુણોનો વિકાશ કરવો પડે છે. સ્વભાવનો રૌદ્રવાયુ મળતાં સ્ત્રીજાતિમાં આ સઘળા ગુણોનો વિકાશ થાય છે કે?"

"એ ગમે તેમ હો પણ ગુણ એ ગુણ જ છે એમાં કાંઇ ભૂલ નથી. નિશાળ પણ બાળક બાળિકાઓ માટે હૉટ હાઉસ છે. હવે વાત એમ થાય છે કે, પુરુષો જો સ્વાભાવિક દુર્બળતાવશતઃ ઇન્દ્રિયોને આધીન થાય તો નારીઓએ શું એની પ્રતિહિંસા સ્વરૂપ એ દુર્બળ પુરુષોના માર્ગનું અવલંબન કરવું ઉચિત છે કે તેમણે પોતાના સ્વાભાવિક ધૈર્ય અને સહિષ્ણુતાનું દષ્ટાન્ત દર્શાવી પુરુષોને સંયમના માર્ગે

દોરવા ઉચિત છે ? માનવચરિત્રને દેવચરિત્રમાં ઉન્નત કરવું એ દેવતાનું કાર્ય છે અને દેવચરિત્રને મનુષ્યમાં પરિણત કરવું એ શયતાનનું કાર્ય છે. તેથી મ્હને એમ લાગે છે કે, બાળવિધવાઓનાં પુનર્લગ્ન કરવાનો ઉપદેશ નહિ આપતાં તેઓ બ્રહ્મચર્ય ધારણ કરે એવો ઉપદેશ આપવો ઉચિત છે. જે વિદ્યાર્થી ઉચ્ચત્તમ પરીક્ષામાં પાસ થઈ જીવન સાર્થક કરવાનો પ્રયત્ન કરતો હોય તેને એ પરીક્ષાનો ભય દર્શાવી નિરુત્સાહિત કરવો એ નિર્બુદ્ધિતાનું કામ છે. એ પ્રમાણે જે બાળવિધવા સંયમ અને બ્રહ્મચર્યને માર્ગે અગ્રેસર થઇ દેવીપ્રકૃતિ મેળવવાને ઇચ્છતી હોય તેને કોઇ રીતે નિરુત્સાહી નહિ કરતાં એમજ કહેવું જોઇએ કે, 'વત્સે ! તું જે માર્ગે જાય છે તે સ્વર્ગનું સોપાન છે. માર્ગની કઠોરતા અને દૂરત્વ જોઇને ડરી જઇશ નહિ. કૈલાસ પર્વત ઉપર ચઢવા માટે સીડી બાંધેલી હોતી નથી. ત્હારે અતિ દુર્ગમ પહાડ–પર્વત અને વન–જંગલ ઓળંગી ઉપર ચઢવાનું છે. ઘણે સ્થળે ચીકણા–બરફના ટેકરાઓની અંદર ચાલવું પડશે–માત્ર સહજ પણ અસાવધાનતાથી લપસી પડવાનો સંભવ છે; પરંતુ તેથી તું ભયભીત બની જઇશ નહિ. સંસારનું દુર્જય પ્રલોભન તને કાંઇ કરી શકશે નહિ. કારણ કે, પ્રાચીન પતિવ્રતા આર્યરમણીઓનું તપસ્યા–પૂર્ણ શોણિત ત્હારી નસે નસમાં વહે છે. તું ત્હારા સ્વર્ગીય પતિદેવતાની પવિત્ર પ્રતિમા હૃદયમાં ધારણ કરી એકાગ્રચિત્તથી અગ્રેસર થા; જેથી તું વિના વિઘ્નેં દેવવાન્છિત કૈલાસશિખર ઉપર આરોહણ કરી દેવીપણું મેળવી માનવજીવનને સાર્થક કરીશ.' મ્હારા અભિપ્રાય પ્રમાણે તો હિન્દુ વિધવાઓ જે ઘરમાં નિવાસ કરી બ્રહ્મચર્યનું પાલન કરે છે તે ઘર દેવમંદિરના જેવું પવિત્ર છે. એ દેવમંદિર ભાંગી નાખી વિલાસભવન બનાવવું શું ઉ·

ચિંત છે? ભાઇ! આ વિષયપરત્વે મ્હારે હવે કાંઇ વિશેષ કહેવાનું નથી. આપ મ્હારાં આ વચનપર સંપૂર્ણ વિચાર કરી આપનું કર્ત્તવ્ય નક્કી કરજો. હવે હું જાઉ છું."

આમ કહી જસ્ટિસ હરિદાસ ઉઠી વિદાય થયા.

## પ્રકરણ ૭ મું

### " ભાઈ રાજી છે!"

એ દિવસે ત્રણ વાગ્યાને સમયે સુધીર વાંચનગૃહમાં બેસી એક સૂક્ષ્મદર્શક યંત્રથી કેટલાંક વૃક્ષનાં પાનની પરીક્ષા કરતો હતો. એ વખતે ડૉલીએ આવી કહ્યું-" ભાઇ! હું તમને એક શુભ સમાચાર કહેવા આવી છું! મ્હને શું ઇનામ આપશો તે કહો."

સુધીર હસીને બોલ્યો:-" જે કહેવું હોય તે કહી નાખ. હાં હાં, સમજ્યો-મ્હારો કોઈ વિવાહનો સંબંધ આવ્યો હશે કેમ?"

ડૉલી સુધીર પાસે બેસી બોલી:-" સંબંધ આવ્યો છે એટલું જ નહિ પણ બધું નક્કી થઇ ગયું છે. આ શ્રાવણ માસમાં જ વિવાહ થશે. હવે મ્હારાથી હમણાં બાંકીપુર જઇ શકાશે નહિ-એ પણ શુભ સમાચાર છે."

" વિવાહનો સંબંધ નક્કી સુદ્ધાં થઇ ગયો? હું તો કાંઈ જાણતો નથી. મ્હેં પ્રથમથી કહ્યું છે કે હું હમણાં વિવાહ કરીશ નહિ."

" હમણાં કરીશ નહિ-હમણાં કરીશ નહિ કહી કહીને તો બે વર્ષ કાઢી નાખ્યાં. વિવાહ ક્યારે કરશો? પહેલાં પરીક્ષા પાસ કરવાનું નિમિત્ત દર્શાવતા હતા પણ હવે એ નિમિત્ત દર્શાવી શકાશે નહિ. ભાઇ! હવે બીજું કોઇ નવીન નિમિત્ત શોધી કાઢો."

સુધીરે હસીને કહ્યું:–"કેમ ? મ્હારા વિવાહ માટે તમને આટલી બધી ચિંતા શા માટે હોવી જોઇએ ? હું કદાચ ચિરકુમાર રહીશ તો ?"

"શા માટે ચિરકુમાર રહેવું જોઇએ ? તમારાથી ચિરકુમાર રહી શકાશે નહિ."

"મ્હારી એવી મરજી છે. વિલાયતમાં કેટલાક મ્હોટા મ્હોટા પંડિતો ચિરકુમાર રહી સર્વદા જ્ઞાનવિજ્ઞાનની ચર્ચા કર્યા કરે છે. હું પણ એમના જેવા ભાવથી જીવન ગાળું તો ?"

"કેવળ વિજ્ઞાનચર્ચા માટે જ તમે ચિરકુમાર રહેવા ઇચ્છો છો કે ? હું તો જાણે કાંઈ જાણતી જ નથી કેમ ?"

"તું શું જાણે છે ?"

"હું જાણું છું કે તમે પ્રથમ જેની સાથે વિવાહ કરવા ઇચ્છતા હતા તેની સાથે વિવાહ નહિ થવાથી જ ચિરકુમાર રહેવાની તમારી ઇચ્છા છે."

આ શબ્દો સાંભળવામાં આવતાં સુધીરનું મ્હોં લાલ થઇ ગયું. આત્મસંવરણ કરી તેણે કહ્યું:–"તને આ ખબર કોણે આપી ? સમજ્યો, બૅરિસ્ટર સાહેબ વિલાયતથી આ ખબર લઇ આવ્યા હશે !"

"ખબર જ્યાંથી આવી ત્યાંથી ખરી. પણ ભાઇ ! આ વખતે હવે તમે વિવાહની વાતનો અસ્વીકાર કરી શકવાના નથી. તમારી ઇચ્છા છે તેની સાથે જ લગ્ન થાય તો તમે મ્હને શું ઇનામ આપશો ?"

સુધીર શર્માઇને બોલ્યો:–"તું હમણાં અહીંથી જા—હું કામમાં છું."

"ના ભાઇ—હું ખરી જ વાત કહું છું. અનંગની સાથે તમારો વિવાહસંબંધ નક્કી થયો છે. પિતાજીએ અને બાએ સંમતિ દર્શાવી છે."

" હું કહું છું કે હમણાં તું અહીંથી જા. મ્હારા કાન પાસે ટક ટક કરીશ નહિ."

" ના ભાઇ! મ્હારી વાત ખોટી માનશો નહિ. હું ખરી જ વાત કહું છું."

" હું ફરીથી કહું છું કે તું અહીંથી ઉઠ."

" ના હું નહિ ઉઠું."

" ત્યારે આ તરફ આવ–આ સૂક્ષ્મદર્શક યંત્રમાં આંખ લગાવી જો જોઇએ કે, આ પાંદડું કેવું સુંદર દેખાય છે!"

" એ તો જોઇશ હમણાં; પણ ભાઇ! સૂક્ષ્મદર્શક યંત્ર વગર પણ કેટલીક સુંદર વસ્તુઓ દેખાય છે. અનંગનું મુખમંડળ કેવું સુંદર છે!"

" જા–તને પહોંચી શકાય એમ નથી જ. હું જ જાઉં છું–તું અહીં બેસી રહે."

" ના, તમે ઉઠશો નહિ ભાઇ–ઉઠશો નહિ–ઉઠશો નહિ. મ્હારા સોગન છે. મ્હારી વાત સાંભળો–હું મશ્કરી કરતી નથી–ખરી વાત કહું છું. તમારી આ વિવાહમાં સંમતિ છે ને?"

સુધીરે ગંભીર ભાવથી ઉત્તર આપ્યોઃ–" વિધવાનો પુનર્વિવાહ થાય ખરો કે?"

" જો તેના પિતા વિવાહ કરવા ઇચ્છતા હોય તો ન થાય કે?"

" પણ હું શા માટે એક વિધવા સાથે વિવાહ કરું?"

" કરવામાં શો દોષ છે? ભાઈ! તમે તો સુધરેલા વિચારના છો. આહ! અનંગનું મુખ જોઈને પાષાણ પણ પીગળી જાય તેમ છે. તે દિવસે મ્હારા ખોળામાં માથું મૂકી ઘણું રડતી હતી. તેનું દુઃખ જોઇને તમારા મનમાં સહજ પણ દુઃખ થતું નથી કે?"

સુધીરે એક ગાઢ નિશ્વાસ મૂકી કહ્યું–" દુઃખ કેમ ન થાય?"

"ત્યારે તમારાથી જો તેનું દુઃખ દૂર થતું હોય તો તમે શા માટે તેમાં રાજી થતા નથી?"

"ઠીક છે, હમણાં તો તું જા. હું વિચાર કરી જોઇશ."

આમ કહી સુધીર ઉઠી ગયો. ડૉલી પણ તેની સાથે બ્હાર નીકળી તેની માના ખંડમાં જઇ હસતી હસતી કહેવા લાગીઃ–"ભાઇ રાજી છે!"

એ દિવસે સંધ્યાકાળ પછી અનંગ મળવા માટે આવી. લીલીએ તેનો હાથ પકડી લઇ તેને ડૉલી પાસે હાજર કરી. એ વખતે તેમણે ગંજીફાની રમતનો આરંભ કર્યો. રમતાં રમતાં ડૉલી એક વખત એ ઓરડાની બ્હાર ગઇ. લીલીએ અનંગને પૂછ્યું–" અનંગ! ત્હારો વિવાહ થવાનો છે!"

અનંગઃ–મ્હારો નહિ પણ તમારો થવાનો છે.

"કેમ–મ્હારો વિવાહ તો થયેલો છે."

"ત્યારે મ્હારો વિવાહ પણ થયેલો છે."

"ત્હારો બીજી વખત વિવાહ થશે."

"ત્યારે તમારો પણ બીજી વખત વિવાહ થશે."

આ વખતે ડૉલીએ આવીને કહ્યુંઃ–" તું શું કહેતી હતી?"

લીલીએ ડૉલી તરફ જોઇ કહ્યુંઃ–"બ્હેન! અનંગનો બીજી વખત વિવાહ થવાનો છે ને?"

ડૉલીએ તેને ધમકાવી એટલે તે ઉઠી ગઇ.

અનંગે ડૉલીને પૂછ્યું–" બ્હેન! તમે ક્યારે જવાનાં છો? તમારી સાથે રમવા ખેલવાનું હવે બંધ થઇ જશે."

" આમ કેમ બોલે છે? એક વખત ગયા પછી હું પાછી અહીં નહિ આવું કે?"

"તમે જ્યારે આવશો ત્યારે હું વખતે અહીં ના પણ હોઉં."

"હું શ્રાવણ માસમાં જવાની નથી. બીજા દશ પંદર દિવસ અહીં રહીશ. ભાઈનું લગ્ન થવાનું હોવાથી હમણાં હું જઈ શકું તેમ નથી."

"ઠીક—ઠીક, તમે બીજા પણ થોડા દિવસ રહીને જજો. લગ્ન ક્યારે થવાનું છે?"

"લગ્નનો દિવસ હજી નક્કી થયો નથી. હજી તો વાત ચાલે છે. ભાઈની વિવાહ કરવાની ઇચ્છા નથી; પણ બાપાજીએ અને બાએ ઘણું દબાણ કર્યું છે."

"હજી ક્યાં સુધી વિવાહ કર્યા વગર રહેશે?"

"તેમની ઇચ્છા તો હમ્મેશાંને માટે કુંવારા રહેવાની છે."

"તેઓ ચિરકુમાર રહેશે કે?"

"તેમની ઇચ્છા તો એવી જ છે. બાલ્યાવસ્થામાં કોઈ એક કન્યા ઉપર પ્રેમ થવાથી તેમણે તેની સાથે પરણવાની ઇચ્છા કરી હતી; પણ એ ઇચ્છા સફળ નહિ થવાથી જીવનપર્યંત તેમણે કુંવારા રહેવાની પ્રતિજ્ઞા કરી છે. હજી પણ તેઓ એ કન્યાને ચ્હાય છે."

"પરંતુ તેની સાથે તો વિવાહ થઈ શકે તેમ નથીને?"

"થઈ શકે તેમ છે."

"કેવી રીતે થઈ શકે તેમ છે? એ કન્યાનો હજી સુધી વિવાહ થયો નથી કે? એ ચિરકુમારી હોય એમ લાગે છે! નવલકથામાં જ આવી વાત વાંચવામાં આવે છે."

"એ કન્યા હમણાં વિધવા થયેલી છે."

આ વાક્ય સાંભળવામાં આવતાં અનંગની પ્રફુલ્લતા સર્વથા દૂર

થઇ ગઇ. વિમર્ષ ચિત્તથી તેણે કહ્યું:–"એ વિધવા છે? વિધવાનો પુનર્વિવાહ થાય ખરો કે?"

"ના કેમ થાય? એનાં માબાપની ઇચ્છા હોય તો તેઓ પોતાની કન્યાનો પુનર્વિવાહ કરી શકે તેમ છે. એ માટે હિન્દુશાસ્ત્રમાં કાંઇ બાધ નથી."

"પણ એ કન્યા પુનર્વિવાહ કરવા રાજી થશે ખરી કે?"

"તેણે રાજી થવું જ જોઇએ. તેને માટે જ્યારે બીજા એક યુવકના જીવનનું સુખ નષ્ટ થઇ જાય છે ત્યારે પછી તેના મનમાં એને માટે કાંઇ દુઃખ નહિ થાય કે?"

"તેના મનમાં દયા ઉપજે; પરંતુ પ્રેમ કેવી રીતે ઉપજે?"

"એ દયાથી જ ધીમે ધીમે પ્રેમ ઉત્પન્ન થઇ શકે તેમ છે."

"પરંતુ એ વિધવા પણ તેના પ્રથમના સ્વામી ઉપર પ્રેમ રાખતી હોય તો એ પ્રેમ કેવી રીતે દૂર થઇ શકે?"

"પુરુષોને માટે શું થાય છે? તેઓ એક સ્રીના મૃત્યુ પછી બીજી વખત સ્વચ્છંદ ચિત્તે વિવાહ નથી કરતા કે?"

"ભલે તેઓ તેમ કરે. એ તેમનો દોષ છે–તેમની દુર્બળતા છે. તેઓ દોષ કરે તેથી આપણે પોતે પણ દોષ કરવો કે? તેમનો આદર્શ ભિન્ન છે અને આપણો આદર્શ ભિન્ન છે."

આ શબ્દો સાંભળી ડૉલીએ અનંગના કંઠમાં વળગી પડીને કહ્યું:–"અનંગ! વ્હાલી બ્હેન! તું આટલી બધી કઠિન થઇશ નહિ. ત્હારી લીધે ભાઇનું જીવન વિફળ થઇ જાય છે."

આ વાકય સાંભળી ચમકી ઉઠી અનંગે કહ્યું:–"શું કહ્યું બ્હેન? મ્હારે લીધે, એમ થાય છે?"

"હા ત્હારે જ લીધે. તું ત્હારું અને ભાઇનું જીવન આવી રીતે વિફળ કરીશ નહિ."

અનંગ ગળગળા અવાજે બોલી:-"બ્હેન! મ્હારી વાત તો મ્હેં તમને પ્રથમથી જ કહી દીધી છે. તમે કાંઇ મ્હારે માટે ચિંતા કરશો નહિ. તેમનું જીવન વિફળ ન થાય એવો તમને પ્રયત્ન કરો. વાસ્તવિક રીતે તેઓ કૃપાને પાત્ર છે." આમ કહી અનંગ ઉઠી ઉભી થઇ.

હૉલીઃ—ઉઠી કેમ? ઘેર જાય છે કે શું?

"હા-ઘેર કામ હોવાથી મ્હારે હવે જવું જોઇએ. તમારી દાસીને મ્હારી સાથે મોકલો."

આમ કહી અનંગ એ ઓરડામાંથી બ્હાર નીકળી.

## પ્રકરણ ૮ મું

## પંખિણી નાઠી

અનંગ ઘેર જઇને પોતાના ઓરડામાં પ્રવેશ કરી બિછાનામાં સૂઈ ગઇ. તેની માએ થોડી વાર પછી આવીને તેને જમવા માટે બોલાવી ત્યારે તેણે કહ્યું કે 'મ્હારું માથું દુઃખે છે માટે ખાવું નથી.' વિમળાસુંદરી ઉશિકે બેસી પુત્રીને પંખાથી વાયુ ઢોળતાં બોલી-"ઠંડો પવન લાગવાથી માથું ઉતરી જશે. હું ત્હારું ખાવાનું અહીં લાવી રાખું છું. પછી ઉઠીને ખાજે."

અનંગ આંખો મીંચેલી રાખીને બોલીઃ-"ના બા, આજે હું ખાઇશ નહિ."

"કેમ ખાવું નથી? તને શું થયું છે તે કહે?"

"બા! હું હવે અહીં રહેવાની નથી. મ્હને કાલે જ હુગલી મોકલી દો."

વિમળાસુંદરી ગાભરી બની પુત્રીને ખોળામાં તાણી લઇ બોલી-

"કેમ શું થયું છે? જે થયું હોય તે કહે તો ખરી!"

અનંગે સજળનયને કહ્યું:–"બા! તમે મ્હારો પેલા સુધીરકુમાર સાથે બીજી વખત વિવાહ કરવાનાં છો, કેમ?"

"આ વાત તને કોણે કહી?"

"મ્હેં સઘળી હકીકત સાંભળી છે. એટલા જ માટે જ પેલે દિવસે રાત્રે બાપા સાથે વિધવાવિવાહ સંબંધીની ત્હારી વાત ચાલતી હતી કેમ? તમારી વાત સાંભળીને મ્હારી ઊંઘ ઉડી ગઇ હતી."

"ત્યારે તો ત્હેં પણ સાંભળ્યું હશે કે એમ કરવાનો મ્હારો વિચાર નથી. ત્હારા પિતાજીની જ એવી ઇચ્છા છે. તેઓ ત્હારું દુઃખ જોઇ શકતા નથી."

"હવે મ્હને શું દુઃખ છે? ગિરિડીમાં પચીસ ત્રીસ વર્ષની મ્હોટી ઉમ્મરની અવિવાહિતા કન્યાઓને આપણે જોઇ હતી. તેમને તો કાંઇ દુઃખ થતું નહોતું. સઘળું દુઃખ કેવળ વિધવાઓને જ થાય છે એમ સમજવું એ ભૂલ છે."

"મ્હેં પણ ત્હારા પિતાને એ જ વાત કહી હતી."

"બા! આ કાંઇ પુતળાંઓની રમત નથી કે એક પુતળું ભાંગી જતાં બીજું લાવી શકાય."

"તું ખરું કહે છે."

"મ્હને બાલ્યાવસ્થાથી કેવું શિક્ષણ આપ્યું હતું? સતી, સીતા, સાવિત્રી વગેરેની કથા આટલા માટે જ શિખવી હતી કે? શું હું તદ્દન હીન છું? બીજી હજારો વિધવાઓ જેવી દશામાં જીવન ગાળે છે તેવી દશામાં હું મ્હારું જીવન નહિ ગાળી શકું કે?"

"તું તો તેથી પણ સારી રીતે જીવન ગાળી શકે તેમ છે; પણ તેઓ ત્હારું દુઃખ જોઈ શકતા નથી."

"જો ન જોઇ શકતા હોય તો મ્હને મ્હારે સાસરે મોકલી દે. શું તમે એમ સમજો છો કે, તમારા પૈસાના લોભથી હું અહીં પડી રહીશ? ના, હવે હું અહીં રહેવાની નથી."

આમ કહી અનંગ રડતાં રડતાં પાસું ફેરવી સૂતી. વિમળાસુંદરીએ પણ રુદન કરતાં કહ્યું:-"બ્હેન અનંગ! ત્હારા મનમાં સહજ પણ માયા મમતા નથી કે? મણિ તો મ્હારો ત્યાગ કરી નિષ્ઠુરતાથી ચાલ્યો ગયો છે. ત્હારું મુખ જોઇ હું એ દુઃખ થોડે અંશે ભૂલી છું. હવે તું પણ એવી વાત કરે છે કે? ત્હારે જવું હોય તો જા-કન્યા કદાપિ માબાપની થાય કે? એ પારકું ધન કહેવાય છે એમાં શું ખોટું છે?"

આમ કહી તે એક ગાઢ નિશ્વાસ મૂકી ઉઠી અને અનંગ માટે ખાવાનું લઇ આવી. ઘણું સમજાવ્યા પછી અનંગે ભાવે અભાવે થોડું ખાધું. ખાઈ રહ્યા પછી વળી પાછી તે ચુપકીદીથી સૂઇ ગઇ. વિમળાસુંદરી આહારાદિ કરીને એ ઓરડામાં જૂદા પલંગ ઉપર સૂઇ ગઇ અને થોડા સમય પછી ઊંઘી ગઈ. અનંગની આખોમાં ઊંઘ આવી નહિ. સૂતી સૂતી તે સ્વગત વિચારવા લાગી કે—

"વનના પંખીને પકડવા માટે જેવી રીતે જાળ પથારવામાં આવે છે તેવીજ રીતે મ્હને પણ પકડવા માટે આવી રીતે ચારે બાજૂએ જાળ પાથરવામાં આવી છે. પિતાનો આન્તરિક સ્નેહ, બાને દુઃખ ઉપર દુઃખ, લાખ રૂપિયાનો લોભ, સુધીરના જેવો વર વગેરે પ્રલોભનોની જાળ મ્હારા જેવી ક્ષુદ્ર પંખિણીને પકડવા માટે પથરાયલી છે. હે ઇશ્વર! તમે અનાશ્રય અનાથના તારક દયામય નથી કે? મ્હારા જેવી ક્ષુદ્ર બાળિકા ઉપર તમે આટલા બધા નિર્દય કેમ થયા છો? પ્રભુ! તમે મ્હારા જેવી દુર્બળ ચિત્તની દીન-હીન બાળિકાને આવી

રીતે કઠોર પરીક્ષામાં કેમ નાખી છે? મ્હેં તો તમારા જ ચરણાર-વિંદનો આશ્રય સ્વીકાર્યો છે. હું હમ્મેશાં સંધ્યાકાળે આરતિના વખતે કેવા દીન હૃદયે 'ત્રાહિમાં મધુસૂદન' બોલી તમારા ચરણોમાં પ્રણામ કરું છું! આમ છતાં તમે મ્હારા તરફ આવા નિર્દય શા માટે છો?

"પરંતુ તમે ગમે તેમ કરશો પણ મ્હારી આગળ કાંઈ વળશે નહિ. એકે એકે સકળ બંધન કાપી હું તમારી જાળ તોડી નાખીશ. લાખ રૂપિયા મ્હારા ચરણની રજ છે. સુધીરના સ્નેહનું સ્મરણ કર-વામાં પણ પાપ છે. એના સ્નેહનો મનમાં વિચાર કરવાથી મન અપવિત્ર થાય તેમ છે. માતાના દુ:ખ અને શોકનો વિચાર કર-વાથી મન અત્યંત વ્યાકુળ થઇ જાય છે એ ખરું છે; પરંતુ મ્હારું પુનર્લગ્ન થતાં મા સંતુષ્ટ થશે કે? તેમ કદાચ ના પણ બને. જો ભાઇ પાછો આવે તો તેનું સઘળુ દુ:ખ દૂર થાય તેમ છે. ઇશ્વર એ સુખના દિવસનું દર્શન કરાવશે કે? હું આ વખતે વિવાહમાં સંમત થાઉં તો તેથી પિતા ઘણા પ્રસન્ન થાય અને તેઓ સઘળું દુ:ખ ભૂલી જાય તેમ છે. મ્હારે માટે તેઓ સમાજનો ત્યાગ કરવા તૈયાર છે, આત્મીય સ્વજનોનો તિરસ્કાર સહન કરવા તૈયાર છે. તેઓ મ્હારે માટે કેટલું બધું દુ:ખ સહન કરવા ચ્હાય છે?! તેમને માટે વાસ્તવિક રીતે મનમાં કષ્ટ થાય છે; પરંતુ હું શું કરું? આ તુચ્છ પ્રાણ ત્યાગવાથી પિતાજી જો સુખી થઇ શકે તેમ હોય તો હું હમણાં જ એમ કરી શકું; પણ મ્હારું હૃદય તો હવે હું કોઇને આપી શકવાની નથી. મ્હારું આ હૃદય મ્હેં મ્હારા પ્રત્યક્ષ દેવને સમર્પણ કર્યું છે. જન્મ જન્માં-તરને માટે તેમના ચરણમાં વેચ્યું છે. સ્વામી વિદેશ ગયા હોય છે ત્યારે તેને ભૂલી જઇ સ્ત્રીજાતિથી પરપુરુષને આત્મસમર્પણ કરી શકાય છે કે? જે એમ કરે છે તે દ્વિચારિણી છે. મ્હારા જીવનદેવતા સ્વર્ગે ગયા

છે. સ્વર્ગમાં જઇ તેઓ મ્હારી રાહ જુએ છે. હું પણ તેમની સાથે ફરી મળવાની આશાથી હૃદય કઠિન કરી સઘળું સહન કરીશ. તેમનો પવિત્ર સ્નેહ તથા તેમના શુભાશીર્વાદ વૃષ્ટિની ધારાઓ માફક સ્વર્ગમાંથી હમ્મેશાં તેઓ મ્હારા ઉપર વર્ષાવે છે. મ્હારા દુઃખમાં એ જ મ્હારો આધાર છે. એ જ મ્હારું સકળ સંકટોમાંથી રક્ષણ કરશે.

"હું મ્હારા જીવનદેવતાની સ્મૃતિ હૃદયમાં કાયમ રાખી સુખથી જીવન ગાળીશ; પણ સુધીર જો યથાર્થ રીતે મ્હને ચ્હાતો હશે તો તેનું શું થશે? મ્હારે માટે તેનું જીવન વિફળ થશે? ભલે થાય–તેમાં મ્હારે શું? પુરુષજાતિ સાધારણતઃ દુર્બળ હોય છે. સુધીર બીજી કોઇ કન્યા સાથે પરણી શકે તેમ છે. વળી એમ કરીને તે મ્હને અવશ્ય ભૂલી જાય તેમ છે. તેનાં માબાપ બીજી કોઇ કન્યા સાથે તેને નહિ પરણાવે કે? પરંતુ સુધીર કદાચ ન પરણે તો? સાંભળ્યું છે કે એ મ્હારે માટે જીવનનું સુખ ત્યાગવાને તૈયાર થયો છે. તેને માટે મનમાં દુઃખ થાય છે ખરું; પણ હું શું કરી શકું? નહિ નહિ–હું તેની વાતનો હવે વિચાર સુદ્ધાં નહિ કરું.

"પણ હું હવે આ સ્થળે ચારે તરફનાં આ સઘળાં પ્રલોભનની અંદર કેવી રીતે આત્મરક્ષણ કરીશ? આત્મરક્ષણ કરવાની ઇશ્વર મ્હારા હૃદયમાં શક્તિ આપો."

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં અનંગ ઉઠી બેઠી થઇ. એ વખતે ઘરમાં ઝીણો દીવો બળતો હોવાથી તેના પિતાનું એક સાદું ધોતીઉં વળગણી ઉપર ઝૂલતું તેના જોવામાં આવ્યું. એક ગોકળગાય બ્હારથી આઘાત થતાં તેના કઠિન દેહમાં સંકોચાઇ જઇ જેવી રીતે આત્મરક્ષણ કરે છે તેવી જ રીતે અનંગે પોતાની પહેરેલી સાડી કાઢી નાખી એ સાદા ધોતીઆને આત્મરક્ષાનું કવચ માની પહેર્યું. સફેદ

વસ્ત્ર પહેરી. તે પુનઃ સૂઇ ગઇ; પણ તેથી તેના મનને શાન્તિ વળી નહિ. પુનઃ તે વિચારવા લાગીઃ—

"મ્હારા અંગ ઉપર આ સફેદ વસ્ત્ર જોવામાં આવતાં બાપા અને મા ઘણો વિલાપ કરશે. હું અલંકારો પહેરતી નથી તેથી માએ પણ અલંકારો કાઢી નાખ્યા છે. હું અપવાસ કરું છું એટલે તે પણ અપવાસ કરે છે. આવી સ્થિતિમાં આ સ્થળે મ્હારે કોઇ પણ રીતે રહેવું જોઇએ નહિ. ચોતરફનાં પ્રલોભનોમાં મ્હારે અહીં વિશેષ સમય સુધી રહેવું ઉચિત નથી. જેમ બને તેમ ત્વરાથી મ્હારે હુગલી જવું જોઇએ. ત્યાં પણ તેમને કેટલું બધું દુઃખ થતું હશે! મ્હને ત્વરાથી ત્યાં લઇ જવા માટે હું તેમને એક પત્ર હમણાં જ લખું છું."

આવા સંકલ્પ વિકલ્પ કરતાં કરતાં અનંગે ઉઠીને પાસેના ઓરડામાં જઇ ત્યાં બત્તી સળગાવી તથા તે ત્યાં લખવા બેઠી. તેણે તેની સાસૂ ઉપર નીચે પ્રમાણે એક પત્ર લખ્યોઃ—

"મા, અહીં આવ્યા પછી આપના તરફથી એક પણ પત્ર મળ્યો નથી. આપને માટે મ્હારા મનમાં ઘણું દુઃખ થાય છે. આપને મૂકીને હું વિશેષ દિવસ સુધી અહીં રહેવા ઇચ્છતી નથી. જેમ બને તેમ જલ્દીથી મ્હારા દિયરને તેડવા મોકલજો. હું તેમની સાથે ત્યાં આવીશ. અહીં મ્હારાં પિતામાતા કુશળ છે. આપ સર્વ મ્હારા પ્રણામ જાણજો. ચુની અને નનીને મ્હારી સ્નેહાશીષ જણાવજો."

પત્ર લખી રહ્યા પછી અનંગ બિછાનામાં જઇ સૂતી અને થોડા સમયમાં જ ગાઢ નિદ્રાને આધીન થઇ.

બીજે દિવસે સ્હવારે ઉઠી દીનાનાથ ધોતીઉં બદલતી વખતે પોતાનું ધોતીઉં જોવામાં નહિ આવવાથી શોધવા લાગ્યો. વિમળાસુંદરી વહેલી ઉઠી હતી. તેણે અનંગને ઊંઘતી જોઇને તેની પાસે જઇ

જોયું ! અનંગને સાદું ધોતીઉં પહેરી સૂઇ રહેલી તેણે જોઇ. વિમળા-સુંદરીએ પતિને બોલાવી એ દેખાવ બતાવીને કહ્યું:–" તમે એમ સમજશો નહિ કે અનંગે ભૂલથી તમારું ધોતીઉં પહેર્યું છે. આ તો તમારી શાસ્તિ છે."

આમ કહી દીનાનાથને બીજા ઓરડામાં લઇ જઇ તેણે કહ્યું–" જુઓ, છોકરાને તો તમે ઘેરથી કાઢયો છે. હવે કન્યા આવી છે તેને પણ કાઢી મૂકવાનો પ્રયત્ન તમે કેમ કરો છો ? "

દીનાનાથ કપાળે હાથ દઇ નીચે બેસી પડી બોલ્યો:–" કેમ, ત્હારી સાથે તેની કાંઇ વાતચિત થઇ છે કે શું ?"

" હા, થઇ છે. કાલે સંધ્યાકાળે હારાધન રાયને ત્યાં જઇ તે એમ સાંભળી આવી છે કે સુધીરની સાથે તેનો પુનર્વિવાહ કરવાની વાત ચાલે છે. એ વાત સાંભળી તે ઘણી દુ:ખી થઇ ઘેર આવી રડી તથા કાંઇ ખાધા પીધા સિવાય પડી રહી. ખાઇ લેવા માટે મ્હેં તેને ઘણું સમજાવી પણ તેણે તો મ્હને ચોખ્ખો ઉત્તર આપ્યો કે, ' મ્હારે હવે અહીં રહેવું નથી. ' પછી મનમાં કાંઇ વિચાર કરી સાદું ધોતીઉં પહેરી એ સૂઇ ગઇ છે.

આ હકીકત સાંભળી દીનાનાથ ચુપકીદીથી બેસીને વિચાર કરવા લાગ્યો. આગલે દિવસે જસ્ટિસ હરિદાસે તેને જે સઘળી હકીકત કહી હતી તેનો તેણે રાત્રે ઘણા સમય સુધી વિચાર કર્યો હતો; પણ તે કોઇ ચોક્કસ નિર્ણય કરી શકયો નહોતો. હમણાં ગૃહિણી સાથેની વાતચિતથી તે સ્પષ્ટ સમજી શકયો કે આ વિવાહમાં અનંગ રાજી નથી. ત્યારે હવે શું કરવું એ વિષમ પ્રશ્ન દીનાનાથના અંતરમાં ઉપજ્યો.

અનંગના આ નૂતન વૈધવ્યવેશથી તેના મનમાં પુનઃ ગંભીર

આઘાત થયો. સફેદ ધોતીઆમાંની કન્યાની નિરાભરણ દેહલતા તથા તેનું પ્રભાતના ચન્દ્ર જેવું મલિન મુખ જોઇને તેનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. તેની આવી સ્થિતિ જોઇ નહિ શકાવાથી વિમળાસુંદરી ધીમે ધીમે એ ઓરડામાંથી બ્હાર ચાલી ગઇ.

થોડા સમય પછી એક નોકરે આવી ખબર આપી કે, 'હારાધન રાય મળવા આવ્યા છે.' તરતજ દીનાનાથ નીચે ઉતરી લાયબ્રેરીના હૉલમાં હારાધનની પાસે બેઠો. હારાધન રાય કોટ પાટલુન પહેરી, માથા ઉપર હૅટ મૂકી હાથમાં લાકડી પકડી આવ્યો હતો. તે મૃદુ હાસ્ય કરીને બોલ્યોઃ—"કેમ ભાઇ! શી ખબર છે? હું હમણાં ડિસ્ટ્રીક્ટમાં ફરવા જાઉં છું; કાલે સંધ્યાકાળે પાછો ઘેર આવીશ. હમણાં હું એક જરૂરની વાત કહેવા આવ્યો છું. કાલે જે વાત થઇ હતી તે ચોક્કસ છે ને?"

દીનાનાથ માથું ખંજવાળતાં બોલ્યોઃ—"વાત—પેલી વિવાહની વાત—એ વાત નક્કી જ છે!"

"હજી પણ વિચાર કરી જુઓ. પાછળથી હા ના કરશો તે ચાલશે નહિ. અનંગની સાથે સુધીરનો વિવાહ કરવાની વાત હવે નક્કી છે ને?"

દીનાનાથે આ વખતે દૃઢ સ્વરે કહ્યુંઃ—"હા, નક્કી છે."

"ત્યારે હવે બહુ દિવસ નથી. (હાથમાં કાગળ પેન્સિલ લઇ) આજે શ્રાવણ વદ ત્રીજ છે. વિવાહનું મૂહૂર્ત વદ બારસ કે તેરસને દિવસે છે. એ બે દિવસ પૈકી જે દિવસ માટે તમારો વિચાર હોય તે નક્કી કરી નાખો."

"ત્યારે બારસે જ વિવાહ થશે. એક લગન હાથમાં રાખીને દિવસ નક્કી કરવો સારો."

"ઠીક કહો છો. ભાઈ! શ્રેયાંસિ બહુ વિઘ્નાનિ ઠીક. ત્યારે હવે હું સઘળી તૈયારી કરું ને?"

"કરો."

"બીજી એક વાત સાંભળો. કાલે અનંગે ડૉલીને એમ કહ્યું હતું કે, વિવાહ કરવાનો તેનો વિચાર નથી. તમે તેના વિચાર પ્રમાણે ચાલવાના નથી ને?"

"ના—હું તેનો વિચાર જાણવાની જરૂર ધારતો નથી. એ તો હજી બાળક છે."

"બરાબર છે. હું હવે જાઉં છું."

આમ કહી હારાધન ઉતાવળે પગે ચાલી પોતાની પેલી પક્ષિરાજસંયુક્ત ટમ્ ટમ્ ગાડીમાં ચઢી બેઠો.

બીજે દિવસે સંધ્યાકાળ પહેલાં દીનાનાથ પોતાના બેઠકખાનામાં બેસી હિસાબ કિતાબ તપાસતો હતો અને એક કારકુન તેને કાગળોમાંનો હિસાબ સમજાવતો હતો. એ સમયે એક ગાડી દરવાજા નજીક આવીને ઉભી. શૈલેન્દ્રનો ન્હાનો ભાઈ નરેન્દ્ર એક દરવાનની સાથે ગાડીમાંથી ઉતર્યો. નરેન્દ્ર દીનાનાથને પ્રણામ કરી તેની પાસે જાજમ ઉપર બેઠો. દીનાનાથે પૂછ્યું:—

"કેમ નરેન્દ્રનાથ! ત્યાં સર્વ કુશળ છે ને?"

નરેન્દ્ર નમ્રતાથી બોલ્યો:—"જી, એક રીતે કુશળ છે. મા ઘણાં બીમાર થઇ ગયાં છે. બાપાનું શરીર પણ સારું નથી. બાપાએ આ પત્ર આપ્યો છે."

દીનાનાથે પત્ર હાથમાં લઇ તે વાંચી કહ્યું:—"તમારા પિતાજીએ અનંગને મોકલવા લખ્યું છે; પણ એ હમણાં જ આવી છે તેથી તેડી જવાને આટલી બધી ઉતાવળ કરવાની શી જરૂર છે?"

"મુરબ્બી, મ્હારાં માતાજી રોગશય્યામાં સુતાં છે. તેમની સંભ કોણ રાખે? એટલા માટે જ ઉતાવળ કરવી પડી છે."

"ઠીક છે, ઉપર જાઓ અને તમારાં ભાભીને મળો. અને કોઇ છે કે? આમને ઉપર લઇ જાઓ. તમારી સાથેનો માણસ ગયો? અરે! એ દૂર કેમ બેઠો છે? ભાઇ! તું શર્માઇશ નહિ.

આમ કહીને તેણે પાછું પોતાનો હિસાબ તપાસવાનું કામ ચ કર્યું, પણ હવે એ કાર્યમાં તે આવશ્યક લક્ષ્ય આપી શક્યો ન હિસાબ ગણવામાં વારંવાર તેની ભૂલ થવા લાગી. તેના અંતર આ વળી એક નૂતન સમસ્યા ઉદિત થઇ-શું કહીને નરેન્દ્રને પા ફેરવવો તેની તે ચિંતા કરવા લાગ્યો.

વિચાર કરતાં કરતાં તે ઉઠીને ઉપર ગયો. નરેન્દ્ર ઉપર અનંગ સાથે વાતચિત કરવા લાગ્યો હતો. અનંગ તેના શ્વસુ સાસુની ખબર, ચુની નનીની ખબર, ફોઇબાની ખબર-અને ઘરનાં ગાય વાછરડાંની ખબર ઘણી બારીકીથી પૂછતી હતી. વિમ સુંદરી તેની પાસે બેસી બધું સાંભળતી હતી.

દીનાનાથ આવીને વિમળાસુંદરીને બોલાવી લઇ બીજા ખં ગયો અને અનંગના વિવાહનો દિવસ બારસે નક્કી થયો છે તે આવી સ્થિતિમાં તેને હુગલી મોકલી શકાય એમ નથી એવું તે સ્પષ્ટ રીતે કહ્યું. વિમળાસુંદરીએ વિવાહની ખબરમાં સહજ ઉત્સાહ દર્શાવ્યા સિવાય કહ્યું:—"મ્હને એમ લાગે છે કે, છોકર જેમ નસાડી મૂક્યો તેમ કન્યાને પણ તમે નસાડી મૂકવાના સઘળાં કામમાં તમે ઉતાવળ કરો છો. આટલી બધી ઉતાવળ કરવા શી જરૂર હતી?"

દીનાનાથઃ—તું સમજતી નથી-હમણાં હારાધન રાય ર

થયેલા છે. જો તેમને ના કહી દઇએ તો સુધીરના જેવો છોકરો ક્યાંથી મળે?

ગૃહિણી વિરક્ત થઇ બોલીઃ—"તમે તમારી મરજી પડે તેમ કરો. હું એ વિષયમાં માથું મારવા ઇચ્છતી નથી. હવે નરેન્દ્રને શું કહીને વિદાય કરશો?"

"તેને કહીશ કે અનંગ થોડા દિવસથી જ આવેલી હોવાથી હાલ તરત તેને મોકલી શકાય તેમ નથી. એ સિવાય બીજું શું કહેવાય તેમ છે?"

"ઠીક છે કહી જુઓ; પણ તમારી કન્યાનો અહીંથી જવાનો વિચાર હશે તો?"

"તેને સમજાવીને રાખવી પડશે."

"હું તેને સમજાવી શકીશ નહિ. તેને જે કહેવું હોય તે તમે જ કહેજો."

નરેન્દ્ર નાસ્તો લઇ વિશ્રામ કરતો હતો એ વખતે દીનાનાથે તેની પાસે જઇને કહ્યું:—"અનંગને આટલી વહેલી મોકલી શકાશે નહિ." નરેન્દ્ર આ વાક્યનો કાંઇ ઉત્તર આપ્યા સિવાય ચુપકીદીથી બેસી રહ્યો. પછી દીનાનાથ પોતાના ઓરડામાં જઇને બેઠો. અનંગે તેની પાસે જઇને કહ્યું:—"બાપા! મ્હારો ત્યાં જવાનો વિચાર છે. ત્યાં બધાં બીમાર છે. તેમને એવી સ્થિતિમાં રાખી હું અત્રે રહી શકીશ નહિ."

દીનાનાથઃ—ના બ્હેન! એમ નહિ બને. હમણાં હું તને મોકલી શકવાનો નથી. ભવિષ્યમાં ત્હારું કલ્યાણ થાય તેવું કાર્ય કરવા હમણાં હું તત્પર થયો છું.

અનંગે ગદ્દગદ કંઠે કહ્યું:—"તમે મ્હારા કલ્યાણ માટે જે

પ્રયત્ન કરો છો તે મ્હારાથી અજ્ઞાત નથી. મ્હેં મ્હારી બા પાસે સઘળું સાંભળ્યું છે. હું કોઇ પણ રીતે હવે અત્રે રહેવાની નથી."

આમ કહીને તે ઉતાવળે પગલે ત્યાંથી ચાલી ગઇ તથા માતા પાસે જઇ તેના ખોળામાં માથુ મૂકી આંસુ સારવા લાગી.

બીજે દિવસે પાછલી રાત્રે વિમળાસુંદરીએ ઉઠીને જોયું તો અનંગ ઘરમાં નહોતી. તેના ઉશિકા નીચેથી એક પત્ર મળી આવ્યો. તેમાં એવું લખ્યું હતું કે–"મા ! હું મ્હારે સાસરે ચાલી જાઉં છું. બાપાને કહેજે કે તેઓ મ્હારા ઉપર ગુસ્સે થાય નહિ. તું મ્હારે માટે કલ્પાંત કરીશ નહિ."

વિમળાસુંદરી એ પત્ર વાંચી ઉચ્ચકંઠે રુદન કરવા લાગી. દીનાનાથ તેનો રુદનધ્વનિ સાંભળી તેની પાસે આવીને તેના હાથમાંનો પત્ર વાંચવા લાગ્યો. વિમળાસુંદરીએ તેનો તિરસ્કાર કરતાં કરતાં કહ્યું:—"હું પ્રથમથી જ કહેતી હતી કે, તમે જેવી રીતે મ્હારા મણિને ઘરમાંથી નસાડી મૂકયો તેવી રીતે મ્હારી અનંગને પણ નસાડી મૂકશો. અરેરે ! આટલી બધી શત્રુતા કોઇ કદાપિ કરે ખરું કે ? કન્યાની આંખોનાં આંસુ હજી સુકાયાં નથી એટલામાં તો તમે તેનો પુનર્વિવાહ કરવાને વ્યાકુળ બની ગયા ! કોણ આવો અત્યાચાર સહન કરી શકે ? તે માણસ નથી કે ? તેનામાં પ્રાણ નથી કે ? જે તદ્દન પાષાણ પ્રતિમા હોય તે પણ એકાએક આવું કામ કરી શકે નહિ. ના–હવે હું સહન કરી શકું તેમ નથી. તમારો ઘરસંસાર હવે તમે જ સંભાળી લ્યો. હું આ શ્મશાનમાં એક પળ માટે પણ રહી શકું તેમ નથી. એ વખતે મ્હેં ગંભીર ભૂલ કરી હતી. હું કાશી છોડી શા માટે અહીં મરવા આવી હતી ! સાત જન્મમાં પાપ કર્યાં સિવાય કોઇને આટલું બધું દુઃખ ભોગવવું પડે ખરું કે ? હવે

ગળે ફાંસો ઘાલી મરી જવાની મ્હારી ઇચ્છા છે. મ્હારાથી હવે કોઇ રીતે વિશેષ દુઃખ સહન કરી શકાય તેમ નથી. મા દુર્ગા! મ્હારું મૃત્યુ કેમ થતું નથી? મા! હું તમારે પગે પડું છું. મ્હને લઇ જાઓ–મ્હને લઇ જાઓ–મ્હને લઈ જાઓ."

આમ કહી અશ્રુજળથી ભીંજાતી ભીંજાતી તે ત્યાં પડેલા ટેબલ સાથે મસ્તક અફાળવા લાગી. દીનાનાથ કિંકર્તવ્યવિમૂઢ થઇને આ હૃદયવિદારક શોકદૃશ્ય જોવા લાગ્યો. તે એક પણ શબ્દ ઉચ્ચારી શક્યો નહિ.

---

# પંચમ ખંડ

## પ્રકરણ ૧ લું

### સાહેબને અરજ

હુગલીના કલેક્ટર ગુડહાર્ટ સાહેબ પોતાના બંગલામાં બેસી ચ્હાપાન કરતા હતા. આઠ વાગ્યાનો સમય થયો હતો. શ્રાવણ માસનું આકાશ વાદળાંથી છવાઇ રહ્યું હતું. રાત્રે ઘણી વૃષ્ટિ થઇ હતી. સૂર્યદેવ વાદળાંના આવરણને ભેદી શકતા નહોતા. એ સમયે એક ગાડીનો અવાજ સાંભળવામાં આવ્યો અને એ ગાડીમાંથી ઉતરીને બે ગૃહસ્થો સાહેબના બંગલાના કંપાઉંડમાં આવ્યા. ગાડી થોડે દૂર રાખી તેઓ ધીમે ધીમે પગલાં ભરતા બંગલાના ઓટલાપર આવ્યા. ત્યાં એક ચપરાસી સાદડી ઉપર બેસી પોષ્ટના કાગળો ખોલતો હતો. તેણે તેમને આવતા જોઇ ઉઠીને ઉભા થઇ સલામ કરી અને

બેસવા માટે બે નેતરની ખુરસીઓ આપી. તેઓ એ ખુરસી ઉપર બેઠા. આવેલા માણસોમાંના એકે સફેદ કોટ, પાટલુન અને હેટ પહેર્યાં હતાં. બીજા માણસે રેશમી સિલ્કનો કોટ અને પાઘડી પહેરી હતી. પહેલો ગૃહસ્થ આપણો હારાધન રાય અને બીજો દીનાનાથ હતો.

હારાધને ખુરસી ઉપર બેસી નિડરતાથી ચપરાસીને પૂછ્યું:—"સાહેબ હમણાં શું કરે છે?"

ચપરાસીએ કહ્યું:—"હુજૂર! સાહેબ અને મેમસાહેબ ચ્હા પીએ છે. હમણાં ઓફિસરૂમમાં આવશે. હુજૂરને પહેલાં કોઇ વખત અત્રે આવેલા જોયા નથી. હુજૂર મ્હારા અપરાધની ક્ષમા આપજો. આપ ક્યાંથી પધારો છો?"

હારાધનઃ—અમે કલકત્તાથી આવ્યા છીએ. સાહેબની પાસે ઘણું જરૂરી કામ છે.

"હુજૂર! હવે બહુ વિલંબ નહિ થાય. સાહેબ પાંચ મિનિટમાં જ આવશે."

આમ કહી ચપરાસી પોતાના કામમાં રોકાયો. એ ટપાલના કાગળો ખોલી તેને બરાબર ગોઠવી પ્રત્યેક કાગળ ઉપર તારીખનો સિક્કો મારવા લાગ્યો. હારાધન અને દીનાનાથ ચુપકીદીથી બેસી રહ્યા. તેઓ જે ઓટલાપર બેઠા હતા તેની સ્હામે કેટલાક ગુલાબના છોડ હતા. એક માળી એ પુષ્પલતાઓને પાણી પાતો હતો. એ જોઇને એ માળીની પાસે ઉભા રહી પૃથ્વીમાં કેટલી જાતનાં ગુલાબ છે એ સંબંધીનું એક લેક્ચર આપવાની હારાધનને ઇચ્છા થઇ આવી; પરંતુ સાહેબના ભયથી મહા કષ્ટે તેણે આત્મસંવરણ કર્યું. સાહેબનો બંગલો નદન નિસ્તબ્ધ હોઇ એ સ્થળે બાળકનો ક્રંદનધ્વનિ નહોતો, બાળક બાળિકાઓનો કોલાહલ નહોતો, દાસદાસીઓનો કલહ

નહોતો, ગૃહિણીનો ઝપાટો નહોતો તથા ભિક્ષુકનો યાચનાધ્વનિ નહોતો. કેવળ વચ્ચે વચ્ચે મેમસાહેબના હાસ્યનો અસ્ફુટ અવાજ સાંભળવામાં આવતો હતો. એક કાગડો વૃક્ષની ડાળ ઉપર બેસી વિકટ સ્વરથી 'કા–કા' કરતો હતો. એ દરમ્યાન ઑફિસની ફરસબંદી ઉપર ખટ–ખટ અવાજ સંભળાયો અને તે સાથે જ 'ટણુણુટંગ' અવાજથી બેલ વાગ્યો.

ચપરાસીએ 'હુજૂર' કહી ઉત્તર આપ્યો અને હારાધન રાય પાસે કાર્ડ માગ્યું.

હારાધને પોતાનું કાર્ડ ચપરાસીના હાથમાં આપ્યું અને દીનાનાથનું કાર્ડ પોતાના હાથમાં રાખ્યું. ચપરાસીએ પોષ્ટના કાગળો અને હારાધનનું કાર્ડ સાહેબના ટેબલ ઉપર મૂક્યું. સાહેબ કાર્ડ હાથમાં લઇને બોલ્યા:—"બાબુને સલામ કહે."

ચપરાસી "જેવો હૂકમ હુજૂર" કહી બ્હાર આવ્યો તથા તેણે હારાધન રાયને અંદર જવા કહ્યું. હારાધન દીનાનાથનું કાર્ડ પાસે રાખી સાહેબના હૉલમાં દાખલ થયો અને 'ગુડ મૉર્નિંગ સર' કહી તેમને સલામ કરી. સાહેબ 'ગુડ મોર્નિંગ' બોલી ઉઠી ઉભા થયા અને હારાધન સાથે કરમર્દન કરી તેમણે તેને સ્હામેની એક ખુરસી ઉપર બેસવા કહ્યું.

ગુડહાર્ટ સાહેબની ઉમ્મર લગભગ ૪૫ વર્ષની હોઇ મુખ ઉપર મુછો હતી પણ દાઢી નહોતી. મુછોની બન્ને બાજૂ ઝુલી પડી હતી. માથાની વચ્ચે છેક આગળ સુધી ટાલ પડેલી હતી. દેખાવમાં તેઓ ઘણા શાન્ત જણાતા હતા. હારાધન રાય સાથે ઈંગ્રેજીમાં તેમની જે વાતચિત થઇ તેનો અનુવાદ નીચે આપવામાં આવે છે.

સાહેબ હારાધન તરફ નજર કરી બોલ્યા:—"આપ તો કલકત્તામાં હતા. અહીં બદલી ઉપર આવ્યા છો કે શું?"

હારાધનઃ—ના કલકત્તામાં મ્હારી ઑફિસ છે. હું અત્રે એક અગત્યના કામ માટે આપની સાથે વાત કરવા આવ્યો છું. મ્હારા સાંભળવામાં આવ્યું છે કે આપ એક સદાશય વ્યક્તિ છો.

"આપને શું કામ છે તે કહો."

"મ્હારી સાથે મ્હારા એક મિત્ર આવ્યા છે. આ એમનું કાર્ડ છે. દીનાનાથ રાયનું નામ આપના સાંભળવામાં તો આવ્યું હશે! એમણે ન્હાનાં ગામડાંઓની આબાદી માટે દશ લાખ રૂપિયાનું દાન કર્યું છે. આપના આ જીલ્લામાં પણ ચરનારાયણપુર વગેરે સ્થળે તેમની ઘણી કીર્ત્તિ છે."

"હા, ખરી વાત છે. ચરનારાયણપુરની સ્કૂલની પ્રતિષ્ઠાની ખબર મ્હેં વર્ત્તમાનપત્રમાં વાંચી હતી. તેમાં તેમનું નામ જણાતું હતું. ઠીક, તેમને આવવા કહો."

હવે હારાધન રાય બ્હાર જઇ દીનાનાથને બોલાવી લાવ્યો. દીના૦ નાથે યથારીતિ સાહેબને સલામ કરી. સાહેબે ઉઠી ઉભા થઇ તેની સાથે કરમર્દન કરી તેને બેસવા કહ્યું અને તેના તરફ જોઇ તેઓ બોલ્યાઃ–"આપના જેવા સ્વદેશાનુરાગી ગૃહસ્થને જોઇ હું ઘણો ખુશી થયો છું. મ્હેં ભારતવર્ષમાં આવીને આટલી મ્હોટી રકમના દાનની વાત કદાપિ સાંભળી નથી."

દીનાનાથ શર્માઇને બોલ્યોઃ–"એ વાતનો ઉલ્લેખ કરી આપ મ્હને શર્માવશો નહિ. હરેક વ્યક્તિએ સ્વદેશની બની શકે એટલી ઉન્નતિ કરવી જોઇએ. આપના દેશમાં તો એવા સેંકડો, અરે અસંખ્ય મહાત્માઓ છે. તેમણે કરોડ કરોડ રૂપિયા દેશના ઉપકારાર્થે દાનમાં આપી દીધા છે."

"પરંતુ બંગાળા દેશમાં આપ જ એવા દાનના પથપ્રદર્શક

હોવાથી આપનું ગૌરવ હમ્મેશાં કાયમ રહેશે. રૂપિયા યોગ્ય ટ્રસ્ટીઓના હાથમાં આપેલા હશે તો સારી રીતે કામકાજ ચાલશે એવી હું આશા રાખું છું."

આ વાક્યોના ઉત્તરમાં દીનાનાથે ટ્રસ્ટીઓનાં નામ કહી સંભળાવ્યાં અને કેવી રીતે કામકાજ ચાલે છે એ સંક્ષેપમાં સાહેબને સમજાવી દીધું. સાહેબે સઘળી હકીકત સાંભળી સંતુષ્ટ થઇ કહ્યું:-"મ્હારા જોવામાં આવ્યું છે કે ન્હાનાં ગામડાંઓમાં પીવાના પાણીનું દુઃખ આ દેશમાં મ્હોટે ભાગે છે. તે ઉપરાંત સેનીટેશન (સ્વાસ્થ્યોન્નતિ) નો અભાવ છે. આપે આપેલા પૈસાથી આ બન્ને કાર્યની વ્યવસ્થા થવાથી દેશનો બાર આની અભાવ દૂર થશે. હું સાંભળીને ખુશી થયો છું કે, આ હુગલી જીલ્લામાં આપની મદદથી કેટલાંક ગામની હરકતો દૂર થઇ છે. હું પણ ડિસ્ટ્રીક્ટ બોર્ડમાંથી આપની સાથે સાથે મદદ આપવાનો પ્રયત્ન કરીશ. જે ગામ હાથમાં લેવામાં આવે તેની સર્વ પ્રકારે ઉન્નતિ કરવી જોઇએ. ચરનારાયણપુરની ઉન્નતિ જોઇ હું પ્રસન્ન થયો છું. હું ચરનારાયણપુરમાં એક વખત ફરવા જઇ મ્હારી જાતે સઘળું જોઇ તેમજ સાંભળી આવીશ. આપ હમણાં શા કામ માટે આવ્યા છો તે કહો."

આ પ્રશ્નના ઉત્તરમાં હારાધને કહ્યું:-"દીનાનાથબાબુ દાનશીલ હોવા ઉપરાંત એક ઉચ્ચશિક્ષિત વ્યક્તિ છે. તેઓ ઘણા enlightened (કુસંસ્કારવર્જિત) છે. એમના વિચાર ઘણા liberal (ઉદાર) છે. અમારા હિન્દુ સમાજમાં જે સઘળી કુપ્રથાઓ છે એ દૂર કરવાનો તેમણે સંકલ્પ કર્યો છે. હાલમાં એમની પંદર વર્ષની એક પુત્રી વિધવા થઇ છે; તેથી એ પુત્રીનું પુનર્લગ્ન કરવાની તેઓ ઇચ્છા રાખે છે."

સાહેબે આ વાત સાંભળી અત્યંત પ્રસન્ન થઇને કહ્યું:–"હું આપનો આ પવિત્ર સંકલ્પ સાંભળી અત્યંત સંતુષ્ટ થયો છું. આપના હિન્દુ સમાજમાં ઘણા કુધારા છે. આપના જેવા ઉચ્ચ શિક્ષિત લોકો એ કુધારા દૂર નહિ કરે તો બીજું કોણ કરશે? અફસોસનો વિષય એ છે કે, ઘણા લોક કેવળ મુખના શબ્દોથી ઉદારમત દર્શાવે છે; પણ કાર્ય પ્રસંગે કાંઇ કરતા નથી. આપની એ પુત્રી હમણાં આપની પાસે જ રહે છે કે?"

દીનાનાથઃ—ના, એ હમણાં અત્રે હુગલીમાં જ છે. બાબુ તારિણીચરણ કે જેઓ આપના એક ઑનરરી મેજીસ્ટ્રેટ છે તેમના પુત્ર શૈલેન્દ્રનાથની સાથે મ્હારી પુત્રીનો વિવાહ થયો હતો.

"એમ કે? તારિણીબાબુ મ્હારે ત્યાં ઘણી વખત આવે છે. તેમણે પોતાના એ પુત્રને ડેપ્યુટી મેજીસ્ટ્રેટ કરવા માટે મ્હને ભલામણ કરી હતી; પણ એ છોકરો નોકરી લેવા રાજી થયો નહોતો. મ્હેં એ છોકરાને ફૂટબોલ ખેલતાં જોયો હતો–તે એક ચુનંદો ખેલાડી હતો. તેના મૃત્યુની ખબર પહેલાં તારિણીબાબુને મુખે મ્હેં સાંભળી હતી તથા તેથી હું ઘણો દુઃખિત થયો હતો. આપની પુત્રી હમણાં તારિણીબાબુને ઘેર છે કે? તેનું પુનર્લગ્ન કરવાની આપની ઇચ્છા છે કે?"

"જી હા, આ હારાધન રાયનો જ્યેષ્ઠ પુત્ર એમ. ડી. ની પરીક્ષામાં પાસ થયો છે; તેની સાથે હું મ્હારી પુત્રીનો વિવાહ કરવાને ઇચ્છું છું. પરંતુ દુઃખની વાત એ છે કે તારિણીબાબુ એ વિવાહ થવા દે એમ લાગતું નથી."

હારાધન—તારિણીબાબુ ઘણા ધર્માંધ માણસ છે. તેમનો આ વિધવાવિવાહમાં બિલકુલ મત નથી. વળી દીનાનાથબાબુએ તેમની

પુત્રીને એક લાખ રૂપિયા આપ્યા છે તેથી તારિણીબાબુનો એ રૂપિયા ઉપર લોભ લાગ્યો છે. તેમણે પોતાના ન્હાના પુત્રને મોકલી દીનાનાથને ત્યાંથી તેમની પુત્રીને છુપી રીતે પોતાને ત્યાં બોલાવી લાવી કેદ કરી રાખી છે. અમને આશા છે કે આપ અમને આ સત્કાર્યમાં સહાયતા કરશો. વળી એમ પણ સાંભળવામાં આવ્યું છે કે, તારિણીચરણ આપના અનુગત છે તથા તેઓ આપની કોઇ પણ વાતનો અસ્વીકાર કરી શકે તેમ નથી. એ અણસમજુ કન્યાના વાલી હમણાં તેના પિતા છે. તારિણીચરણ તેને નજરકેદ કરી રાખે એ કોઇ પણ રીતે ન્યાયયુક્ત નથી એ વાત આપના જેવા બહુદર્શી વિચારક સમક્ષ હું બોલું તે કેવળ ધૃષ્ટતા છે.

સાહેબે ક્ષણ કાળ વિચાર કરીને કહ્યું:–"ઠીક છે, હું તારિણીચરણબાબુને બોલાવી મંગાવું છું. આપ થોડા સમય સુધી રાહ જુઓ. તેમનું મકાન બહુ દૂર નથી. અડધા કલાકમાં તો તેઓ આવી પહોંચશે."

હારાધન અને દીનાનાથ સાહેબને ધન્યવાદ આપી બ્હાર જઇને બેઠા. સાહેબે તારિણીચરણના ઉપર એક ચીઠ્ઠી લખી મોકલી.

અડધા કલાક સુધી એક જ સ્થળે ચુપકીદીથી બેસી રહેવું એ હારાધન અને દીનાનાથ બન્નેને માટે વિશેષ દુઃખદાયક થઇ પડ્યું. તેઓ ઉઠી બ્હાર નીકળી ફુલબાગમાં ફરવા લાગ્યા.

દીનાનાથે બ્હાર નીકળી હારાધનને કહ્યું—"આપણે એક ઘણું ખોટું કામ કર્યું છે. મ્હારી પુત્રીને છુપી રીતે બળાત્કારે અત્રે લાવવામાં આવી છે એમ કહ્યું એ ઠીક નથી કર્યું. તે તો પોતાની ઇચ્છાથી અત્રે આવી છે. તારિણીબાબુએ એને છુપી રીતે અત્રે તેડાવી નથી. વળી તેમણે એને નજરકેદમાં રાખી છે એમ પણ હું કહી શકવાનો નથી."

હારાધને પોતાનું માથું ધુણાવી કહ્યું:–"ભાઈ! તમે કેવળ પુસ્તકો વાંચી જાણો છો. સંસારના લોકચરિત્રને તમે બિલ્કુલ સમજતા નથી. શું તમે એમ સમજો છો કે એ કાર્યમાં તારિણીબાબુનો હાથ નથી? તમારી પુત્રી હમણાં થોડા જ દિવસથી તમારે ઘેર આવી હતી. એ દરમ્યાન તેને તેડવા માટે તેઓ પોતાના પુત્રને શામાટે મોકલે? તેમણે જ પોતાના પુત્રને મોકલેલો! બધી વાતનો વિચાર કરતાં એવું જ અનુમાન થાય છે. તેમને ત્યાં જતાંની સાથે જ જો તેઓ તમારી કન્યાને મુક્ત કરે તેમ હોય તો માણસ મોકલી તમારી પરવાનગી સિવાય છુપી રીતે તેમણે તેને કેમ તેડાવી લીધી?"

દીનાનાથ આ વાક્યોનો કાંઇ ઉત્તર આપ્યા સિવાય વિચાર કરવા લાગ્યો. હારાધન તેનું મન બીજી બાજૂએ વાળવા માટે તેને ભિન્ન ભિન્ન પ્રકારનાં વિલાયતી પુષ્પો દેખાડી તેનાં નામ–ગોત્રાદિ સંબંધી લેકચર આપવા લાગ્યો.

આ સમય દરમ્યાન સાહેબ મેમસાહેબની સાથે વાત કરવા માટે અંદર ગયા. સાહેબની ભગિની મિસ ગુડહાર્ટ હમણાં વિલાયતથી આ દેશમાં ફરવા આવી હતી. મેમસાહેબ અને તે સાથે બેસી વાતચીત કરતી હતી. સાહેબે તેમની પાસે જઇ ઉભા રહી કહ્યું:–"I say–here is a very interesting case" (એક કૌતુકજનક ઘટના તમારે સાંભળવી છે?"

આમ કહી તેમણે દીનાનાથની વિધવા કન્યાના પુનર્વિવાહની જે વાત સાંભળી હતી તે સઘળી તેમને કહી સંભળાવી. એ વાત સાંભળી બન્ને મેમસાહેબે ઘણું કૌતૂહલ દર્શાવ્યું અને મિસિસ ગુડહાર્ટ (સાહેબની સ્ત્રીએ) જાતે જઇ એ કન્યાનેએક વખત જોઇ આવવાનો વિચાર દર્શાવ્યો.



# પ્રકરણ ૨ જું

## તારિણીચરણનો ક્રોધ

થોડા સમયમાં જ તારિણીચરણ ગાડીમાં બેસી આવી પહોંચ્યા. તેમણે એક કાળો કોટ અને માથા ઉપર સોનેરી કસબની પાઘડી પહેરી હતી.

રસ્તામાં દીનાનાથ અને હારાધનને જોઇને તેઓ ગાડીમાંથી ઉતર્યા અને દીનાનાથના તરફ હાથ લાંબો કરી બોલ્યાઃ–"કેમ છો વહેવાઇ મહાશય! તમે અહીં ક્યાંથી? ક્યારે આવ્યા છો? કેમ છો?"

દીનાનાથે તારિણીચરણ સાથે કરમર્દન કરી કહ્યું:–"હું સ્હવારની ગાડીમાં આવ્યો છું. આમને આપ ઓળખતા નહિ હોવાથી હું ઓળખાણ આપું છું. તેઓ બાબુ હારાધન ચટ્ટોપાધ્યાય એકઝીક્યુટિવ ઇંજીનિયર મ્હારા ઘનિષ્ઠ પાડોશી અને મિત્ર છે."

હારાધને તારિણીચરણના તરફ હાથ લંબાવ્યો. તારિણીચરણ તેનો હાથ હલાવી બોલ્યા–"આપ એકઝીક્યુટિવ ઇંજીનિયર છો! આપ રાવ બહાદુર છો કે રાવ સાહેબ છો?"

હારાધન હસીને બોલ્યો–"મ્હને એમાંની એક પણ ઉપાધ નથી."

"એમ કેમ? મ્હેં આ હુગલીમાં જેટલા એકઝીક્યુટિવ ઇન્જીનિયર જોયા છે તેઓ સર્વને ગમે તે એક સરકારી ઇલ્કાબ મળેલ છે. હમણાં જેઓ અત્રે છે તેમને પણ ઇલ્કાબ છે. આપ રાવ બહાદુર વેણીમાધવને ઓળખતા હશો?"

"હા, હું તેમને સારી રીતે ઓળખું છું."

"આપને સરકારી નોકરી કરતાં કરતાં ઘણાં વર્ષ થયાં છે.

મ્હને લાગે છે કે પેન્શન ઉપર જવાનો પણ વખત થયો હશે. આમ છતાં આપને સરકારે એકકે ઇલ્કાબ આપ્યો નથી ? આ સરકારનો ઘણો અવિચાર છે. આ જુઓ, હું પંદર વર્ષથી ઑનરરી મેજીસ્ટ્રેટનું કામ કરું છું—આ પંદર વર્ષની અંદર પંદર દિવસ પણ હું નિર્દિષ્ટ દિવસે ગેરહાજર રહ્યો નથી—અરે, મ્હારો પુત્ર મરી ગયો ત્યારે પણ મ્હેં રજા લીધી નથી. ગુડહાર્ટ સાહેબે મ્હારા એ દુઃખની વાત સાંભળી કહ્યું હતું કે, 'તારિણીબાબુ! આપને હું એક માસની રજા આપું છું. આપ કોર્ટમાં આવશો નહિ.' અહા! એમના જેવા સદાશય સાહેબ બીજા કોઇ નથી. મ્હેં તેમને કહ્યું, 'ના સાહેબ! મ્હને રજા જોઇતી નથી. હું કોર્ટમાં આવીને કામ કરીશ. ઘેર બેસી રહેવાથી જીવ વિશેષ ચિંતાતુર રહે છે.' અર્થાત્ એવા દુઃખદ વખતે પણ મ્હેં કામ કર્યું છે. મ્હેં આટલા દિવસ સુધી ઘણી કાળજીથી કામ કર્યું છે. દર વર્ષે મેજીસ્ટ્રેટ સાહેબ મ્હારા કામને ઘણું જ વખાણી રિપોર્ટ કરે છે; છતાં સરકારે મ્હારા કામની હજી સુધી કાંઇ કદર કરી નથી. વળી બીજી તરફ હજામ, મોચી અને તેલી તંબોળી જેવા સામાન્ય માણસો રાવ બહાદુર થઇ જાય છે. તેમનું social position (સામાજિક મર્યાદા) કેટલું ? કોઇ તેમને ઓળખતું પણ નથી—કેવળ પૈસાના જોરથી ઇલ્કાબ મેળવે છે! મ્હને તો મ્હારા જેવી જ આપની સ્થિતિ જણાય છે. આપ મ્હારા આ વહેવાઇના કામનો જ વિચાર કરો—એમણે સત્કાર્યમાં દશ લાખ રૂપિયાનું દાન કર્યું છે; પણ હજી સુધી સરકાર તરફથી શું recognition (સમાદર) થયું ? તેથી. હું કહું છું કે—વહેવાઇ મહાશયે વચ્ચે વચ્ચે સાહેબ-સુબાની મુલાકાતે જવાની ઘણી જરૂર છે. તેઓ અત્રે આવ્યા છે તે સારું થયું છે. સાહેબની સાથે એક વખત મુલાકાત કરો. આ હુગલી જી.

લામાં આપે ઘણા પૈસા આપ્યા છે. ગુડહાર્ટ સાહેબ ઘણા સારા માણસ છે. આપની પિછાન થશે એટલે તેઓ આપને એક ઇલ્કાબ અપાવવા માટે ગવર્નમેન્ટમાં અવશ્ય રિપોર્ટ કરશે. ઠીક યાદ આવ્યું. મૂળ વાત તો હું પૂછવી જ ભૂલી ગયો! આપ ક્યાં ઉતર્યા છો? પ્રથમ મ્હારે ઘેર નહિ આવતાં અહીં કેમ આવ્યા છો? સ્હવારે મ્હારે ત્યાં ન્હાપાણી પી અત્રે આવ્યા હોત તો ન ચાલત કે? વહેવારે મહાશય! આ આપે ગંભીર ભૂલ કરી છે."

દીનાનાથઃ—અમે કોઇ પણ સ્થળે ઉતર્યા નથી–સ્ટેશનેથી બારોબાર અહીં આવ્યા છીએ.

"પણ આપે એ વ્યાજબી કર્યું નથી. પ્રથમ આપે મ્હારે ઘેર આવવું જોઇતું હતું. હવે અહીંથી મ્હારે ઘેર આવવું જ પડશે. ત્યા જ આપને ભોજન લેવાનું છે. હું સાહેબને મળીને જલ્દી પાછો આવું છું. સાહેબે મ્હને તાકીદથી બોલાવ્યો છે."

આમ કહી હસતાં હસતાં તારિણીચરણે બંગલાના ઓટલા ઉપર જઈ સાહેબની પાસે પોતાનું કાર્ડ મોકલાવ્યું.

બીજી તરફ હારાધન રાય અને દીનાનાથ અર્થસૂચક હાસ્ય કરવા લાગ્યા. દીનાનાથે કહ્યું:–" આપની બુદ્ધિની ઘણી પ્રશંસા કરવી જોઇએ. તારિણીચરણ કેવા માણસ છે એ જોયું? એમને સાહેબની વાત સાંભળવી જ પડશે."

હારાધન હસીને બોલ્યો:–" શું થાય છે તે હમણાં જ જણાશે."

આમ બોલતા બોલતા તેઓ ધીમે પગલે ઓટલા ઉપર જઇને બેઠા. તારિણીચરણ સાહેબની પાસે ગયા હતા.

સાહેબે તારિણીચરણને માન આપી પોતાની પાસે બેસાડી કહ્યું–

" તારિણીબાબુ ! આપને હું એક ઉચ્ચશિક્ષિત ગૃહસ્થ તરીકે ઓળખું છું; છતાં આપના સંબંધી આજે મ્હેં શું સાંભળ્યું ?"

તારિણીચરણ અત્યંત વિસ્મિત બની જઈ સાહેબના મુખ તરફ જોઇ રહ્યા. સાહેબે પુનઃ કહ્યું:—" આજે સ્હવારે બે ગૃહસ્થો મ્હને મળવા આવ્યા હતા. તેઓ બ્હાર બેઠા છે–તેઓમાં એક એક્ઝીક્યુટિવ ઇન્જીનિયર છે અને એક આપના સંબંધી–આપના સ્વર્ગસ્થ પુત્રના શ્વસુર છે. એ એક્ઝીક્યુટિવ ઇન્જીનિયરના છોકરાની સાથે તેઓ પોતાની કન્યાનું પુનર્લગ્ન કરવા ઇચ્છે છે. આપ શા માટે એ વિવાહ થવા દેતા નથી ? આપે એમની કન્યાને છુપી રીતે તેડી મંગાવી ઘરમાં નજરકેદ કેમ કરી રાખી છે ? "

વૃક્ષ ઉપર વિજળી પડતાં તેની જેવી સ્થિતિ થાય તેવી જ સ્થિતિ સાહેબના મુખમાંથી આ વાક્યો સાંભળી તારિણીચરણની થઇ. તેમનું મુખ ઘણું વિમર્ષ અને વિવર્ણ થઇ ગયું. વિસ્મય, ક્રોધ અને ભયે તેમના ચિત્ત ઉપર એક સાથે અધિકાર મેળવ્યો તેથી પ્રથમ તો તેઓ કાંઈ બોલી શક્યા નહિ. થોડા સમય પછી આત્મસંવરણ કરી તેમણે કહ્યું:—" સર–યૉર ઑનર–હું આ વચનો સાંભળી ઘણો વિસ્મિત બની ગયો છું. મ્હારી પુત્રવધૂના પુનર્વિવાહની વાત ચાલે છે એ સંબંધી હું કાંઈ પણ જાણતો નથી. આ વાત પહેલવહેલી મ્હેં આપની પાસેથી હમણાં જ સાંભળી ! આવા પ્રકારના વિવાહને હું કોઇ પણ રીતે પસંદ કરતો નથી. આ અમારી જ્ઞાતિમાં ઘણી ઘૃણા અને લજ્જાની વાત છે ! જો પ્રથમથી જ આ વાત મ્હારા જાણવામાં આવી હોત તો હું મ્હારી પુત્રવધૂને કદાપિ મ્હારે ત્યાં તેડાવત નહિ. મ્હારી પુત્રવધૂ પોતાની ઇચ્છાથી જ અત્રે આવી છે. પોતાને અત્રે આવવું છે એવા આશયનો તેણે પત્ર લખ્યો હતો

તેથી મ્હારો કનિષ્ઠ પુત્ર ત્યાં જઇ તેને તેડી લાવ્યો છે. કેવું આશ્ચર્ય! મ્હેં શું તેને નજરકેદમાં રાખી છે? જે વિધવાના વિવાહનો પ્રસ્તાવ થાય છે તેને હું મ્હારા ઘરમાં પગ સુદ્ધાં મૂકવા દઉં તેમ નથી! આપ ધર્માવતાર છો. આપ સ્વયં સઘળી તપાસ કરી જુઓ, જેથી મ્હારાં વચનોની સત્યતાનો આપનો પરિચય થશે અને સઘળી શંકા દૂર થશે."

સાહેબે સ્વગત વિચાર કરી કહ્યું:—"ઠીક છે, તારિણીબાબુ! મેમ સાહેબ આપની પુત્રવધૂને મળવા ઇચ્છે છે. તેઓ તમારે ઘેર આવે એમાં કાંઇ હરકત તો નથી ને?"

તારિણીચરણે પ્રસન્ન થઇને કહ્યું:—"કોઇ રીતની હરકત નથી. તેઓ જો કૃપા કરી આ ગરીબની ઝુંપડીમાં પોતાના પવિત્ર પગ મૂકશે તો હું કૃતાર્થ થઇશ. આ ઘણી ઉત્તમ વાત છે. તેઓ પોતે મ્હારી પુત્રવધૂને પૂછી ખાત્રી કરશે કે તેનો પુનર્વિવાહ કરવાનો વિચાર છે કે નહિ તથા મ્હેં તેને બળાત્કારે નજરકેદ કરી રાખી છે કે નહિ?"

સાહેબે હસતાં હસતાં કહ્યું:—"ઠીક છે, આજે સ્હાંજે ત્રણ વાગ્યે મેમસાહેબ તમારે ત્યાં આવશે."

આમ કહીને સાહેબે બેલ વગાડયો. ચપરાસી 'હુજૂર' બોલી હાજર થયો. સાહેબે પેલા બે ગૃહસ્થોને પોતાની પાસે મોકલવાની તેને આજ્ઞા કરી. દીનાનાથ અને હારાધન ચપરાસીની સૂચનાનુસાર સાહેબની પાસે આવી ઉભા. સાહેબે હસ્તસંકેતથી તેમને બેસવાની ખુરસીઓ બતાવી કહ્યું:—"તારિણીબાબુ કહે છે કે તેમની પુત્રવધૂ પોતાની ઇચ્છાથી તેમને ઘેર આવી છે તથા તેનો પુનર્વિવાહ કરવાનો વિચાર નથી. ગમે તેમ હોય પણ આ વિષયની સંપૂર્ણ તપાસ

કરવા માટે મેમસાહેબ આજે ત્રણ વાગ્યે તારિણીબાબુને ઘેર જશે. આપ પણ અત્રે હાજર રહેજો. હવે તમારે જવું હોય તો જાઓ, ગુડ મોર્નિંગ."

આમ કહી સાહેબે ત્રણે જણ સાથે કરમર્દન કર્યું.

તારિણીચરણે બ્હાર નીકળ્યા પછી દીનાનાથ અને હારાધન ઉપર વાઘની માફક હુમલો કર્યો. દીનાનાથને સંબોધીને તેમણે ક્રોધકંપિત કંઠે કહ્યું:—"વહેવાઇ! હવે હું તમારો હેતુ સમજી શક્યો છું! હું તમને ઘણા સારા માણસ ધારતો હતો; એક આબરુદાર માણસે આવું કાર્ય કરવું ઉચિત છે કે? આ હૅટવાળા ભંગી ફિરંગીની સલાહથી તમે મ્હારે નામે સાહેબ પાસે ફરિયાદ કરવા આવ્યા હો એમ લાગે છે! કેવું આશ્ચર્ય! મ્હારા જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થ ઉપર આવો મિથ્યા દોષારોપ મૂકતાં તમને સહજ પણ સંકોચ ન થયો કે? તમારી દીકરીનો તમે એક વખત નહિ પણ સાત વખત વિવાહ કરો તેમાં મ્હારે શું? પ્રથમથી જો આ વાત જાણી હોત તો હું તેને મ્હારા ઘરમાં પગ પણ મૂકવા દેત નહિ!"

દીનાનાથ ચુપ થઇ ઉભો રહ્યો. હારાધન ગુસ્સે થઇ બોલ્યો—"તમે જ તમારી પુત્રવધુને બળાત્કારે તેડી લાવવા માટે તમારા ન્હાના પુત્રને મોકલ્યો હતો. એ તમારી સલાહ પ્રમાણે દીનાનાથને કહ્યા સિવાય છુપી રીતે તેમની પુત્રીને અત્રે લઇ આવ્યો છે."

તારિણીચરણે વિશેષ ઉત્તેજિત બની જઇ કહ્યું:—"તમારામાં બુદ્ધિની ખોટ હોવાથી જ સરકારે તમને રાવબહાદુર કર્યા નથી એમ હવે હું સારી રીતે સમજી શકું છું. હું આમાંનું કાંઇ જાણતો નથી. દીનાનાથની કન્યાએ જ તેની હુગલી આવવાની ઇચ્છા છે એવા આશયનો પત્ર મ્હારી સ્ત્રી ઉપર લખ્યો હતો અને તેથી જ મ્હારો

પુત્ર નરેન્દ્ર તેને તેડી લાવ્યો છે. એમાં ચોરી કેવી રીતે થઇ? ચાલો જુઓ, હજી એ પત્ર મ્હારે ઘેર છે."

હારાધનઃ--તારિણીબાબુ! લાખ રૂપિયા કાંઇ નજીવી રકમ નથી. લાખ રૂપિયાના લોભથી ગૃહસ્થ માણસ પણ ગમે તેવું કામ કરી શકે છે.

આ શબ્દો સાંભળી વિશેષ ક્રોધે ભરાઈ તારિણીચરણે કહ્યું:-- "શું કહ્યું? લાખ રૂપિયાનો લોભ? દીનાનાથ! તમારા લાખ રૂપિયા ઉપર હું ધાર મારું છું! તમે તારિણીચરણને એવો અર્થદાસ સમજતા હો તો એ તમારી ભૂલ છે. રૂપિયા મહાન્ કે માન પ્રતિષ્ઠા મહાન્? મ્હારો રત્નતુલ્ય પુત્ર ચાલ્યો ગયો છે તે હું છાતી ડાબીને સહન કરું છું છતાં હું એ લાખ રૂપિયાનો લોભ રાખીશ? તમારી કન્યાને તમે આજે જ મ્હારે ઘેરથી લઇ જાઓ--હું તેને અત્રે રાખવાને ઇચ્છતો નથી. મ્હારો પુત્ર તો ચાલ્યો ગયો છે. હવે એ વહૂ મ્હને સ્વર્ગમાં લઇ જશે કે?"

આમ કહી તારિણીચરણ પુત્રશોકથી ઉચ્ચકંઠે રડી પડયા અને રુમાલ કાઢી આંખો સાફ કરવા લાગ્યા. દીનાનાથે હજી સુધી કાંઇ બોલવાનું સાહસ કર્યું નહોતું. હવે ધીમે ધીમે તારિણીચરણ પાસે જઇ તેણે તેમનો હાથ પકડયો. એ વખતે દીનાનાથનાં નેત્રોમાં પણ અશ્રુજળ ભરાઇ આવ્યું. પછી તારિણીચરણ અને દીનાનાથ એક બીજાના કંઠમાં વળગી પડી રુદન કરવા લાગ્યા.

આવી રીતે થોડા સમય પછી તારિણીચરણનો ક્રોધ શાન્ત થયો એટલે તેમણે કહ્યું--"વહેવાઈ મહાશય! જે બનવાનું હતું તે બની ગયું છે. વખત ઘણો થયો છે. આપ અને હારાધન રાય મ્હારી આ ગાડીમાં બેસી મ્હારે ઘેર ચાલો."

હારાધનઃ—તારિણીબાબુ ! મ્હને ક્ષમા આપો. મ્હારો એક સંબંધી અત્રે છે; ત્યાં ગયા સિવાય મ્હારે ચાલે તેમ નથી. દીનાનાથ આપના વહેવાઇ છે. એમણે આપની સાથે અવશ્ય આવવું જોઇએ; પછી, જવું કે ન જવું એ તો તે જાણે.

તારિણીચરણ એ વખતે તદ્દન નમ્ર થઇ ગયા હતા. તેમણે હારાધનને હાથ જોડીને કહ્યું—"હારાધન રાય ! મ્હને ક્ષમા આપો. મ્હારો મહાન્ અપરાધ થયો છે–માથું તપી જવાથી મ્હેં આપને કહેવાનું અને નહિ કહેવાનું ઘણું કહ્યું છે. આપ મહત્ વ્યક્તિ હોવાથી મ્હને ક્ષમા આપી મ્હારે ઘેર ચાલો. આપ નહિ આવો તો વહેવાઈ મહાશય પણ આવશે નહિ."

છેવટે નિરુપાયે હારાધન રાય પણ તારિણીચરણનું આતિથ્ય સ્વીકારવા સંમત થયો અને પછી તે દીનાનાથ સાથે તારિણીચરણની ગાડીમાં બેઠો.

આ વખતે કલેક્ટર સાહેબનો પેલો ચપરાસી શીકારને પલાયન કરી જતો જોઇને દોડતો દોડતો નજીક આવી ઉભો અને હારાધન રાયની સ્હામે "હુજૂર, ખુદાવિંદ ! હું ગરીબ માણસ છું, આ ગુલામને કાંઈ બક્ષિસ આપો." બોલી હાથ ધર્યો. હારાધન રાય એ વખતે સર્વથા નિરુપાય થઈ તારિણીચરણના મુખ તરફ જોઇ રહ્યો એટલે તારિણીચરણે કહ્યું:—"નબીબક્ષ ! બાબુસાહેબ મ્હારે ઘેર આવે છે. મ્હારી પાસેથી તને ઇનામ મળશે."

ચપરાસી હસતે મુખે ત્રણે જણને ત્રણ સલામ કરી ચાલ્યો ગયો. તારિણીચરણે ગાડીવાનને ગાડી હાંકવા કહ્યું.

---

# પ્રકરણ ૩ જું

## હૅટની નીચે ચાંલ્લો !

તારિણીચરણે બન્ને અતિથિઓ સાથે ઘેર ગયા પછી તેમને કહ્યું:–" આપ કપડાં ઉતારો. હું કપડાં ઉતારીને આવું છું. આપનામાંથી કોઇને હુકકો પીવાનો મ્હાવરો હોય એમ લાગતું નથી. મ્હને તો ગડાકુ પીવાનું ઘણું વ્યસન છે. અરે કોણ છે? હુકકો ભરી તૈયાર કરો અને આ પંખો ખેંચો. આટલી વૃષ્ટિ થવા છતાં પણ ગરમી ઓછી થતી નથી. હું ઘરમાં ખબર આપી આવું છું કે, વહેવાઇ આવ્યા છે અને રહા લાવવા પણ કહું છું; છતાં રસોઇ તૈયાર થતાં થોડો વિલંબ થશે."

તારિણીચરણ એક નિઃશ્વાસથી આ વચનો ઉચ્ચારી ઘરમાં ગયા. એક નોકર આવી પંખો ખેંચવા લાગ્યો. હારાધન અને દીનાનાથ અંગ ઉઘાડી બદલવાનાં કપડાં કાઢવા લાગ્યા.

તારિણીચરણ ગૃહિણીના ઓરડામાં જઇ કપડા ઉતારતાં ઉતારતાં કહેવા લાગ્યાઃ–" એક મ્હોટી મુસ્કેલી આવી પડી છે. એવી અજાયબીની વાત આજ સૂધીમાં કદાપિ સાંભળવામાં આવી નથી."

ગૃહિણીએ બરાબર બેઠી થઇ પૂછ્યું:–' એવી તે શી અજાયબીની વાત છે?"

તારિણીચરણે તેના કાન પાસે મ્હોં લઇ જઇને કહ્યું–" આવી જાતિભ્રષ્ટ થવાની વાત મ્હેં કદાપિ સાંભળી નથી. તમારા વહેવાઇ દીનાનાથે અનંગનો પુનર્વિવાહ કરવાનો નિશ્ચય કર્યો છે. જે માણસના છોકરા સાથે સંબંધ થવાનો છે તેણે અને વહેવાઇએ મળી કલેકટર સાહેબ પાસે જઇ એવી અરજ કરી છે કે, મ્હેં દીનાનાથને

ત્યાં માણસ મોકલી છુપી રીતે વહૂને અત્રે તેડાવીને નજરકેદ કરી રાખી છે!"

ગૃહિણી અત્યંત આશ્ચર્ય પામી બોલીઃ—"ઓ બાપ–કેવી શર્મની વાત! એ કાળમુખા ક્યાં છે? એક વખત નજરે પડે તો–"

"ચુપ–ચુપ–તેઓ અત્રે આવ્યા છે. હું ઘણો આગ્રહ કરીને તેમને અત્રે તેડી લાવ્યો છું. સાહેબનાં મેમસાહેબ આજે સ્હાંજે ત્રણ વાગ્યે આ વિષયની તપાસ કરવા આવનાર છે. એ ઘણી સારી વાત છે. તેઓ અત્રે આવશે એટલે સઘળું ખરું ખોટું સમજાશે. અનંગે લખેલો પત્ર ક્યાં છે?"

"આ રહ્યો એ પત્ર."

આમ કહીને તેણે ઉશિકા નીચેથી એક પત્ર કાઢી આપ્યો. તારિણીચરણે એ પત્ર હાથમાં લઇ કહ્યું:—"આ પત્રથી સઘળી ઘટના પ્રકાશમાં આવશે. તથા વહૂને પૂછીને મેમસાહેબ સઘળી હકીકત જાણી શકશે. હું કોઇનાથી ડરતો નથી."

"પરંતુ વહેવાઈ તો ઘણા સારા માણસ જણાતા હતા. તેમને આવી બુદ્ધિ ક્યાંથી સૂઝી?"

"તેમની પાડોશમાં જ પેલો જે સાહેબી વેશમાં હારાધન રાય નામનો ઇન્જીનિયર રહે છે તેણે જ તેમને આવી સલાહ આપી છે. વળી આવી સલાહ આપવાનું કારણ પેલા લાખ રૂપિયા છે!"

"બરાબર, હવે સમજી. પણ મ્હારી વહૂ એવી સતીલક્ષ્મી છે કે તે આવું અધર્મી કાર્ય કરવા સંમત નહિ થાય. એટલા માટે તો તે માબાપને કાંઇ કહ્યા સિવાય નરેન્દ્રની સાથે અત્રે ચાલી આવી છે. હવે બધું બરાબર સમજાયું."

"તેઓ આપણે ઘેર અતિથિ તરીકે આવ્યા છે માટે આ

વિષયની હમણાં ચર્ચા કરવાની જરૂર નથી. વહૂને ખબર આપ કે હું તેની સાથે વાત કરવા ઇચ્છું છું. હું હવે નીચે જઇને જોઉં કે ચ્હા તૈયાર થઇ છે કે નહિ? યશોદાને પણ બોલાવી ખાવા પીવાનો ઉત્તમ બંદોબસ્ત કરવા કહો."

આમ કહી તારણિચરણે ઉતાવળે પગલે નીચે જઈ નોકરને ચ્હા લાવવાની આજ્ઞા કરી. પછી એક પંખો હાથમાં લઇ પવન ખાતાં ખાતાં તેઓ બન્ને અતિથિઓ પાસે જાજમ ઉપર બેઠા. દીનાનાથ અને હારાધન કપડાં ઉતારી તકિયાને અઢેલીને બેઠા હતા. હારાધને કહ્યુંઃ–"તારિણીબાબુ! ખાવા પીવાની ઉતાવળ કરશો નહિ અમે કાંઇ ઑફિસરો નથી કે ચોક્કસ વખતે ખાવા જોઇએ."

આ વાત સાંભળી તારિણીચરણે ઉચ્ચ સ્વરે હાસ્ય કર્યું. પછી તેઓ બોલ્યાઃ "આપ નિશ્ચિંત રહો. બહુ વિલંબ નહિ થાય. માણસને મચ્છી લઇ આવવા મોકલી દીધો છે."

આમ કહીને તેઓ હુક્કાની નળી મુખમાં લઇ દમભેર પીવા લાગ્યા.

હારાધનઃ—મ્હેં તો પ્રથમથી જ કહ્યું છે કે આજે રવિવાર હોવાથી હું મચ્છી ખાવાનો નથી.

આ વાત સાંભળી હસતાં હસતાં હારાધનના કપાળમાંનો ચાંલ્લો આંગળી કરીને દીનાનાથે તારિણીચરણને દેખાડયો.

તારિણીચરણ મ્હોંમાંનો ધુમાડો બ્હાર કાઢી બોલ્યાઃ–"અજાયબીની વાત છે! હું તો એમના જેવા હિંદુ ધર્માવલંબીને ફિરંગી ધારતો હતો! હૅટ નીચે ચાંલ્લો છુપાઈ રહેલો હોવાથી એ કેવી રીતે મ્હારા જોવામાં આવે? મચ્છી ખાવામાં બાધ હોય તો હું નિરામિષની વાત ઘરમાં કહી આવું છું. એ સમય દરમ્યાન આપ આ પત્ર એક વખત વાંચી જુઓ. આ પત્ર મ્હારી સદ્‌ગુણી પુત્રવધૂએ તેની

સાસુ ઉપર લખ્યો હતો. પત્ર વાંચી આપ સઘળું સમજી શકશો."

આમ કહી તારિણીચરણ દીનાનાથના હાથમાં પત્ર આપી ઉપર ગયા તથા ગૃહિણીને તેમણે કહ્યું:-"અરે સાંભળે છે કે? પેલા વેશધારી ફિરંગીની હૅટ નીચે ચાંલ્લો છે તથા તે રવિવારે મચ્છી ખાતો નથી! આમ છતાં તે પોતાના છોકરાનો વિધવા સાથે વિવાહ કરવા ઇચ્છે છે!!"

ગૃહિણીએ સહજ હસીને કહ્યું:-"હવે બધી અજાયબી જ જોવામાં આવશે. એના નિરામિષ ભોજનની હું વ્યવસ્થા કરું છું."

બરાબર આ વખતે અનંગ ત્યાં આવી પહોંચી. તેને જોઇ તારિણીચરણે કહ્યું:—"અનંગ! ત્હારા પિતાજી આવ્યા છે. તેમની સાથે હારાધન રાય પણ આવ્યા છે. તેઓ આજે રવિવારે મચ્છી ખાતા નથી એમ ત્હારી ફોઇબાને કહી પછી અહીં આવ. મ્હારે તને એક વાત કહેવાની છે."

અનંગ પોતાના પિતાની અને હારાધનની વાત સાંભળી હસતી હસતી ચાલી ગઈ અને અલ્પકાળમાં જ પાછી આવી. પછી તારિણીચરણે કહ્યું—"તેઓ શા માટે આવ્યા છે એ તું જાણે છે કે?"

અનંગે મસ્તક નમાવી ઉત્તર આપ્યો:—"ના."

"જો સાંભળ-તેઓ તને પકડી લઇ જવા માટે આવ્યા છે. ત્હારા પિતા ત્હારી સાથે હારાધનના પુત્રનો વિવાહ સંબંધ કરવાના છે અને તેથી તેઓ તને લઇ જવા આવ્યા છે. બેટા! ત્હારી જો ઇચ્છા હોય તો તું ખુશીથી ત્હારા પિતાની સાથે જા."

આ વાક્યો સાંભળી અનંગ રડી પડી. નેત્રોમાંનું અશ્રુજળ સાફ કરતાં તેણે કહ્યું:—"મ્હારે જો જવું હોત તો એ વાત જાણી હું અત્રે શામાટે ચાલી આવત? મ્હેં અત્રે આવી આપનો આશ્રય સ્વીકાર્યો છે. કૃપા કરી આપ મ્હને ત્યાં મોકલશો નહિ."

તારિણીચરણ બોલ્યાઃ—"ત્હારી વાત સાંભળી હું ઘણો સંતુષ્ટ થયો છું. ત્હારા જેવી સતીલક્ષ્મીના મુખમાંથી હું આવી જ વાત સાંભળવાની આશા રાખતો હતો. આજે સ્હાંજે ત્રણ વાગ્યે કલેક્ટર સાહેબનાં મેમ તને મળવાને આવશે. તેઓ આવીને ત્હારો વિચાર પૂછે ત્યારે પણ તું આવો જ ઉત્તર આપજે."

"જરૂર આપીશ."

તારિણીચરણ ક્ષણ કાળ સુધી કાંઈ વિચારીને બોલ્યાઃ—"જો સાંભળ, મેમસાહેબને ત્હારો વિચાર સ્પષ્ટતાથી જણાવજે. ત્હારા પિતાએ અને હારાધને કલેક્ટર સાહેબ પાસે જઈ મ્હારી વિરુદ્ધ ઘણી ખોટી હકીકત કહી છે. સાહેબને તેમણે કહ્યું છે કે, હું અશિક્ષિત, અનુદાર તથા મૂર્ખ છું. સાહેબ નારાજ ન થાય એ પણ સંભાળવાનું છે. બધી બાજુનું રક્ષણ થાય તે પ્રમાણે વિચારીને તું બોલજે. પુનર્વિવાહ કરવાનો ત્હારો બિલકુલ વિચાર નથી એમ તું સ્પષ્ટતાથી જણાવજે. તેઓ અનેક પ્રકારે સમજાવી ત્હારી સંમતિ લેવાનો પ્રયત્ન કરશે. તું વારંવાર ના કહીશ તો તેઓ એમ સમજશે કે મ્હેં તને બધું શિખવી રાખ્યું છે. પ્રથમ તું સાફ ના કહેજે અને પછી જરૂર જણાય તો છેવટે એમ કહે જે કે 'મ્હને આ વાતનો વિચાર કરવા માટે છ માસનો વખત આપો.' એમ કહેવાથી સઘળી બાજૂનું રક્ષણ થશે, સમજી?"

અનંગે મૃદુસ્વરે કહ્યુંઃ—"હા સમજી."

"ઠીક ત્યારે. ત્હારા પિતાઓને ભોજન કરાવવાની વ્યવસ્થા કર."

ગૃહિણી હસીને બોલીઃ—"મ્હારી અનંગને કેટલા પિતા છે તે આમ બોલો છો?"

તારિણી:—કેમ, હું પણ એનો પિતા જ છું ને ?

અનંગ હસતી હસતી નીચે ઉતરી ગઈ. જતી વખતે માર્ગમાં તેણે તેની નણંદ નૃત્યકાળીને જોઇને કહ્યું—"બ્હેન! સાંભળો છો કે? મેમસાહેબ આજે આપણે ઘેર આવવાનાં છે. કેમ કેવી મજા પડશે ?!"

નૃત્યકાળી હવે મ્હોટી થઈ હતી. તેનો ચહેરો, નાક, મ્હોં, આંખો, બધું સુંદર હતું. તેની મુખમુદ્રા ઘણા અંશે શૈલેન્દ્રને મળતી આવતી હતી. શરીરનો રંગ પણ તેના જેવો જ તેજસ્વી શ્યામ હતો. એ શ્યામ વર્ણને લીધે અને કાંઇક શૈલેન્દ્રના આકસ્મિક મરણને લીધે તેના વિવાહની વ્યવસ્થા હજી સુધી થઇ નહોતી. અનંગ સાથે તેની ઘણી પ્રીતિ હતી. અનંગની વાત સાંભળી તે બોલી:—"ભાભી, મેમસાહેબ આપણે ઘેર શામાટે આવે છે ?"

"તમારો વિવાહ નક્કી કરવા આવે છે!"

"જુઓ પાછી એવી વાત બોલ્યાં કે ?"

આવી રીતે આલાપ કરતી કરતી તેઓ બન્ને રસોડા તરફ ગઇ.

## પ્રકરણ ૪ થું

### અનંગ અને મિસ કેરી

બરાબર ત્રણ વાગ્યે કલેકટર સાહેબની ગાડી તારિણીચરણના મકાનના દ્વાર આગળ આવી ઉભી રહી અને ત્રણ ઇંગ્રેજ મહિલાઓ ગાડીમાંથી નીચે ઉતરી. એ ત્રણ મહિલાઓમાં એક મિસિસ ગુડહાર્ટ હતી, બીજી મિસ ગુડહાર્ટ (કલેકટરની બ્હેન) હતી અને

ત્રીજી સ્થાનીય મિસનરી લૅડી–મિસ કેરી હતી. કલેકટર સાહેબની સ્ત્રી અને તેમની બ્હેન દેશી ભાષા બરાબર સમજી શકતી નહોતી તેથી તેઓ મિસ કેરીને સાથે લઇ આવી હતી. મિસ કેરીનો પ્રથમથી જ તારિણીચરણ સાથે ઘણો સંબંધ હતો. ત્રણે રમણીઓ ગાડીમાંથી ઉતરી એટલે તારિણીચરણ, દીનાનાથ અને હારાધને તેમનો સત્કાર કર્યો અને તારિણીચરણે બીજા બન્ને જણનો તેમને પરિચય આપ્યો. મિસ કેરીએ તારિણીચરણને કહ્યું:–" You have grown so old lately!" ( આપ એકદમ આવા વૃદ્ધ થઇ ગયા છો! ) એકાએક વૃદ્ધ થવાનું કારણ પુત્રશોક હતું.

તારિણીચરણે એ વિષાદની સ્મૃતિને હસવામાં ઉડાવી દઇ કહ્યું:– " But you are as young as ever!!" ( આપ હમ્મેશાં યુવતી છે! )

આ વાક્ય સાંભળી મિસ કેરીએ તેમના તરફ વિદ્રુપયુક્ત ક્રોધ કટાક્ષ ફેંક્યો તથા બીજી બન્ને મહિલાઓ હસી પડી. મિસ કેરીની ઉમ્મર લગભગ પીસ્તાળીસ વર્ષની હતી.

તારિણીચરણ તેમને સાથે લઇ એક સુસજ્જિત ઓરડામાં ગયો. ત્યાં એક લીલા રંગની બનાતથી ઢાંકેલા મ્હોટા ગોળ ટેબલની ચારે બાજૂએ ઘણા કોચ–ખુરસીઓ–સૉફા ગોઠવી રાખેલાં હતાં. ઘરની જમીન ઉપર શેતરંજી બિછાવેલી હતી. દિવાલ ઉપર અનેક જાતની સુંદર વિલાયતી છબીઓ ટાંગેલી હતી. બારી અને બારણાં ઉપર રંગબેરંગી મૂલ્યવાન્ પર્દા ઝૂલતા હતા. ટેબલ ઉપર ચાંદીની ફુલ-દાનીમાં ફુલોની કેટલીક કલગીઓ હતી. બન્ને બાજૂએ કાચની બે આલમારીઓમાં અનેક ઈંગ્રેજી અને બંગાળી પુસ્તકો તથા બીજી એક કાચની આલમારીમાં જૂદી જૂદી જાતનાં શિલ્પકામ કરેલાં સુંદર

રમકડાં ગોઠવી રાખ્યાં હતાં. ઘરનો ઘણો ખરો સરસામાન તારિણી-ચરણે અનેક સાહેબ લોકોની પાસેથી ખરીદેલો હતો. મહિલાઓ આસનપર બેઠી એટલે તારિણીચરણે ઇંગ્રેજીમાં કહ્યું:-"મિસ કેરી ! આપ તો જાણો છો કે મ્હારી સ્ત્રી હમ્મેશાં બીમાર રહે છે. વાના રોગને લીધે તે ઉઠી શકતી નથી. મ્હારા શૈલેન્દ્રના મૃત્યુ પછી તો તે મૃતપ્રાય થઇ ગઇ છે. તે પોતે આપનો સત્કાર કરવા આવવાને અશક્ત છે, તેથી આંતરિક દુઃખ નિવેદન કરે છે. મ્હારા પરમ સૌભાગ્યની વાત છે કે, મિસ્ટર ગુડહાર્ટ અને મિસ ગુડહાર્ટ આ ગરીબની ઝુંપડીમાં પધાર્યાં છે. આપને વિશેષ શું કહું ? આપની સાથે તો મ્હારી ઘણા વખતથી બંધુતા છે."

મિસ કેરીએ અગ્રણી થઇ કહ્યું:—

"તારિણીબાબુ! આપ એટલા માટે દુઃખી થશો નહિ. અમે સર્વ આપની સ્ત્રીના દુઃખે દુઃખિત છીએ. તેમને આપ અમારી આંતરિક સહાનુભૂતિ જણાવજો. આપ ઉભા કેમ રહ્યા છો, બેસોને."

તારિણીચરણ અને તેના બન્ને અતિથિ બેઠા. ઉપર ખેંચવાનો પંખો ચાલતો હતો. પંખાની હવાથી સુસ્નિગ્ધ વિલાયતી એસેન્સની સુગંધથી એ ઓરડો આમોદિત થયો હતો. મિસ કેરીએ પૂછ્યું:-"આપની પુત્રવધૂ ક્યાં છે ?"

તારિણીચરણે ઇંગ્રેજીમાં કહ્યું-"તે હમણાં આવશે; પરંતુ મિસ કેરી ! મ્હારી એક વિનંતિ છે. મ્હેં આપ સર્વને માટે ચ્હાપાણી તૈયાર રખાવ્યાં છે. કૃપા કરીને રજા આપો તો એ સઘળું મંગાવું."

આ વાત સાંભળી મિસિસ ગુડહાર્ટે કહ્યું:-"Oh thank you very much, Tarini Babu. It is very kind of you. But we don't wish to take tea now."

( તારિણીબાબુ, આપને ધન્યવાદ આપું છું. આ આપનો ઘણો અનુગ્રહ છે, પણ હમણાં ચ્હા પીવાની અમારી ઇચ્છા નથી. )

તારિણીચરણે બીજી વખત ઈંગ્રેજીમાં કહ્યું:–" જી, અમારા હિન્દુના ઘરમાં કોઇ મહેમાન આવે અને જો કાંઇ ખાય નહિ તો ગૃહસ્થનું તેથી અકલ્યાણ થાય છે એવી મ્હારી માન્યતા છે. મ્હારું આયોજન અતિ સામાન્ય છે. આપ કૃપા કરીને આજ્ઞા આપો. "

પછી ત્રણે મહિલાઓએ અરસ્પરસ નેત્રસંકેત કર્યો અને મિસ કેરીએ ઇંગ્રેજીમાં કહ્યું:–" તારિણીબાબુ! એક વખત આપના હાથમાં પડયા પછી છૂટી શકાય એમ નથી એ અમે સારી રીતે જાણીએ છીએ. ઠીક, લાવવા કહો. "

પછી તારિણીબાબુની ઇશારતથી, ઇજાર, ચાપકાન અને ફેંટા પહેરી બનેલા–ઠનેલા એક બટલરે મ્હોટા ચાંદીના ટાટમાં ત્રણ પ્યાલા ચ્હા, કેક, બિસ્કીટ અને જૂદી જૂદી જાતનાં ફળ–મેવો લઇ આવી ટેબલ ઉપર મૂકયું. મહિલાઓએ ચ્હા પીધી અને બીજી કેટલીક વસ્તુઓ મુખમાં મૂકી. ચ્હા તથા નાસ્તો થઇ ગયા પછી બટલર ટેબલ સાફ કરી ગયો. મિસ કેરીએ મુખ સાફ કરતાં કરતાં કહ્યું:–

" હવે તમારી પુત્રવધૂને બોલાવો, તારિણીબાબુ. "

આ વખતે દીનાનાથ, હારાધન અને તારિણીચરણ બ્હાર નીકળ્યા અને અલ્પ કાળ પછી તારિણીચરણે અનંગને અંદર લઇ જઇ તેને બતાવીને કહ્યું:–" આ મ્હારી પુત્રવધૂ છે. અનંગ! તું આ ખુરસી ઉપર બેસ. શર્માય છે શા માટે? હું બ્હાર જાઉં છું. હું હાજર હોઇશ તો કદાચ આપની સાથે એ ખુલ્લા મનથી વાત કરી શકશે નહિ. "

આમ કહી તારિણીચરણ પણ બ્હાર ચાલ્યો ગયો.

અનંગે એક સ્વચ્છ સફેદ વસ્ત્ર તથા એક સફેદ ચોળી પહેર્યાં હતાં. તે મુખ ઢાંકી જડસડ બનીને બેસી રહી. તેની આવી સ્થિતિ જોઇને મિસ કેરીએ પેલી બન્ને મહિલાઓને કહ્યું:–"She appears to be very shy" ( એ ઘણી શર્માળ જણાય છે. )

પછી તેણે અનંગને વિશુદ્ધ સાધુભાષામાં કહ્યું:—"ઓ મ્હારી પ્રિય બાળિકા, આવી રીતે ત્હારું મ્હોં કેમ ઢાંકી રાખે છે? અમને જોઇને તું શા માટે શર્માય છે? ત્હારું મ્હોં ઉઘાડ જોઇએ!"

અનંગે પોતાના મસ્તકપરનું વસ્ત્ર પાછળ ખેંચ્યું અને 'મ્હારી પ્રિય બાળિકા' સંબોધન સાંભળી મહાકષ્ટે તેણે હસવું રોકી રાખ્યું.

મિસિસ ગુડહાર્ટે અસ્ફુટ સ્વરે કહ્યું:—"A very pretty girl! Just look at the cut of her face—like a Grecian statue" ( ઘણી સુંદર બાળિકા છે. એના મુખની આકૃતિ જુઓ, જાણે કે બરાબર ગ્રીસની ભાસ્કરમૂર્તિ! )

મિસ કેરીએ કહ્યું:—"Her colour is pink-white,–much fairer than that of an average Bengali girl." ( એના શરીરનો રંગ ખુલ્લો ગુલાબી છે. સચરાચર જે સઘળી બંગાળી બાળિકાઓ નજરે પડે છે તેમના કરતાં ઘણો સુંદર છે.)

આ સમયે ચુન્ની અને નની આવી અનંગ પાસે ઉભા રહ્યા. તેમણે આજે સિલ્કના કોટ પહેર્યા હતા; મેમસાહેબને એ કોટ દેખાડયા વગર કેમ ચાલે?

મિસિસ ગુડહાર્ટે કહ્યું:—"But what a pity–such a beautiful girl condemned to eternal widow–hood!" ( પણ આવી એક સુંદર બાળાને જીવનપર્યંત વિધવા થઇ રહેવું પડે એ ઘણા દુઃખનો વિષય છે! )

ત્યાર પછી તેમની વચ્ચે જે વાતચિત થઇ તેનો ગુજરાતી અનુવાદ આપવામાં આવે છે.

મિસ ગુડહાર્ટે પૂછ્યું:—" એણે પહેરેલાં કપડાં તદ્દન સફેદ કેમ છે ?"

મિસ કેરીઃ—વિધવા સ્ત્રીઓ સફેદ કપડાં પહેરે છે; કેમકે એ પવિત્રતાનો દેખાવ છે ("emblem of purity")

મિસ ગુડહાર્ટ—એતો ઘણો સારો વિચાર છે. ("a very nice idea")

મિસિસ ગુડહાર્ટ:—પણ શરીર ઉપર એકે અલંકાર કેમ દેખાતો નથી ?

મિસ કેરીઃ—વિધવાઓ ઘરેણાં પહેરતી નથી; હિન્દુઓમાં એવો રિવાજ છે.

મિસિસ ગુડહાર્ટ:—કિન્તુ આવી ન્હાની ઉમ્મરની વિધવાઓ ઉપર એટલી બધી કઠોરતા હોય એ ઘણો નિર્દય વ્યવહાર કહેવાય.

મિસ કેરીઃ—એમાં શો શક? બાળિકા ! ત્હારું નામ શું છે?

અનંગે શર્માઇને કહ્યું:—" અનંગમોહિની."

" આ બન્ને બાળક કોણ છે ?"

" મ્હારા જ્યેષ્ઠના પુત્રો છે."

" જ્યેષ્ઠ કોને કહો છો ?"

"સ્વામીના મ્હોટા ભાઇને."

" તું લખવું વાંચવું જાણે છે ?"

" બંગાળી લખવું વાચવું શિખી છું."

" ત્હેં ક્યાં ક્યાં પુસ્તક વાંચ્યાં છે ?"

"સીતાનો વનવાસ, મેઘનાદવધ કાવ્ય, વૃત્રસંહાર તથા એવાં બીજાં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે."

"ઉત્તમ—ત્યારે તો ત્હેં ઘણો સારો અભ્યાસ કર્યો છે." (મિસિસ ગુડહાર્ટ તરફ જોઇને) "She appears to be well up in Bengali Literature." (અનંગ તરફ જોઇને) "ત્હેં કયી સ્કૂલમાં વિદ્યાભ્યાસ કર્યો હતો?"

"હું ઘેર મ્હારા પતિદેવતા પાસે જ અભ્યાસ કરતી હતી."

"ઠીક, તું અલંકાર કેમ પહેરતી નથી?"

"વિધવાથી અલંકાર પહેરી શકાય કે?"

"કેમ ન પહેરી શકાય તે કહે જોઇએ."

"વિધવા કોને માટે અલંકાર પહેરે? હિન્દુ રમણીઓ સ્વામીના સંતોષ માટે જ અલંકારો પહેરે છે, સુસજ્જિત થાય છે. બ્હારના લોકોને દેખાડવા માટે તેઓ તેમ કરતી નથી."

મિસ કેરીએ જ્યારે આ વાતચિતનો ભાવાર્થ બીજી બે મહિલાઓને ઇંગ્રેજીમાં સમજાવી દીધો ત્યારે મિસિસ ગુડહાર્ટે મસ્તક હલાવ્યું. પછી મિસ કેરીએ અનંગને પુનઃ પૂછ્યું:—"ત્હારા પતિ તને બહુ ચ્હાતા હતા કે?"

"હા."

"આ વખતે અનંગનાં નેત્રોમાં ઝળઝળીઆં આવી ગયાં. એ પ્રકાર જોઇ મિસ કેરીએ કહ્યું:—"પરંતુ એ તો ચાલ્યા ગયા છે અને ફરીથી કોઇ પણ રીતે આવનાર નથી. તેમને માટે રુદન કરવાથી હવે શું થાય તેમ છે? એમ સાંભળ્યું છે કે, ત્હારા પિતા ત્હારો પુનર્વિવાહ કરવા ઇચ્છે છે. મ્હારી ઉત્તમ બાળિકા! તું પુનર્વિવાહ કરવા રાજી છે કે?"

અનંગે ધૃણાથી માથું હલાવી દઢસ્વરે કહ્યું:—" ના."

મિસ કેરીએ આ વાતનો ભાવાર્થ ઇંગ્રેજીમાં સમજાવી દીધો. હવે પછી જે જે વાતચિત થઇ તેના પ્રત્યેક પ્રશ્ન અને ઉત્તરનો ઇંગ્રેજીમાં અનુવાદ કરી સંભળાવ્યો.

તેણે અનંગને ફરીથી કહ્યું:—" તું સંપૂર્ણ વિચાર કરીને ઉત્તર આપ."

આ વખતે અનંગનું મ્હોં ઉઘડ્યું. તેણે સહજ ઉષ્ણભાવથી કહ્યું:—"મ્હેં સંપૂર્ણ વિચાર કરી જોયો છે. મ્હારા પતિદેવ મૃત્યુ પામ્યા નથી. તેઓ મ્હારી પહેલાં સ્વર્ગરાજ્યમાં જઇ મ્હારી રાહ જુએ છે. આપના બાયબલમાં પણ એવું લખેલું નથી કે?"

મિસ કેરી આ ન્હાની બાળિકાના મુખમાંથી આવા શબ્દો સાંભળી અવાક્ થઇ ગઇ અને બીજી બે મહિલાઓને વાત સમજાવતાં તેણે કહ્યું:—" She says her husband is not dead but gone before."

અનંગનું મ્હોં ઉઘડી ગયું હતું. વિશેષમાં તેણે કહ્યું:—" વળી એમ ધારો કે મ્હારા સ્વામી ખરી રીતે સ્વર્ગવાસી થયા છે; પણ હું તેમને પુષ્કળ ચ્હાતી હતી. મ્હારો એ પ્રેમ શું પુતળાંની રમત હતો? આપના સમાજમાં પતિપ્રેમનો આદર્શ કેવો છે એ સંબંધી હું કાંઇ કહી શકતી નથી; પરંતુ મ્હેં સાંભળ્યું છે કે આપનામાં પણ એવા પ્રકારની મહિલાઓ છે કે જેઓ એક જ વ્યક્તિને ચ્હાઇને તેને માટે પોતાનું સમસ્ત જીવન પસાર કરે છે."

આ વાતનો મિસ કેરીએ જ્યારે અનુવાદ કરી સમજાવ્યો ત્યારે મિસિસ ગુડહાર્ટ મિસ ગુડહાર્ટની સ્હામે જોઇ હસી; કારણ કે તેની પણ એવી જ સ્થિતિ હતી. પછી મિસ કેરીએ કહ્યું:—"પણ બાળિ-

કા ! હમણાં ત્હારે બીજી એક વાતનો વિચાર કરવાની જરૂર છે. ત્હારી હજી બાલ્યાવસ્થા છે. અમારા સમાજમાં ત્હારા જેટલી ઉમ્મરની બાળિકાઓ તો રમત ગમત અને કૂદાકૂદ કરતી ફર્યા કરે છે. વિવાહ એટલે શું એ પણ તેઓ જાણતી નથી. હજી ત્હારે ત્હારા યૌવનનો કાળ પસાર કરવાનો છે. યૌવનકાળ જ યથાર્થ સુખનો સમય છે. દરેક વ્યક્તિના મનમાં એ વખતે સુખ ભોગવવાની ઇચ્છા થાય છે. તું પુનર્વિવાહ નહિ કરે તો ત્હારે ત્હારો યૌવનકાળ ઘણા દુઃખમાં પસાર કરવો પડશે એ તું જાણે છે કે ?"

અનંગે કહ્યું:—"સ્વામીના સહવાસનું સુખ હવે મ્હને મળવાનું નથી એ હું સારી રીતે સમજું છું; પરંતુ એ સુખ શું દરેક સ્ત્રીના ભાગ્યમાં હોય છે કે ? આપ પણ એ સુખ ક્યાં મેળવી શક્યાં છો ?"

આ વાત સાંભળી મિસ કેરી હસી પડી. બીજી બે મહિલાઓને તેણે આ વાત સમજાવી એટલે મિસિસ ગુડહાર્ટ હસતાં હસતાં બોલી:—"You have been rightly served" ( આપને પણ યોગ્ય ઉતર મળ્યો છે ).

પછી મિસ કેરીએ કહ્યું:—"મ્હેં મ્હારી ઇચ્છાથી જ લગ્ન કર્યું નથી. મ્હેં ખ્રિસ્તધર્મનો પ્રચાર કરવાનું જીવનવ્રત સ્વીકાર્યું છે, તેથી જ હું પરણી નથી."

અનંગઃ—પણ આપ પરણેલા નથી તેથી આપને કાંઇ દુઃખ થાય છે કે ?"

"ના કાંઇ દુઃખ થતું નથી."

"ત્યારે મ્હને પણ શું દુઃખ થશે ? આપની માફક મ્હારે પણ જીવનમાં ઘણાં કામ છે."

"શાં કામ છે ?"

"આ ઘરમાં જ મ્હારે પુષ્કળ કામ છે. મ્હારાં સાસૂ સસરાની સેવા ચાકરી કરવાનું, આ બે છોકરાને ઉછેરવાનું, સંસાર ચલાવવાનું અને મદન ગોપાળની સેવા—"

"એ વળી શું?"

"આ ઘરમાં મદનગોપાળ છે, તેમની ભક્તિ કરવાનું-પ્રેમ કરવાનું કામ."

મિસ કેરીએ આ વાતનો અનુવાદ કરી સમજાવ્યો કે:—"There is a young man in the house named Madan Gopal, whom she loves" (આ ઘરમાં મદન ગોપાળ નામનો એક છોકરો છે તેને એ ચહાય છે.)

આ અનુવાદ સાંભળી બન્ને મહિલાઓ ચમકી ઉઠી. મિસિસ ગુડહાર્ટ બોલી:—"Perhaps this is why she ran away from her father's house at the marriage proposal. I now see it quite clear. But this is must shamefull!" (એમ લાગે છે કે આટલા માટે જ એ વિવાહની વાતથી તેના બાપને ઘેરથી નાસી આવી છે. હવે હું ઘણી સ્પષ્ટતાથી સમજી શકી છું; પણ આ ઘણી શર્મની વાત છે.)

મિસ ગુડહાર્ટ પણ ઘૃણાસૂચક સ્વરે કહ્યું:-"It's shameful indeed!" (આ ખરેખર શર્મની જ વાત છે.)

"મિસ કેરીએ પુનઃ પ્રશ્ન કર્યો:-"મદનગોપાળ કોણ છે?"

અનંગ:—મદનગોપાળ ઠાકોર છે."

મિસ કેરીએ એનો અનુવાદ કર્યો-"He is a Brahmin lad." (મદનગોપાળ એક બ્રાહ્મણનો છોકરો છે.)

ફરી પ્રશ્ન થયો-"એ ત્હારો શું થાય?"

"ઠાકોર વળી શું થાય? પણ મ્હારાં ફોઈબા તેમને પુત્રની માફક ચ્હાય છે."

એનો અનુવાદ થયો કેઃ-"The young man is loved as a son by her aunt."

"ત્યારે તમે તેનો વિવાહ કેમ કરતાં નથી?"

આ પ્રશ્ન સાંભળી અનંગ હસી પડી. તેનું હસવું જોઇને મહિલાઓને ઘણું માઠું લાગ્યું મિસ કેરીએ મિસિસ ગુડહાર્ટના કાનમાં કહ્યું:—"She won't marry him perhaps for fear of scandal." (એમ લાગે છે કે, કલંકના ભયથી એ તેને પરણવા ઇચ્છતી નથી.)

અનંગ મિસ કેરીના અદ્ભુત પ્રશ્ન સાંભળીને તથા ત્રણે મહિલાઓના મુખભાવ જોઇને સમજી ગઈ કે કાંઇ ઘોટાળો થયો છે તેથી તેણે મિસ કેરીને કહ્યું:—"મદનગોપાળ જોવા છે કે?"

મિસ કેરીએ કહ્યું—"ઠીક, તેને બોલાવો."

અનંગ હસીને બોલીઃ—"એ તો ઠાકોર છે–અહીં આવી શકે તેમ નથી. મ્હારી સાથે આવો તો બતાવું. આ દાદર ઉપરથી અગાસીમાં ચાલો. એ સ્થળે એક ન્હાની ઓરડી હોઇ ત્યાં તેઓ છે."

પછી મદનગોપાળ ઠાકોરને જોવા માટે એ ત્રણે ઇંગ્રેજ મહિલાઓને ઘણું કૌતૂહલ થયું. તેઓ ઉઠી. અનંગ આગળ માર્ગ દેખાડી તેમને અગાસી ઉપર લઈ ચાલી.

તારિણીચરણની ભગિની યશોદાદેવી ન્હાની ઉમ્મરે વિધવા થઇ હતી. તેને માત્ર એક પુત્ર હોઈ તે પાંચ વર્ષની ઉમ્મરે મરી ગયો

હતો. એ વખતથી યશોદા એક રીતે જોવા જતાં સંસારથી વિરક્ત થઇ હતી. તે પોતાનો ઘણોખરો સમય પૂજાપાઠમાં પસાર કરતી હતી. અહીં આવ્યા પછી તેને તારિણીચરણના ગૃહસ્થાશ્રમની સંભાળ રાખવી પડતી હતી; પરંતુ અવકાશના વખતે તે આ ઠાકોરજીની ઓરડીમાં આવી બેસતી હતી. ધીમે ધીમે મદનગોપાળના પ્રત્યે તેને વાત્સલ્યભાવ ઉપજ્યો હતો અને તેથી જ અનંગે એમ કહ્યું હતું કે તેની ફોઇમા મદનગોપાળને છોકરાની માફક ચ્હાય છે. હમણાં તે ગ્રીષ્મની વિશેષતાને લીધે ઠાકોરજીની ઓરડીમાં ઉભી ઉભી મદનગોપાળને પંખાથી પવન નાંખતી હતી. એ સમયે અનંગ પેલી મહિલાઓની સાથે અગાસી ઉપર આવી અને બ્હારથી આંગળી લાંબી કરી એ વિચિત્રમણિભૂષણમંડિત, કુસુમદામશોભિત, મહા તેજોમય મદનગોપાળની મૂર્ત્તિ દેખાડી દીધી.

એ મૂર્ત્તિ જોતાંની સાથે મિસિસ ગુડહાર્ટ વગેરે મ્હોટેથી હસી પડી. હસવાનો વેગ રોકીને મિસિસ ગુડહાર્ટે મિસ કેરીને વિનોદમાં કહ્યું–

" I must congratulate you, Miss Carey, on your consummate mastery over colloquial Bengali ! " (પ્રચલિત બંગાળી ભાષા ઉપર આપનો આશ્ચર્યજનક અધિકાર જોઇ મિસ કેરી, હું તમને મુબારકબાદી આપું છું ! )

મિસ કેરીએ હસતાં હસતાં કહ્યું:–" Madan Gopal–Madan Gopal–I know one Madan Gopal Goswami, a rich Zamindar of Serampur. How could I know that Madan Gopal is the name of this hedious idol !" (મદનગોપાળ–મદનગોપાળ હું તો એક મદનગોપાળ ગોસ્વામીને ઓળખું છું, તેઓ શ્રીરામપુરના એક ધનાઢ્ય જમીનદાર

છે. હું કેવી રીતે જાણું કે, આ ભયંકર દેખાતા પુતળાનું નામ પણ મદનગોપાળ છે ! )

મિસ કેરીએ અનંગને કહ્યું:-"તમારા મદનગોપાળને પંખો નાખે છે એ કોણ છે?"

અનંગે ઉતર આપ્યો:-"મ્હારાં ફોઇબા છે, તેઓ મદનગોપાળને પુત્રની માફક ચ્હાય છે."

"ત્યારે તમે તેને કોની માફક ચ્હાશો? સ્વામી માફક કે?"

અનંગ શર્માઇને બોલી:—"ભગવાન્ જગતના સ્વામી છે. આપણા સર્વના એ સ્વામી છે. જો હું તેમને એવી રીતે ચ્હાઇ શકું તો મ્હારું જીવન સાર્થક થાય તેમ છે."

મિસ કેરીએ આ સઘળી વાતનો એવી રીતે અનુવાદ કરી સમજાવ્યો કે:-"She is expected to love this stone image like a live husband, as that other woman is supposed to love it as her child. Is it not a rather gloomy prospect for such a young girl?"

મિસિસ ગુડહાર્ટે કહ્યું—"certainly" (નિશ્ચય.)

આ પ્રમાણે વાત કરતી કરતી તેઓ નીચે ઉતરી. અનંગ પણ તેમની પાછળ પાછળ આવી અને સર્વ પાછી એ સુસજ્જિત દિવાનખાનામાં બેઠી.

પછી મિસ કેરીએ કહ્યું:—"મ્હારી પ્રિય બાળિકા, હજી પણ એક વખત તું બરાબર વિચાર કરી જો. તું ત્હારા મૂલ્યવાન્ જીવનનો આવી રીતે નાશ કરીશ નહિ."

આ વખતે અનંગે પોતાના શ્વસુરના ઉપદેશનું સ્મરણ કરી

કહ્યું:—"ઠીક છે, હું બરાબર વિચાર કરી જોઇશ. મ્હને છ માસનો અવકાશ આપો. છ માસ પછી હું મ્હારો ચોક્કસ વિચાર જણાવીશ."

મિસ કેરીએ આ વાક્યોનો અનુવાદ કરી સમજાવ્યો એટલે મિસિસ ગુડહાર્ટ પ્રસન્ન થઇ બોલી:-"She is a good girl. She may come round after all." (આ છોકરી ઘણી ભલી છે. છેવટે તેનો વિચાર ફરી પણ શકે.)

આમ કહીને તે ઉઠી. તારિણીચરણ આવી તેમને બ્હાર લઇ ગયા. દીનાનાથ અને હારાધન આવીને તેમને મળ્યા. દીનાનાથને જોઇને મિસિસ ગુડહાર્ટે કહ્યું:-"Your daughter is a good girl. She wants six months' time to think over the marriage proposal. There is no need to be in a hurry about it. She is still very young." (આપની પુત્રી ઘણી સારી છે. વિવાહ સંબંધીનો વિચાર કરવા માટે એ છ માસની મુદત માગે છે. આ વિષયમાં ઉતાવળ કરવાની જરૂર નથી. હજી તેની ઉમ્મર ઘણી ન્હાની છે.)

દીનાનાથે મેમસાહેબને ધન્યવાદ આપ્યો. હારાધન તો મનમાં ને મનમાં બળી ઉઠ્યો. થોડા સમય પછી તેણે મિસિસ ગુડહાર્ટને કહ્યું:-"We thank you very much, madam, for your kind offices; but the question is, will my son wait so long?" (આપે કરેલા આ ઉપકાર માટે અમે આપને ઘણો ધન્યવાદ આપીએ છીએ; પરંતુ વાત એ છે કે, મ્હારો પુત્ર શું એટલા દિવસ સુધી પરણ્યા વગરનો રહેશે?)

મિસિસ ગુડહાર્ટ:—Yes, it would be worth his while to do so. She is a very good girl. (હા,

આપનો પુત્ર જો રાહ જોશે તો સારું થશે. આ બાળિકા ઘણી જ સારી છે. )

પછી તારિણીચરણે માથું નમાવી મેમસાહેબને સલામ કરી. ગાડીમાં બેસતાં મિસ કેરી તારિણીચરણના તરફ જોઇને હસતાં હસતાં બોલી:-"Well, Tarini Babu, Good-bye till we meet again." ( તારિણી બાબુ હવે વિદાય થઇએ છીએ, આપણી પુનઃ મુલાકાત થશે. )

---

## પ્રકરણ ૫ મું

---

### ભૂલ સમજાઇ

દીનાનાથ હારાધનની સાથે સંધ્યાકાળની છ વાગ્યાની ગાડીમાં જવા માટે સ્ટેશન ઉપર ગયો. ગાડીને હજી વિલંબ હતો તેથી તેઓ પ્લૅટફૉર્મ ઉપર ફરવા લાગ્યા.

હારાધને કહ્યું:-" ભાઇ! વૃથા ફેરો પડ્યો. કાંઇ ફળ થયું નહિ."

દીનાનાથ:—હવે શું કરવું તે કહો. પ્રયત્ન કરવામાં કાંઇ બાકી રાખ્યું નથી. સાહેબે અને તેમનાં મેમે પણ ઘણો અનુગ્રહ કર્યો છે.

"એ તો ખરું છે; પણ તારિણીચરણ જ સઘળા અનર્થનું મૂળ છે. મ્હને એમ લાગે છે કે તમારી કન્યાને તેણે પ્રથમથી જ સમજાવી રાખી હશે."

"પણ અનંગનો પ્રથમથી જ વિવાહ કરવાનો વિચાર નહોતો. એટલા માટે તેણે તેની સાસુ ઉપર પત્ર લખ્યો હતો અને પોતાની ઇચ્છાથી તે સાસરે ગઇ છે. આ વિષયમાં તારિણીચરણ કાંઇ રીતે

દોષપાત્ર નથી તેમજ મ્હેં પણ ઘણી જ ઉતાવળ કરી છે. આ જે પ્રબળ આઘાત તેના મનને લાગ્યો છે તે મટવા માટે વખત વીતવાની જરૂર છે. જુઓ, છ માસમાં તેનો વિચાર વખતે બદલાઇ પણ જાય."

"પરંતુ તે હુગલીમાં રહેશે ત્યાં સુધી તેનો વિચાર બદલાશે નહિ. તમારે ત્યાં લાવીને તેને થોડા દિવસ રાખવી પડશે. વળી હજી છ માસ સુધી હું સુધીરનો વિવાહ કેવી રીતે બંધ રાખી શકું? એ પ્રથમ તો કહેતો હતો કે, પોતાને પરણવું નથી. ત્યાર પછી ઘણી રીતે સમજાવી તેને પરણવા માટે રાજી કર્યો છે. હવે પાછો તે ફરી વાંકો થઇ બેસે તો શું થાય?"

"એણે આટલા દિવસ સુધી વિવાહ કર્યો નથી તો પછી આ છ માસ કાંઇ વિશેષ નથી."

"જોઇએ કે શું થાય છે! એ તમારી અનંગને બાળપણથી પુષ્કળ ચ્હાતો હતો એ વાત તો તમે જાણો છો. એટલા માટે જ તે વિવાહ કરવા રાજી થયો હતો."

"એમ હશે તો તે અનંગને માટે છ માસ સુધી અવશ્ય રાહ જોશે. વળી સુધીરની ઉમ્મર પણ કયાં બહુ થઇ ગઇ છે?"

"પરંતુ તમે એક વખત મ્હારી સ્થિતિનો વિચાર કરી જુઓ. ભાઇ! જો મ્હને હમણાં પેન્શન મળશે તો હું વિશેષ વખત જીવી શકવાનો નથી. તે પહેલાં છોકરાનો વિવાહ થઇ જાય તો સારું. ગૃહિણી પણ તેને પરણાવવાની ઘણી ઉતાવળ કરી રહી છે."

"આપ આમ ન બોલો. આપ હજી પણ ઘણાં વર્ષ જીવશો. આ છ માસ તો જોતજોતાંમાં ચાલ્યા જશે. ગૃહિણીને આપ સઘળી હકીકત કહીને સમજાવજો."

આ વખતે દીનાનાથની દૃષ્ટિ બીજી બાજૂ તરફ ગઇ. તેણે જોયું કે પ્લૅટફૉર્મ ઉપર એક બાજૂએ ધાબળો બિછાવી ગૈરિક વસ્ત્રધારી એક વૃદ્ધ શાન્તિથી બેઠો હતો. પોતે પૂર્વે તેને કોઇ સ્થળે જોયો હોય એમ દીનાનાથને લાગ્યું. ધીમે ધીમે એ વૃદ્ધ પાસે જઇને તેણે કહ્યું:—"મ્હને એમ લાગે છે કે આપને મ્હેં પહેલાં કોઇ સ્થળે જોયા છે !"

એ વૃદ્ધે કહ્યું:—"હા જોયો છે. કાળીગંજના કાળીમંદિરમાં આપણે મળ્યા હતા."

દીનાનાથે એ શ્યામાનંદ બ્રહ્મચારી છે એમ ખાત્રીપૂર્વક સમજી તેમને નમસ્કાર કર્યા. હારાધને પણ તેમને નમસ્કાર કર્યા. બ્રહ્મચારીએ તેમને આશીર્વાદ આપી દીનાનાથને ઉદ્દેશીને કહ્યું.

"ભાઇ! મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો છતાં ફરી એકકે વખત જઇને જોઇ પણ આવ્યા નહિ ? તમારી કીર્ત્તિ ચિરસ્મરણીય થઇ રહેશે. માની ઇચ્છાથી દીર્ઘાયુ થાઓ."

દીનાનાથ:—મ્હારા ઉપર જે દુ:ખ આવી પડ્યું છે એ આપે જાણ્યું હશે. મ્હારા જમાઇ સ્વર્ગવાસી થયા છે."

"એ બધું હું જાણું છું. આહ ! એ ઘણો સારો છોકરો હતો, પણ એવા છોકરા ભાગ્યે જ વિશેષ જીવે છે એ સ્વલ્પાયુ છે એવો તે દિવસે મ્હેં તમને આભાસ આપ્યો હતો અને એમ કહ્યું હતું કે દુ:ખ સહન કરવા માટે પોતાને તૈયાર કરો એ વાત હમણાં યાદ આવે છે કે ?"

"હા, પ્રભુ! યાદ આવે છે."

"ભાઇ ! આપણે જે દુ:ખ ભોગવીએ છીએ એને મા જગદંબાનું દાન જાણવું. તે જીવને દુ:ખના અગ્નિમાં બાળી પરમસુખ

માટે તૈયાર કરે છે. દુઃખ સુખનું પગથીઉં છે જેમ નિબિડ અરણ્યનો અંદર થોડું થોડું નીલાકાશ નજરે પડે છે તેમ ગંભીર દુઃખમાં ડુબકી ખાતાં મનુષ્ય પ્રભુને જોઇ શકે છે. પછી એ અંધકારમય અરણ્યને ભેદી ઊંચે ચઢવા માટે આકુળ વ્યાકુળ બની જાય છે. ત્યાં જતાં વિશુદ્ધ નિર્મળ તેજોમય નીલાકાશ જોઇ શકાય છે.”

આ વખતે ટિકીટ લેવાનો બેલ વાગ્યો. બ્રહ્મચારીએ કહ્યું:—

“ભાઈ! આજે આ ગાડીમાં બેસી હું કાશીધામમાં જાઉં છું. મ્હારા ગુરુદેવ ઘણા વખતથી કાશીધામમાં આવ્યા છે. હું ત્રણ માસ પછી પાછો ફરીશ. તમે એક વખત બાળબચ્ચાંની સાથે કાલીગંજ આવજો.”

દીનાનાથઃ—મ્હારી કન્યાની સ્થિતિ તો આપ જાણો છો. વળી પુત્ર પણ ક્યાં છે? એ તો પલાયન કરી ગયો છે.

બ્રહ્મચારીઃ—ભાઇ! તમને તે દિવસે જ કહ્યું હતું કે, એક છોકરો જાય છે અને બીજો છોકરો આવે છે. આ વખતે એક છોકરો ગયો અને વળી બીજો છોકરો આવશે. તમારો જમાઇ ગયો છે; હવે તમારો પુત્ર ત્વરાથી પાછો આવશે.

આમ કહી પાદુકાઓ પહેરી બ્રહ્મચારી ટિકીટ ઑફિસ તરફ ગયા. દીનાનાથ એમનાં વચન સાંભળી ચિંતાતુર થઇ ઉભો રહ્યો. તે બ્રહ્મચારીની ભવિષ્યવાણીનું સ્મરણ કરવા લાગ્યો. તે વિચારવા લાગ્યોઃ—“બ્રહ્મચારીની વાત હવે ખરી પડશે કે? મણિ શું પાછો આવશે? જો તે ખરેખર પાછો આવે તેને ગ્રહણ કરવો કે?”

કન્યા અને જમાઈદ્વારા દીનાનાથે જે સુખ મેળવવાની કલ્પના કરી હતી એ સુખનો અંત આવી ગયો હતો. અનંગ પુનર્વિવાહ માટે સંમત થઇ તેને સુખી કરે એવી આશા પણ થોડી

હતી. મણિ જો પાછો આવે તો તે શું પાછો સુખી થશે?

તેને ચિંતાતુર જોઇને હારાધને કહ્યું:–"શો વિચારો છો ભાઇ? બાવાજીની એ સઘળી લાંબી લાંબી વાતો. એ સઘળા ઢોંગી તપસ્વીઓની વાત ઉપર વિશ્વાસ રાખવો જોઇએ નહિ."

દીનાનાથ તેનાં વાક્યોનો કાંઈ ઉત્તર નહિ આપતાં વિચાર કરવા લાગ્યો. થોડા સમય પછી કલકત્તા તરફ જવાની ગાડી આવી. સેકન્ડ ક્લાસનો કમ્પાર્ટમેન્ટ શોધતા શોધતા તેઓ એક કમ્પાર્ટમેન્ટમાં ફક્ત એક જ માણસને બેઠેલો જોઈ તેમાં ચઢી બેઠા. યથાસમયે ગાડી ઉપડી.

ગાડીમાં બેઠેલો ગૃહસ્થ દીનાનાથ અને હારાધન તરફ ઘણા વખત સુધી એકાગ્રદૃષ્ટિથી જોઈ રહ્યો. પછી મ્હોં મલકાવી તે બોલ્યો: "કેમ હારાધન રાય! કેમ છો? નમસ્કાર."

હારાધન રાયે પ્રતિ–નમસ્કાર કરી તેના તરફ થોડી પળ સુધી જોઇ રહી કહ્યું:–"આપને કોઈ સ્થળે જોયા હોય એમ લાગે છે, પણ ક્યાં જોયા છે એ યાદ આવતું નથી."

"મ્હારું નામ રસમય ચટ્ટોપાધ્યાય છે. હું વર્દ્ધમાનપુરમાં વકિલાત કરું છું."

આ વાત સાંભળી હારાધન રાયનાં નેત્રો સ્થિર થઇ ગયાં. મહાકષ્ટે આત્મસંવરણ કરી તેણે કહ્યું:–"ઘણા દિવસ ઉપર હું વર્દ્ધમાનપુરમાં હતો. એ વાતને આજે વીસ વર્ષ થયાં છે; એથી આપને ઓળખી શક્યો નહિ. માફ કરજો. આપ ક્યાં જાઓ છો? ક્યાંથી આવો છો?"

"હું એક કામ માટે જાઉં છું. વૃદ્ધાવસ્થામાં લોક શાન્તિથી રહી શકે છે કે? હું મ્હારી કન્યાનો વિવાહસંબંધ કરવા ચુંચડા જાઉં છું."

દીનાનાથે તેમની વચ્ચે ચાલતી વાતચિત સાંભળી હારાધનને

ચુપકીદીથી કહ્યું:–"વર્દ્ધમાનપુરના વકિલ રસમય રાયની વાત આપે મ્હને એક વખત કરી હતી ને ?"

હારાધને પણ મૃદુસ્વરે ઉત્તર આપ્યો:–"હા, આ એ જ રસમય રાય છે!"

"ત્યારે તેઓ મરી ગયા નથી ?"

"ના."

આટલી વાત કરી હારાધન નેત્રો મીંચી બેસી રહ્યો. દીનાનાથે એ ગૃહસ્થની નજીક બેસીને કહ્યું:–"મહાશય! હું આપને એક વાત પૂછું કે ?"

"બેલાશક પૂછો."

"વર્દ્ધમાનમાં બીજા કોઇ રસમય ચટ્ટોપાધ્યાય નામના વકિલ હતા કે ?"

"હા, હતા. તેઓ આજકાલ કરતાં આઠ દશ વર્ષથી સ્વર્ગવાસી થયા છે. તેમની કમાણી ઘણી સારી હતી. તેમણે વર્દ્ધમાનમાં એક મકાન બંધાવ્યું હતું, ગિરિડીમાં એક બંગલો હતો અને મધુપુરમાં પણ એક ઘર હતું."

"તેમની પાછળ બીજું કોણ કોણ છે ?"

"તેમની સ્ત્રી અને એક કન્યા છે."

"હમણાં તેઓ ક્યાં છે એ આપ કહી શકશો ?"

"એ સંબંધી હું કાંઇ જાણતો નથી; પણ વર્દ્ધમાનમાં તેમનો જે નોકર મહાતપ વિશ્વાસ હતો તેની દેખરેખમાં મકાન છે. તેની પાસેથી આપ ઠેકાણું જાણી શકશો. મહાતપ બીલવાડી નજીક રહે છે. હારાધન રાય એ રસમયબાબુને ઓળખતા હોય એમ લાગતું નથી."

હારાધને આંખો મીંચેલી રાખીને અસ્થિર ભાવથી કહ્યું:—"ના."

"આપે વર્દ્ધમાન છોડયું ત્યાર પછી તેઓ આવ્યા હતા. થોડા દિવસમાં જ તેમની પ્રેક્ટિસ બહુ જામી હતી. તેઓ એક સાધુ-ચરિત્ર પુરુષ હતા. કેટલેક અંશે બ્રાહ્મણ મતાવલંબી હોવા છતાં તેમણે હિન્દુ સમાજનો ત્યાગ કર્યો નહોતો."

આ વખતે ગાડી ચુંચડા સ્ટેશને ઉભી રહી. રસમય રાય દીનાનાથ અને હારાધનને નમસ્કાર કરી ઝડપથી નીચે ઉતરી પડયો.

પછી દીનાનાથે હારાધનને કહ્યું:–"ત્યારે આપે જે રસમયરાયની વાત કરી હતી, જે રસમય રાયનો તેની ભાભી સાથે આડો વ્યવહાર હતો તે આ માણસ કે ?"

હારાધન આંખો ઉઘાડી બોલ્યો:–"હા, એ જ. ભાઇ ! મ્હેં તમારું કેવું અનિષ્ટ કર્યું છે!"

આમ કહી હારાધન હાથ પગ લાંબા કરી સૂઇ ગયો. તેનાં નેત્રોમાંથી અશ્રુધારાની અવિરામ વૃષ્ટિ થવા લાગી.

દીનાનાથ પાંચ મિનિટ સુધી સ્તંભિત થઇ બેસી રહ્યો. ભિન્ન ભિન્ન પ્રકારના વિચારના તરંગો એકાએક ઉત્પન્ન થવાથી તેનું મન તોફાને ચઢેલા સમુદ્રની માફક ડોલાયમાન થઇ ગયું. તેનાં નેત્રો સ્હામે સમસ્ત સંસાર જાણે કે ઉલટી જઇ વંટોળીઆની માફક આકાશમાં ઉડવા લાગ્યો. મહા કષ્ટે આત્મસંવરણ કરી હારાધનને શાન્ત કરવા તેણે કહ્યું:—

"હારાધન રાય! આપ અફસોસ કરશો નહિ. આપનો શો દોષ? આપે તો આપને જે સત્ય લાગતું હતું તે કહ્યું હતું. આટલે દિવસે હું સમજી શક્યો છું કે, મનુષ્યના ભાગ્યનો નિયન્તા એક જણ છે. મનુષ્ય તેના હાથમાં એક યાંત્રિક પુતળા જેવો છે."

હારાધન આંખો સાફ કરી બોલ્યો:–"હવે સમજ્યો ભાઇ!

પણ તમારું જે અનિષ્ટ થયું છે તે હવે કોઇ રીતે સુધરી શકે તેમ નથી!"

"શું અનિષ્ટ થવાનું હતું? પુત્રના ઉપર રોષ કરીને મ્હેં મ્હારી સઘળી મિલકતનું દાન કરી દીધું છે તેનું મ્હને બિલકુલ દુઃખ નથી. ઇશ્વરની આપેલી સંપત્તિ ઇશ્વરની ઇચ્છાથી સત્કાર્યમાં દાન કરી છે. તેનું કામ તે કરે છે. હું તો તેના હાથમાં એક યાંત્રિક પુતળા જેવો છું—હવે એ સત્ય મ્હને સ્પષ્ટતાથી સમજાય છે. ઇશ્વર છે કે નહિ તેનો મનમાં ને મનમાં પહેલાં મ્હને ઘણો સંદેહ હતો. વળી મનુષ્યની સ્વાધીન ઇચ્છાને જ હું પ્રબળ સમજતો હતો. હવે મ્હારી એ ભૂલ હું સમજી શકયો છું. એ જ મ્હને મહાન્ લાભ થયો છે. હવે જો પુત્રનો પત્તો લાગશે તથા એને ઘેર પાછો લાવી શકાશે તો મ્હારો આત્મા ઘણો શાન્ત થશે. હું હમણાં જ વર્દ્ધમાન જાઉં છું."

બરાબર આ વખતે ગાડી ચંદનનગર જઇ પહોંચી. દીનાનાથ પોતાની બૅગ અને છત્રી હાથમાં લઈ ગાડીમાંથી ઉતરી પડયો. હારાધને તેને એકલાને જવા ના કહી; પણ તેણે એ વાત સાંભળી નહિ. તેણે હારાધનને કહ્યું:—"મ્હારે ઘેર ખબર આપજે કે, હું ઘણા જરૂરી કામે વર્દ્ધમાન ગયો છું. આવતાં બે દિવસ વિલંબ થશે. આપ આ વાત બીજા કોઇને કહેશો નહિ."

યથા સમયે ગાડી ઉપડી ગઇ.

દીનાનાથે થોડા સમય સુધી ચંદનનગરના સ્ટેશને રાહ જોઇ એટલે તેને વર્દ્ધમાનની ગાડી મળી. શોધતાં શોધતાં એક આખો ખાલી ફર્સ્ટ કલાસનો કમ્પાર્ટમેન્ટ નજરે પડતાં ગાર્ડને કહી તે તેમાં ચઢી બેઠો. તેનું મન હમણાં એકાંતમાં રહેવા ઇચ્છતું હતું. ગાડીમાં બેસી વિચાર કરતાં કરતાં તેના હૃદયનું કમાટ ઉઘડી ગયું. પ્રાચીનકાળમાં

સમુદ્રમંથનથી વિષ અને અમૃત ઉત્પન્ન થયાં હતાં. દીનાનાથનું મન પણ તોફાનથી આંદોલિત થઇ ગયું હતું. તેમ થવાથી વિષ અને અમૃતની ઉત્પત્તિ થઇ. આત્મગ્લાનિ ઉત્પન્ન થવાથી વિષ ઉત્પન્ન થયું અને ઇશ્વરના ઉપર વિશ્વાસ આવવાથી અમૃત ઉત્પન્ન થયું.

વિચાર કરતાં કરતાં તેના જીવનની ઘટના વળી જાણે કે તેની આંખો આગળ પ્રત્યક્ષ થવા લાગી. એ ઘટનાવલીની આલોચના કરી જોતાં માલૂમ પડયું કે, તેણે ઘણું જ્ઞાન ઉપાર્જન કર્યું છે એ ખરું છે; પરંતુ એ જ્ઞાનથી તેના મનની અંદર બીજી એક ઉજ્વલ લાયબ્રેરી જ કેવળ ગોઠવવામાં આવી છે. તેનો આત્મા જેવા અંધકારમાં હતો એવા જ અંધકારમાં હજી પણ છે. તેણે જીવનમાં અનેક સત્કાર્ય કર્યાં છે એ ખરું છે; પણ તેનાથી તેને કેવળ ક્ષણિક આત્મ-પ્રસાદની પ્રાપ્તિ થઇ હતી; તેના આત્માની સ્થાયી ઉન્નતિ થઈ નહોતી. તેનું ચિત્ત સ્વભાવતઃ મનસ્વી ( impulsive ) હતું. તે અનેક સમયે વિચારની ઉત્તેજનાથી ચલિત થઇ કાર્ય કરતો હતો; પણ તેનામાં ધીરજથી આગળ પાછળનો વિચાર કરી કાર્ય કરવાની શક્તિ નહોતી. કોઈ એક આકસ્મિક સંકટ પ્રસંગે તે સહજમાં ધૈર્યચ્યુત થઇ જતો હતો. બીજી તરફ તેના કરતાં તેની ગૃહિણી વિમળાસુંદરીનામાં ધૈર્યનો ગુણ અનેક રીતે વિશેષ હતો. ક્રોધનું કારણ ઉપસ્થિત થતાં તે એકદમ એ ક્રોધને વશ થઇ ભવિષ્યનો વિચાર કર્યા સિવાય કાર્ય કરી નાખતો હતો. આ વખતે શોકથી તે આત્મભાન ભૂલી ગયો હતો. તેના વહેવાઇ તારિણીચરણ પણ તેની માફક મહાન્ શોકમાં પડયા હતા. શૈલેન્દ્રના જેવા સર્વગુણસંપન્ન પુત્રરત્નના અકાળ અવસાનથી ઉલટું તેમને વિશેષ શોક થવાનો સંપૂર્ણ સંભવ હતો; પરંતુ તારિણીચરણ એ મહાન્ શોકથી દીનાનાથની માફક શોકગ્રસ્ત

થયા નહોતા. તેઓ પ્રથમની માફક ઘણી હિમ્મતથી કામ કરતા હતા. તારિણીચરણમાં એ માનસિક બળ ક્યાંથી આવ્યું? ઇશ્વરમાં વિશ્વાસ હોવાથી જ તેઓ એવું માનસિક બળ મેળવી શક્યા હોય એ સંભવિત છે. વિમળાસુંદરીનો પણ ઇશ્વર ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તેણે સહનશીલતા મેળવી હતી; પણ દીનાનાથનો આટલા દિવસ સુધી ઇશ્વરપર વિશ્વાસ નહોતો; હવે વિશ્વાસ થશે કે?

જીવનની ઘટનાઓની આલોચના કરી જોતાં તે સમજી શક્યો કે, મનુષ્યની પોતાની ઇચ્છાથી કોઇ કાર્ય થઇ શકતું નથી. મહા કવિ શેક્ષપીઅર યથાર્થ કહી ગયો છે કે,—"There is Providence in the fall of a sparrow." (ચકલીના પડવામાં પણ ઇશ્વરની ભવિષ્યત્ દૃષ્ટિ વિદ્યમાન છે) હર્બર્ટ સ્પેન્સર વગેરે દાર્શનિક પંડિતો આ જગતના વ્યાપારના મૂળમાં એક અજ્ઞેય શક્તિનું અસ્તિત્વ સ્વીકાર્યા વગર રહ્યા નથી. હક્ષલી વગેરે જડવાદી વૈજ્ઞાનિક પંડિતોને પણ જડશક્તિની અંદર બીજી એક મ્હોટી ચૈતન્યશક્તિનું અસ્તિત્વ સ્વીકારવું પડ્યું છે. સૃષ્ટિનું અપૂર્વ કૌશલ શું કોઇ વખત અંધ જડશક્તિદ્વારા ચાલી શકે? કદાપિ ન ચાલે. એક અંતર્યામી ત્રિકાળદર્શી વિરાટ પુરુષનું અખંડ કર્તૃત્વ તેના મૂળ કારણમાં વિદ્યમાન છે. તેની ઇચ્છા સિવાય જગત્માં કોઇ કાર્ય થઇ શકતું નથી. એ જ મનુષ્યનો ભાગ્યવિધાતા છે, તેથી મનુષ્યનાથી કાંઇ કરી શકાતું નથી. દીનાનાથે પોતાની વિધવા કન્યાનો વિવાહ કરવા માટે ઘણો પ્રયત્ન કરેલો હોવા છતાં તેમાં તેને સફળતા મળી કે? તેના પુત્ર ઉપર પણ તેની સ્વાધીન ઇચ્છા કામમાં આવી નહિ. જે અગાધ અર્થરાશિને તે પોતાની સંપત્તિ સમજતો હતો તે એક ક્ષણમાં જ ક્યાં ઉડી ગઇ? એટલે સુધી કે તેના પોતાના શરીર ઉપર પણ તેનું

કર્તૃત્વ નહોતું; કારણ કે તે જગતની ભૌતિક ક્રિયાને આધીન હતો. તેના પોતાના મન ઉપર પણ તેનો કાબૂ નહોતો; કારણ તે વારંવાર ઉત્પન્ન થતા બાહ્ય વિષયોના ઘાત-પ્રતિઘાતથી સુખ દુઃખને આધીન થઇ જતો હતો. આ વિશ્વનિયન્તા પરમેશ્વરના મંગળ વિધાનમાં વિશ્વાસ સ્થાપન કર્યા વગર મનુષ્ય કદાપિ શાન્તિ મેળવી શકતો નથી. ઇશ્વરમાં વિશ્વાસ એ જ આત્મોન્નતિનું પ્રથમ સોપાન છે.

દીનાનાથ પુનઃ વિચારવા લાગ્યો:—" પરંતુ વિશ્વસંસારના ઘણાં માણુસો એવાં જોવામાં આવે છે કે જેઓ આત્મા શું છે તે જાણતાં નથી-આત્માની શાથી ઉન્નતિ થાય છે તેનો વિચાર સુદ્ધાં કરતાં નથી-કેવળ સંસારમાં જ વ્યાકુળ રહે છે. તેઓ દ્રવ્ય કમાય છે, પરિવારનું પ્રતિપાલન કરે છે, સુખ દુઃખ ભોગવે છે પછી યથા સમયે મૃત્યુના મુખમાં પડે છે. મૃત્યુ પછી શું થશે એ વિષયનો કોઇ વિચાર સુદ્ધાં કરતું નથી. વળી એ વિષયની યથાર્થ માહિતી પણ કોણ આપી શકે? શું હું પણ એવો જ એક માણુસ નથી? સુખ દુઃખવાળા સંસારસાગરમાં હું તણાઉં છું; તેથી આત્માની ઉન્નતિ કહીને વળી બીજો એક માર્ગ શા માટે સ્વીકારું?

"છતાં એક વાત વિચારવાની જરૂર છે. કેવળ જીવતા રહી, સુખ દુઃખ ભોગવી, યથા સમયે પ્રાણનો ત્યાગ કરવો એ પ્રાણી માત્રનો ધર્મ છે. પશુ, પંખી, કીટ, પતંગ જેવાં ઉદ્‌ભિદની પણ એવી જ સ્થિતિ છે; છતાં મનુષ્ય સર્વના કરતાં વિશેષ શ્રેષ્ઠ કેમ છે? અન્ય પ્રાણીઓ બુદ્ધિપૂર્વક દુઃખનિવૃત્તિનો અને સુખવૃદ્ધિનો કાંઇ પ્રયત્ન કરતાં નથી, પણ મનુષ્ય પોતાના બુદ્ધિબળથી એ પ્રયત્ન કરે છે. એ સ્થળે મનુષ્યની શ્રેષ્ઠતા છે. મનુષ્યના એ પ્રયત્નથી જગતમાં સભ્યતાનો ક્રમ-વિકાશ થાય છે. મનુષ્યનું શારીરિક દુઃખ દૂર કરવા માટે

ચિકિત્સાશાસ્ત્રની ઉત્પત્તિ થઇ છે; દૂરગમનનું કષ્ટ દૂર કરવા માટે ગાડી, નૌકા, રેલ, સ્ટીમર, બલુન વગેરે વાહનોની ઉત્પત્તિ થઈ છે; અનશન અને ઠંડી ગરમીનું કષ્ટ નિવારણ કરવાના પ્રયત્નથી કૃષિ-વાણિજ્ય અને ગૃહ-નિર્માણ વગેરેની ઉત્પત્તિ થઇ છે; પરંતુ એ સઘળા બાહ્ય સુખવૃદ્ધિના જ પ્રયત્ન છે. એ સઘળા પ્રયત્નથી માનસિક દુઃખ કેવી રીતે દૂર થાય ? જો એ માનસિક દુઃખ દૂર ન કરી શકાય તો મનુષ્યનું મનુષ્યત્વ ક્યાં રહ્યું ? તેના પણ પ્રયત્ન થયા છે. એ વિષયની શોધ મહાપુરુષોએ કરી છે. ઇતિહાસમાં જણાય છે કે, કોઇ કોઇ સમયે એક એક મહાપુરુષ જીવના દુઃખેથી વિશેષ દુઃખી થઇ તેની નિવત્તિને માટે પ્રયત્ન કરે છે. ઇસુ ખ્રિસ્ત જીવોનું દુઃખ દૂર કરવાનો ઉપદેશ આપી પોતે ક્રુશથી વીંધાયા હતા. ગૌતમ-બુદ્ધ જીવનું જરા-મૃત્યુ જોઇ અત્યંત વ્યથિત થઇ સંસારનો ત્યાગ કરી તપસ્યામાં પ્રવૃત્ત થયા હતા અને તેમણે જરામૃત્યુ નિરોધી નિર્વાણમાર્ગનો આવિષ્કાર કર્યો હતો. હિન્દુ ઋષિઓ પણ માનવના દુઃખની ખરી નિવૃત્તિને માટે ષડ્દર્શનનો તત્વોપદેશ આપી ગયા છે. એ સઘળા મહાપુરુષોના ઉપદેશનો સાર એક જ પ્રકારનો છે કે, સંસારના મોહથી ભૂલશો નહિ, વિષયભોગથી મત્ત થશો નહિ, અંતરરાજ્યમાં પ્રવેશ કરો અને આત્માને જાણો. તેઓ સર્વ પ્રાય એક જ વાક્ય કહે છે કે, આત્મજ્ઞાન મેળવવાથી મનુષ્ય સુખ-દુઃખથી અતીત થઇ પરમ શાન્તિ મેળવી શકે છે. કાળીગંજના બ્રહ્મચારી પણ મ્હને એમ જ કહેતા હતા. મ્હારું હૃદય તપાસી જોવાથી જણાય છે કે બીજાં સર્વ માણસોની માફક હું પણ એક સાધારણ માણસ છું. મ્હારામાં કાંઈ વિશેષત્વ છે ? મ્હારું હૃદય ઘણું કોમળ છે. તેથી કરીને હું બીજાનું દુઃખ સહન કરી શકતો નથી. આટલા બધા કોમળ હૃદયના

(effiminate) થવું એ સારું છે કે? હું સારું ખોટું સમજતો નથી; પણ મ્હારો સ્વભાવ આવો છે. વળી એ સ્વભાવને વશ થઇને મ્હેં બીજાંઓનું દુઃખ દૂર કરવા માટે ઘણી મ્હોટી રકમનું દાન કર્યું છે. એ દાનના મૂળ કારણમાં પુત્ર ઉપરનો ક્રોધ વિદ્યમાન હતો એ ખરું છે; પરંતુ ગમે તે કારણ હો—એટલી મ્હોટી રકમનું દાન તો કર્યું છે જ. એવા ઘણા લોકો છે કે જેઓ પ્રાણ જવા છતાં પણ કોઇને એક પૈસો આપી શકતા નથી. હારાધન એવી પ્રકૃતિના માણસ છે. કેવું આશ્ચર્ય! કલેક્ટર સાહેબનો ચપરાસી જ્યારે તેમની પાસે ઇનામ માગવા આવ્યો ત્યારે તેમણે તેને એક પૈસો પણ આપ્યો નહિ, ઉલટા તેઓ દીનતાથી તારિણીચરણના મ્હોં તરફ જોઈ રહ્યા—જે તારિણીચરણની સાથે થોડા જ સમય પૂર્વે તેમણે તકરાર કરી હતી એ જ તારિણીચરણની મદદ આ વિપદમાંથી છુટવા માટે તેમણે માગી હતી. તે વખતનો તેમના મુખનો દેખાવ જોઇ મ્હને ઘણું હસવું આવ્યું હતું. આવી પ્રકૃતિના માણસને સ્વાભિમાનનું જ્ઞાન બિલકુલ હોતું નથી. તે તો કેવળ દ્રવ્યને જ સંસારની સાર વસ્તુ સમજે છે. તારિણીચરણનું મન ઘણું ઉદાર છે. ચિત્તની ઉદારતા સ્વાર્થત્યાગનું શિક્ષણ આપે છે. સ્વાર્થત્યાગથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. વૈરાગ્ય ઉત્પન્ન થવાથી ભોગની સ્પૃહા દૂર થાય છે અને અંતરરાજ્યમાં પ્રવેશ કરવાનો માર્ગ ચોખ્ખો થઇ જાય છે. મ્હારા મનમાં ભોગની સ્પૃહા છે કે? સારું સારું ખાવું, સારું સારું પહેરવું, મોટર ગાડીમાં બેસી ફરવા જવું તથા એવી જાતની વૈષયિક ભોગસ્પૃહાએ કદાપિ મ્હારા મનમાં સ્થાન મેળવ્યું નથી. મ્હારા મનમાં કેવળ જ્ઞાનની તીવ્ર સ્પૃહા છે—એ સ્પૃહામાં હું કાંઈ દોષ જોતો નથી. જ્ઞાનના વિસ્તારથી આત્મજ્ઞાનને મદદ મળી શકે છે; છતાં પુસ્તકો વાંચવાં એ મ્હારે માટે એક નશો થઇ પડયો છે. હવે એ નશાને

ઓછો કરી આત્મચિંતવનમાં વિશેષ સમય ગાળવો પડશે. પેલા બ્રહ્મચારી કહેતા હતા કે, કેવળ પુસ્તકો વાંચી જવાથી આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. તેને માટે સાધનાની જરૂર હોય એ સાધનાનો માર્ગ પૃથક છે; પરંતુ મ્હને એ માર્ગ કોણ બતાવશે? બ્રહ્મચારી કહેતા હતા કે, ઇશ્વરની કૃપાથી સઘળું થાય છે. મ્હારા ઉપર તેમની કૃપા થશે કે? તેમની કૃપા મેળવવા માટે, ચિત્તની વ્યાકુળતા જોઇએ. હે ભગવાન્! હું મોહગર્ત્તામાં પડેલો છું-તમને એક પણ દિવસે મ્હેં બોલાવ્યા નથી-તમે મ્હારા ઉપર કૃપા કરો-મ્હને માર્ગ બતાવો-મ્હારા મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરો-તમારા ચરણમાં ભક્તિ આપો."

આવા વિચાર કરતાં કરતાં દીનાનાથનું મન ઘણું વ્યાકુળ બની ગયું. તેનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. પુત્ર કન્યાને માટે તેણે ઘણી વખત અશ્રુપાત કર્યો હતો; પણ ભગવત-પ્રેમાશ્રુ તો આજે પહેલ વહેલાં જ તેનાં નેત્રોમાંથી ઝર્યાં. આજે તેણે મનમાં જેવો આનંદ અનુભવ્યો, તેવો આનંદ સમસ્ત જીવનમાં કદાપિ અનુભવ્યો નહોતો. થોડા સમય પછી તેનું મન ઘણે અંશે શાન્ત થયું. પ્રબળ વાવાઝોડા પછી મહાસાગર જાણે કે જ્યોત્સ્નાના પ્રકાશથી હસવા લાગ્યો. જોતજોતામાં ગાડી વર્ધમાનપુર જઇ પહોંચી એટલે તે ઉતરી પડ્યો.

---

## પ્રકરણ ૬ ઠું

---

### પિતા અને પુત્ર

આપણી " સુજલા-સુફલા-અનાજથી શોભતી " બંગભૂમિ જેવી રીતે ભારતનો અન્નભંડાર છે તેવી રીતે પશ્ચિમ બંગના છેડા સાથે આવેલો છોટાનાગપુરનો પ્રદેશ ભારતની રત્નખાણ છે. છોટા-

નાગપુરના ગિરિવન પ્રાન્તના પ્રાકૃતિક સૌન્દર્યની તુલના નથી. દરેક સ્થળે ઘણા ગાઢ સંગી ઊંચાં ઊંચાં વૃક્ષોની હારમાળાઓએ ક્ષિતિજને સ્પર્શ કર્યો છે. વસંતકાળમાં એ સઘળાં પલાશ વૃક્ષ ઉપર પુષ્પો ખીલી દિશાઓના ગાત્ર ઉપર લાલ ચોલી પહેરાવી દે છે. સ્થળે સ્થળે ન્હાની ન્હાની ટેકરીઓ નવાંકુરથી લીલીછમ બની જઇ વિશાળ પ્રદેશને જૂદા પાડી રહી છે. જાણે કે નીલસાગરના તરંગ નીલાકાશને ચુંબન કરવા ઉદ્યત થયા છે. આ સઘળા અરણ્યમાં વાઘની ગર્જનાઓ સાંભળી વિચિત્ર વર્ણનાં હરિણોનાં ટોળાં ચોગરદમ દોડાદોડ કરે છે. શિયાળ મહુડાના વૃક્ષનાં પુષ્પોની લાલસાથી વૃક્ષ નીચે બેસી રહે છે. મયૂર મેઘનો ધ્વનિ સાંભળી વૃક્ષ શાખા ઉપર બેસી કળા કરી નૃત્ય કરે છે. એ અરણ્યમાં ઉત્પન્ન થતાં શાલાદિ વૃક્ષનાં કાષ્ઠ ઇમારતી કામને માટે મૂલ્યવાન્ છે. પલાશાસન વૃક્ષ લાખના કીડાની ઉત્પત્તિ માટે મૂલ્યવાન્ છે. હરડે, આંબળાં વગેરે વૃક્ષ ફળને માટે મૂલ્યવાન્ છે. મહુડાનાં વૃક્ષ ફુલને માટે મૂલ્યવાન્ છે. પહાડ વગેરે પત્થરને માટે મૂલ્યવાન્ છે. બહુ દૂર વિસ્તરેલો પ્રદેશ ગેરુ માટે મૂલ્યવાન્ છે અને એ પ્રદેશની હવા સુખાકારીને માટે મૂલ્યવાન્ છે. સર્વના કરતાં છોટાનાગપુરનો પ્રદેશ કોયલા, અભ્રક, લોહાદિ ખનિજરત્નની ઉત્પત્તિ માટે મૂલ્યવાન્ છે.

હજારીબાગ જીલ્લામાં ગિરિડીથી લગભગ ત્રીસ માઇલ દૂર આવેલા અમુક પ્રદેશમાં અભ્રક ( mica ) ની ખાણુનો પત્તો લાગ્યો હતો. એ સ્થળનું નામ મહુલવન ( મહુડાંનું વન ) હતું. કેટલાક બંગાળી ધનાઢ્ય લોકોએ ખાણનું કામ ચલાવવા માટે ' મહુલવન માઇકા કંપની ' નામથી એક સંયુક્ત વ્યવસાયની પ્રતિષ્ઠા કરી કેટલાંક વર્ષથી તેનું કામ ચલાવતા આવતા હતા. આપણી પૂર્વપરિચિતા માનિ·

નીદેવીના સ્વામી રસમય ચટ્ટોપાધ્યાયનો એક અંતરંગ મિત્ર પ્રસન્ન-કુમારરાય એ કંપનીનો મૅનેજીંગ પ્રોપ્રાયટર હતો. બજારમાં અભ્રકનો ભાવ ઘણો ચઢી જવાથી એ કંપનીને ઘણો લાભ થતો હતો. એ જોઇને માનિનીદેવીને એ કંપનીના કેટલાક શેર ખરીદ કરવાની સલાહ પ્રસન્નકુમારે આપી હતી. એ વખતે માનિનીદેવી સુહાસિનીને પરણાવી કાશીમાં રહી હતી. પ્રસન્નકુમારની સલાહથી માનિનીએ પોતાનો ગિરિડીનો બંગલો વેચી દઇ પાંચ હજાર રૂપિયાના શેર ખરીદ કર્યા હતા. પ્રસન્નકુમારે મણિમોહનને ખાણનું કામકાજ શિખવવા માટે પોતાની ઑફિસમાં રાખ્યો હતો. છ માસ વીત્યા પછી પ્રસન્ન-કુમારના તાબાના સબ-મૅનેજરની જગ્યા ખાલી પડવાથી તેણે મણિને સો રૂપિયાના પગારથી એ જગ્યાએ નિમ્યો હતો. ત્યારથી મણિ મહુલવનમાં રહેતો હતો. મહુલવનની અંદર ' મયૂરનાચ ' નામક એક ગામડામાં મણિને રહેવાનું મકાન હતું. એ ગામડામાં આસરે પચાસ ઘરની વસતિ હતી. માટીની દિવાલવાળી ખડનું છાવણ નાખેલી એક મેકને અડેલી ઝુંપડીઓ એક ગ્રામ્યરસ્તા કિંવા ગલીની બન્ને બાજૂએ હતી. ગલી ઉત્તર દક્ષિણ લાંબી હતી. ઘરની પાછળ બેચાર મહુડાનાં વૃક્ષ હતાં. એ મહુડાનાં ફુલ ભીલ લોકોનો ઘણો જ સ્વાદિષ્ટ ખોરાક હતો. ઘણા ગૃહસ્થો આખા વર્ષ માટે મહુડાં એકઠાં કરી ભરી રાખતા. દારૂના વેપારીઓ તેમની પાસેથી મહુડાં ખરીદી લઇ દારૂ તૈયાર કરતા હતા. દુષ્કાળના સમયમાં મહુડાં એ દેશવાસીઓનો મુખ્ય ખોરાક હતો. ગામના રસ્તાની જમણી બાજૂએ કેટલાંક વડનાં ઝાડ હતાં. એ ઝાડોની વચ્ચે એક પાકો બાંધેલો કૂવો હતો. તેનું જળ ઘણું નિર્મળ અને સુસ્વાદુ હતું. એ કૂવાની પશ્ચિમ દિશાએ ખુલ્લા મયદાનમાં મણિનો રહેવાનો બંગલો હતો.

બંગલો લાલ રંગનો, ન્હાનો હોવા છતાં ઘણો સુંદર લાગતો હતો. તેના પાછલા ભાગમાં ઊંચી પાકી દિવાલ હતી. રહામે પાકી દિવાલથી ઘેરેલો એક ચૉક હતો. ચૉક લીલાછમ ઘાસથી છવાયલો હતો. તેની બન્ને બાજૂએ ફુલઝાડના ક્યારા હતા. એ બંગલાની આસપાસના કંપાઉન્ડને લાકડાનાં બારણાંવાળો એક મ્હોટો દરવાજો હતો. હમણાં શ્રાવણ માસ ચાલતો હોવાથી ચૉકની અંદરનું ઘાસ અને ફુલઝાડ વગેરે તાજાં-લીલાંછમ થઈ ગયાં હતાં; પરંતુ ગ્રીષ્મકાળમાં એ સઘળું સુકાઈ જતું હતું તે વખતે કૂવાનું પાણી પાઈ ફુલઝાડને સજીવ રાખવામાં આવતાં હતાં.

ચાર વાગ્યાનો સમય થયો હતો; છતાં મણિ હજી સુધી ઑફિસેથી પાછો ફર્યો નહોતો. આ વખતે એક બળદગાડી કંપાઉન્ડના દરવાજા આગળ આવી ઉભી રહી અને એક વૃદ્ધ ગૃહસ્થ એ ગાડીમાંથી ઉતર્યો. ગાડીવાને 'હરિસિંહ હરિસિંહ' કહીને ચાકરને બોલાવ્યો. હરિસિંહ બ્હાર આવ્યો. આવનાર ગૃહસ્થે અર્થાત્ દીનાનાથે તેને પૂછ્યું:-"ત્હારા બાબુ ક્યાં છે ?"

સંદિગ્ધભાવથી હરિસિંહે ઉત્તર આપ્યો:—"બાબુ ઑફિસે છે."

"ક્યારે આવશે ?"

"સંધ્યાકાળના અરસ્સામાં આવશે."

"ઘરમાં બીજું કોણ છે ?"

હરિસિંહે કહ્યું:—"મા છે અને મ્હોટી મા છે. આપ ક્યાંથી પધારો છો ?"

"ત્હારાં મ્હોટી માને કહે કે કલકત્તાથી એક ગૃહસ્થ આવ્યા છે તથા બાબુની સાથે કામ હોવાથી તેઓ અહીં રહેવાના છે."

"જેવી આજ્ઞા." કહી હરિસિંહ દોડતો અંદર ગયો. દીનાનાથે

ગાડીભાડું ચુકવી ગાડીવાનને વિદાય કર્યો. હરિસિંહ પાછો ફરી તેને સાથે લઈ બંગલાના ઓટલાપર ગયો અને પાસેનો ખંડ તેને બેસવા માટે બતાવ્યો. વળી શરીરે ચોળવા માટે તેણે તેલ લાવી આપ્યું. દીનાનાથ શરીરે તેલનું મર્દન કરી વડનાં ઝાડ નીચે આવેલા પેલા મ્હોટા કૂવા ઉપર સ્નાન કરવા ગયો.

એ વખતે માનિની અને સુહાસિની વચ્ચે ભિન્ન ભિન્ન પ્રકારની કલ્પના-જલ્પના ચાલવા લાગી કે એ કોણ હશે? સુહાસિનીના ખોળામાં છ માસનો એક બાળક હોઇ તેનું મ્હોં બરાબર મણિના મ્હોં જેવું હતું. શરીરનો રંગ પણ મણિના જેવો ઉજ્વળ હતો; પણ મસ્તકપરના વાળ તેની માતાના વાળ જેવા વાંકડીઆ-ગુંચળાં વળેલા હતા. દીનાનાથ ઘણા દિવસે પુત્રની શોધ કરવા આવ્યા હશે એવું અનુમાન સુહાસિની કે માનિનીદેવી કરી શકી નહિ. ભલે ગમે તેમ હો, એ મણિના ઓળખાણવાળા કોઇ ગૃહસ્થ હશે એમ મનમાં વિચારી તેને માટે ખાનાપાનની યથોચિત વ્યવસ્થા કરવામાં સુહાસિની રોકાઇ. દીનાનાથ સ્નાન કરી આવી ભોજન કરવા બેઠો. ભોજન કરતાં કરતાં તે બાળકનો રુદનધ્વનિ સાંભળી શક્યો. બાળક ઊંઘમાંથી જાગેલો હોવાથી તે રડતો હતો. દીનાનાથે વિચાર્યું:— "ત્યારે શું મ્હારા મણિને પુત્ર થયો છે? એ પુત્ર હશે કે કન્યા?" એ શિશુને જોવા માટે તેનું મન ઘણું વ્યાકુળ બની ગયું. તે ઝડપથી ભોજન કરી લઇ ઉઠયો. પછી હરિસિંહ શિશુને હાથમાં લઇ દીનાનાથને પાન આપવા માટે બ્હાર આવ્યો. બાળકની મુખમુદ્રા જોઇ તે મણિનો જ પુત્ર છે એ સંબંધી દીનાનાથના મનમાં સહજ પણ શંકા રહી નહિ. એકાએક તેનાં નેત્રોમાંથી આંસુ સરી પડવા લાગ્યાં. આટલા દિવસ સુધી આ નવકુમારને જોયા સિવાય તે કેવી

રીતે રહી શક્યો? શિશુને હાથમાં લેવા માટે પોતાના હાથ લાંબા કરવાની તેને ઇચ્છા થઇ; પરંતુ તે સાથે મનમાં એવો વિચાર ઉપજ્યો કે, આ નિર્વાસિત શિશુને કયા અધિકારથી તે પોતાના હાથમાં લે? બાળક તેના તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહ્યો. ઝડપથી આંખો સાફ કરી પાસેના ઓરડામાં જઇ તે પલંગ ઉપર બેઠો. હરિસિંહ તેના હાથમાં પાનની ડબ્બી આપી તેના મ્હો તરફ જોઇ રહ્યો; કારણ કે આ વૃધનો વ્યવહાર તેને અદ્‌ભુત લાગ્યો. હરિસિંહ તેને પાન આપી બાળકને લઇ જ્યારે અંદર ચાલ્યો ગયો ત્યારે દીનાનાથે પોતાને વંચિત થયેલો ધાર્યો. તેના આ અદ્‌ભુત આચરણની વાત જ્યારે સુહાસિનીએ સાંભળી ત્યારે તેના મનમાં પાછો એવો પ્રશ્ન ઉપજ્યો કે–'ત્યારે આ કોણ છે?' પરંતુ આ સંદેહ વિશેષ સમય સુધી કાયમ રહ્યો નહિ.

થોડા સમય પછી હૅટ, કોટ, બૂટ પહેરી હાથમાં પકડેલી સ્ટીક ફેરવતો ફેરવતો મણિ ઘેર આવી પહોંચ્યો અને બીજી કોઇ દિશા તરફ લક્ષ્ય નહિ આપતાં બારોબાર ઘરમાં ગયો. સુહાસિની શિશુસહ તેની સ્હામે આવીને ઉભી રહી. મણિએ શિશુને ચુંબન કર્યું એટલે સુહાસિનીએ કહ્યું:–"જુઓ તો ખરા કે, બ્હારના ઓરડામાં કોણ આવ્યું છે?"

મણિ તત્કાળ બ્હાર નીકળી એ ઓરડામાં પ્રવેશ કરવા જતાં એકાએક ખમચીને ઉભો તથા ક્ષણ કાળ પછી "બાપા–બાપા' કહી રડતો રડતો દીનાનાથના ચરણોમાં નમી પડ્યો. દીનાનાથે પણ રડતાં રડતાં તેને બેઠો કરી પોતાની પાસે બેસાડ્યો. આ વખતે પિતાપુત્ર ચુપકીદીથી બેસી આંસુ સારવા લાગ્યા. કોઇના પણ મુખમાંથી વાક્યોચ્ચાર થયો નહિ.

થોડા સમય પછી મણિએ કહ્યું:—"પિતાશ્રી! આપના આ કુલાંગર પુત્રને તેના અપરાધની આપ ક્ષમા આપો."

દીનાનાથે સજળનયને કહ્યું—"ભાઇ મણિ! ખરેખર હું ત્હારો નિષ્ઠુર પિતા છું. મ્હેં વગર વિચાર્યે ત્હારા તરફ ઘણો નિર્દય વ્યવહાર ચલાવ્યો છે. આટલા દિવસે હું મ્હારી ભૂલ સમજી શકયો છું. તેથી જ હું તને લઇ જવા માટે જેમ બને તેમ ત્વરાથી દોડી આવ્યો છું. ભાઇ! મ્હેં તો ત્હારા ઉપર ક્રોધ કર્યો હતો; પણ તું ત્હારી માતાને કેવી રીતે ભૂલી ગયો?"

મણિએ નેત્રામાંનું અશ્રુજળ સાફ કરતાં કરતાં કહ્યું:—"બા મ્હારે માટે મરવા જેવી થઈ ગઈ છે એ હું જાણું છું; પણ આપે મ્હારૂં મ્હોં નહિ જોવાનો નિશ્ચય કરેલો હોવાથી હું ઘેર આવવાનું સાહસ કરી શકયો નથી."

"પણ ભાઇ! તેણે કાશી જઇ ત્હારી ઘણી શોધ કરી હતી; છતાં એ વખતે તું તેને કેમ મળ્યો નહિ?"

"અમે તે પહેલાં કાશી છોડી અહીં ચાલ્યાં આવ્યાં હતાં. પછી કલકત્તે માણસ મોકલી હું વારંવાર આપની ખબર મંગાવતો હતો. એ વખતે બા ઘેર પાછી આવી હતી."

"અનંગ સંબંધીની સઘળી ખબર ત્હેં જાણી છે?"

"હા—જાણી છે."

આમ કહી મણિએ એક ગાઢ નિશ્વાસ મૂકયો. આ સમય દરમ્યાન સુહાસિની પર્દાની પાછળથી આ સઘળું જોઇ સાંભળી તેની માને બોલાવી લાવી હતી. માનિનીએ પર્દાને ઓથે ઉભી રહી મૃદુસ્વરે કહ્યું:—"વહેવાઇ! આટલા દિવસ વીત્યા પછી પુત્ર યાદ આવ્યો કે? અમે શું ઢેડ ભંગી હતાં કે, મ્હારી કન્યા સાથે લગ્ન કરેલું

હોવાથી આપે આપના પુત્રનો પરિત્યાગ કર્યો હતો ?"

તે બીજી પણ ઘણી વાતો કહેવા જતી હતી; પરંતુ સુહાસિનીએ તેને બોલતી બંધ કરી. દીનાનાથ એક પણ વાતનો ઉત્તર આપ્યા સિવાય તદ્દન અપરાધીની માફક ચુપકીદીથી બેસી રહ્યો. મણિ ઉઠીને અંદર ગયો અને તેણે તેની સાસુને તિરસ્કારયુક્ત વચનો ઉચ્ચારવાનો નિષેધ કર્યો.

સુહાસિની બાળકને હાથમાં લઇ મણિની સાથે દીનાનાથ પાસે ગઇ તથા તેણે શ્વસુરને સાષ્ટાંગ પ્રણામ કર્યા. દીનાનાથે આશીર્વાદ આપ્યો કેઃ-"બેટા ! તું દીર્ઘાયુ થા. તું મ્હારા ઘરની લક્ષ્મી છે. આટલા દિવસ સુધી સમજ્યા વગર મ્હેં તમને દુઃખી કર્યાં છે અને મ્હેં પોતે પણ દુઃખ ભોગવ્યું છે. હું ત્હારા પુત્રને આશીર્વાદ આપું છું-મ્હારા વંશનો આ પ્રદીત ચિરંજીવી થઇ મ્હારા વંશને ઉજ્વળ કરો. આટલા દિવસ સુધી મ્હેં મ્હારા આ સુવર્ણચંદ્રને નિર્વાસિત કર્યો હતો એ માટે મ્હને ઘણો ખેદ થાય છે."

આમ કહી પૌત્રને હાથમાં લેવા માટે તેણે પોતાના હાથ લાંબા કર્યા. સુહાસિની શિશુને તેના હાથમાં આપવા લાગી; પરંતુ શિશુએ મ્હોં ફેરવી લીધું અને તે રડવા લાગ્યો. એ વખતે દીનાનાથે હસીને કહ્યું:-" હાં, હું સમજ્યો-તને રીસ ચઢી છે કેમ ? આવ ભાઇ ! આવ."

આમ કહી તેને હાથમાં લઇ તરત જ પાછો સુહાસિનીને આપ્યો.

આ દરમ્યાન મનના આવેગથી મણિ બ્હાર નીકળી તેના સુરબ્બી પ્રસન્નકુમાર રાયને પોતાના પિતાના આગમનની ખબર કહેવા ગયો હતો. પ્રસન્નકુમાર રાયનો બંગલો માઇકા-કંપનીની ઑફિસની તદ્દન પાસે હતો. મણિના બંગલાથી લગભગ પા માઇલ દૂર હતો. ખબર મળતાં જ પ્રસન્નકુમાર મણિની સાથે આવી પહોંચ્યો. એ વખતે

સંધ્યાકાળ થયો હતો. દીનાનાથ બ્હાર ઓટલા ઉપર એક ચટાઇ બિછાવી બેઠો હતો. પ્રસન્નકુમારે મણિની સાથે આવી તેને નમસ્કાર કર્યા. મણિએ તેનો પરિચય કરાવ્યો એટલે દીનાનાથે કહ્યું:–" આપનું નામ મ્હેં વર્દ્ધમાનમાં સાંભળ્યું હતું. આપના જેવા સાધુ પ્રકૃતિના લોક વિશ્વમાં વિરલ હોય છે. આપે આ માઇકા–કંપની કરી દેશની ધનવૃદ્ધિનો માર્ગ દર્શાવ્યો છે અને દેશી લોકોને સંયુક્ત વ્યવસાયનું શિક્ષણ આપ્યું છે; આપના જેવા સ્વદેશપ્રેમિક માણસો ઘણા ઓછા જોવામાં આવે છે. "

પ્રસન્નકુમારે વિશેષ લજ્જિત બની જઇને કહ્યું:—

" આપ સારી રીતે જાણતા હશો કે-" **यस्मिन् देशे द्रुमो-नास्ति परंडोहपि द्रुमायते.** "–જે દેશમાં વૃક્ષ નથી તે દેશમાં એરંડો પણ મુખ્ય વૃક્ષ ગણાય છે. મ્હારી પણ એવી જ સ્થિતિ છે; પરંતુ આપે દેશના કલ્યાણ માટે દશ લાખ રૂપિયાનું દાન કરી જે ઉદારતા દર્શાવી છે તે આ દેશના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થઈ રહેશે. "

" એ વાત બોલશો નહિ, પ્રસન્નકુમાર રાય! એ વાત બોલશો નહિ. મ્હારું પોતાનું એમાં કાંઈ કૃતિત્વ નથી. મ્હેં પોતે એ રૂપિયા વ્યવસાય કરી મેળવ્યા નથી. એ મ્હારા વડિલ પુરુષના સંચિત કરેલા રૂપિયા હતા. વળી મ્હેં જે કાંઇ દાન કર્યું છે તે પણ ભ્રાન્ત વિશ્વાસને વશ થઇને જ કર્યું છે. તાત્પર્ય કે, એને માટે હું બિલકુલ પ્રશંસાને પાત્ર નથી. "

" એ ભ્રાન્ત વિશ્વાસ શો છે તે કહી શકશો ? "

" એ વાત હું પોતે જ કહેવા જતો હતો. મ્હારો દોષ હું પોતે જાહિરમાં શુદ્ધ અંતઃકરણથી કબૂલ ન કરું તો મ્હારા અપરા-

ધનો ભાર વિશેષ થઈ પડે. મણિના વિવાહનો આ સંબંધ જ્યારે ઉપસ્થિત થયો ત્યારે મ્હેં મારા એક અંગત મિત્રને હકીકત જાણવા માટે પૂછ્યું હતું. તેમના કહેવાર્થી એમ જાણવામાં આવ્યું કે, વર્દ્ધમાનના વકિલ રસમય ચટ્ટોપાધ્યાય તેમની વિધવા ભામી સાથે સ્વામી–સ્રીના જેવા ભાવથી રહેતા હતા. એ વિધવાથી આ કન્યાનો જન્મ થયો હતો. એ વાત સાંભળી મ્હેં વિવાહની ના પાડી હતી અને મણિએ મ્હારી ઇચ્છા વિરુદ્ધ ચાલ્યા જઈ આ વિવાહ કર્યો હતો તેથી મનના દુઃખે અતિશય દુઃખી થઇ ક્રોધને વશ થઇ મ્હેં તેને ત્યાજય પુત્ર ગણ્યો હતો; પછી ગયે પરમ દિવસે મ્હેં એકાએક રેલ્વેમાં જાણ્યું કે, જે રસમય રાયની વાત મ્હેં સાંભળી હતી તેઓ બીજા હતા અને તેઓ હજી જીવતા છે. તેમની સાથે ગાડીમાં મ્હારી વાતચિત થઈ હતી. પછી તેમણે મ્હને મણિનું આ ઠેકાણું જાણવાનો માર્ગ બતાવ્યો હતો. હું તેમના કહેવા પ્રમાણે વર્દ્ધમાન જઇ ઠેકાણું મેળવી બારોબાર અત્રે આવ્યો છું. આપ તો સાધુ પુરુષ છો. મ્હારી ભુલનું પ્રાયશ્ચિત્ત શું છે તે મ્હને કહો."

આ હકીકત સાંભળી પ્રસન્નકુમાર ઘણા સમય સુધી સ્તંભિત બની બેસી રહ્યો. પછી તેણે કહ્યું:–" મહાશય! આપ એ માટે સહજ પણ દુઃખિત થશો નહિ. આપનો એમાં કાંઈ દોષ નથી. આવી સ્થિતિમાં પડતાં સર્વ કોઈ આપના જેવું કામ કરે તેમ છે. હું આપની આ ભ્રાન્તિમાં ઇશ્વરી લીલા જોઇને મુગ્ધ થયો છું. ચણ્ડીમાં કહ્યું છે કે,–' **या देवी सर्व भूतेषु भ्रान्तिरूपेणसंस्थिता.** ' અર્થાત્ મા જગદંબા સર્વ ભુતની અંદર ભ્રાન્તિરૂપે વાસ કરે છે. હું આટલા દિવસ સુધી આ વાતનો અર્થ સમજી શકતો નહોતો; કારણ કે જે ચૈતન્યરૂપિણી છે. તે વળી ભ્રાન્તિરૂપિણી કેવી રીતે થાય?

હવે જોઇ શકાય છે કે તે ભિન્ન ભિન્ન રૂપે આપણામાં વાસ કરી લીલા કરે છે. આપનું વિરાટ દાન એ પણ તેની જ પ્રેરણા છે!"

દીનાનાથે કાંઇક આશ્વસ્ત થઇ કહ્યું:–"પ્રસન્નકુમાર! હું મિલ, બેકન, હર્બર્ટ સ્પેન્સર વગેરેના ગ્રંથો વાંચી એક પ્રકારે નાસ્તિક બની ગયો હતો; પણ આ ઘટનાથી મ્હારી માન્યતા તદ્દન બદલાઇ ગઇ છે. હવે હું સમજી શકયો છું કે મનુષ્ય ઇશ્વરના હાથમાં કળના પુતળા બરાબર છે. મનુષ્ય કોઇ પણ રીતે સ્વતંત્ર નથી."

"ખરી વાત એ જ છે. મ્હારા ગુરુદેવ કહેતા હતા કે એક ગાયને ગળે દોરડી બાંધી ઘાસમાં બાંધે તો જેવી રીતે તે દોરડીથી વિશેષ દૂર જઇ શકતી નથી, પણ દોરડીની લંબાઇ સુધી જ ચરી ખાય છે તેવી આપણી પણ સ્થિતિ છે. ગીતામાં ભગવાને કહ્યું છે કે, '**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति, भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया**.' ઇશ્વર સર્વ ભૂતના અંતરમાં વિરાજમાન થઇ માયાથી તેમને યંત્રની માફક ચલાવે છે. ગમે તેમ હો પણ પરિણામે તેની મંગળ ઇચ્છા પૂર્ણ થાય છે એમાં કાંઇ સંદેહ નથી."

"પણ મ્હેં મ્હારા પુત્રને તેની પ્રાપ્ય સંપત્તિથી વંચિત કર્યો છે એ ઘણો અન્યાય કર્યો છે. મ્હારા એ અપરાધનું પ્રાયશ્ચિત શું છે?"

"ઉપરથી જોતાં એ અન્યાય થયેલો જણાય છે એમાં સંદેહ નથી; પણ ભગવાનના મંગળ હાથે એની અંદર કામ કરેલું છે એ ચોક્કસ માનજો. વળી એ દશ લાખ રૂપિયા મણિના હાથમાં આવ્યા હોત તો તેનો આવો સદુપયોગ થાત નહિ. ભગવાનની ઇચ્છા હશે તો મણિને બીજી કોઇ રીતે લાભ કરી આપી તેઓ આ ખોટ ભરી આપશે. એવું બને એમાં નવાઇ જેવું કાંઇ નથી. આપના વહેવાઇ

રસમય રાય ઘણા સજ્જન અને સાધુ પ્રકૃતિના માણસ હતા."

"ખરું છે, એ વાત મ્હેં ઘણા માણસોને મુખે સાંભળી છે."

"વળી તેઓ મ્હારા ગુરુભાઇ હતા—અમે ગોસ્વામી મહાશયના શિષ્ય હતા. આપનાં વહેવાણને હું ભાભી કહી બોલાવું છું. અમારી આ માઇકા કંપનીનું કામ શુરુ કર્યા પછી એમને ઘણો લાભ થવા લાગ્યો છે. હમણાં પણ સારો લાભ થયો છે. એટલા માટે મ્હેં માનિનીદેવીને કહ્યું કે, 'જો તમારી પાસે કાંઇ રોકડ રકમ હોય તો આ કંપનીના શેર ખરીદો. તેમણે કહ્યું કે, 'રોકડ રકમ વિશેષ નથી.' ત્યારે મ્હેં ગિરિડીનો બંગલો વેચી દઇ શેર ખરીદવાની તેમને સલાહ આપી. તેમણે ચાર હજાર રૂપિયામાં એ બંગલો વેચી નાખ્યો અને રોકડા એક હજાર રૂપિયા પોતાની પાસેથી આપ્યા. બધા મળીને પાંચ હજારના શેર લીધા. ઇશ્વરેચ્છાથી આ એક વર્ષમા તેમને એ પાંચ હજાર રૂપિયા ઉપર દશ હજાર રૂપિયાનો નફો મળ્યો છે. સુહાસિનીના લગ્ન પછી માનિનીદેવીને મ્હને કહ્યું હતું કે, 'મણિમોહનને તેમના પિતાની મિલકતમાંથી એક પાઇ પણ મળવાની નથી માટે એમને કોઇ માર્ગે ચઢાવી દેવાની જરૂર છે.' ત્યારે મ્હેં મણિમોહનને કામકાજ શિખવાડવા માટે અત્રે બોલાવ્યા. છ માસ પછી સુયોગ મળતાં તેમને સબ મૅનેજરની જગ્યાએ સો રૂપિયાના માસિક પગારથી ગોઠવી દીધા. હવે જો કિરતારની કૃપા હશે તો તેમને માટે ચિંતા કરવા જેવું રહેશે નહિ."

"હું હવે સમજી શકયો છું કે, ઇશ્વર જે કરે છે તે કલ્યાણને માટે જ કરે છે. મણિ બી, એ. માં ફેલ થવાથી હું દિલગીર થયો હતો. હવે મ્હને એમ લાગે છે કે, બી, એ.—એમ, એ. માં પાસ થયો હોત તો તેથી પણ શું ? તે કોઇ રીતે દેશને ઉપયોગી થઇ પડત

નહિ અને ઘરમાં બેસી પૈસાનો નાશ કરત. હમણાં એણે જે કામમાં પ્રવેશ કર્યો છે તે કામ હું અંતઃકરણપૂર્વક પસંદ કરું છું; કારણ કે, દેશની ધનવૃદ્ધિ ન થાય તો આપણી આબાદી કેવી રીતે થાય ? વળી આ કામમાં ગુંથાઇ રહેવાથી મણિના ચરિત્રનું બંધારણ પણ દૃઢ થશે."

"એમના ચરિત્રમાં હવે કોઇ પણ પ્રકારનો દોષ નથી. મ્હેં એમના જેવો સત્કાર્યમાં ઉત્સાહશીલ અને નિર્મળ ચરિત્રનો યુવક બીજો એક પણ જોયો નથી."

"આ વાત સાંભળી હું ઘણો સંતુષ્ટ થયો છું. દુઃખ આવી પડવાથી એની વર્ત્તણુક સુધરી છે. એ હમ્મેશાં સુખમાં રહ્યો હોત તો એના ચરિત્રની આવી રીતે ઉન્નતિ થાત નહિ. એક બ્રહ્મચારીએ મ્હને કહ્યું હતું કે, દુઃખ જ સુખનું સોપાન છે. વાસ્તવિક રીતે મ્હેં પણ એવું જ જોયું."

આ વખતે મણિએ આવી પ્રસન્નકુમારને કહ્યું:—"કાકા ! તમને ઘરમાં બા બોલાવે છે."

પ્રસન્નકુમાર અંદર ગયો. માનિનીએ તેને કહ્યું:—"વહેવાઇએ જે કાંઈ કહ્યું છે તે બધું મ્હેં સાંભળ્યું છે. હવે મ્હને તેમના ઉપર સહજ પણ રાગદ્વેષ નથી. આ વાત તમે એમને જઇને કહો."

પ્રસન્નકુમાર:—દ્વેષની વાત શા માટે કરો છો ? જો આપણા મનમાં ધર્મવિશ્વાસ ઉત્પન્ન થાય છે તો સઘળા કાર્યમાં ઇશ્વરની મંગળ ઇચ્છા સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. આપણે તો તેના હાથનાં કેવળ પુતળાંઓ છીએ.

આમ કહી પ્રસન્નકુમાર દીનાનાથને માનિનીની વાત કહી વિદાય થયો.

## પ્રકરણ ૭ મું

### માતા અને પુત્ર

"ઓ બા! હું આવ્યો છું."

શોકગ્રસ્ત વિમળાસુંદરી બિછાનામાં પડી હતી. રાત્રિ વીતિ પ્રભાત થઇ સાત વાગ્યા હતા છતાં તે જાગ્રત થઇ નહોતી. આ વખતે ઉપરોક્ત 'ઓ બા!' અવાજે તેના કાનમાં પ્રવેશ કર્યો; પરંતુ એ વખતે પોતે સ્વપ્નાવસ્થામાં છે કે જાગ્રતાવસ્થામાં છે એ તે સમજી શકી નહિ.

"ઓ બા! હું આવ્યો છું."

આ અવાજ પુનઃ જ્યારે નજીકમાંથી તેના સાંભળવામાં આવ્યો ત્યારે તેણે આંખો ઉઘાડી જોયું.

આ વખતે "ઓ બા! બા!" બોલતાં બોલતાં કોઇએ તેના ઓરડાનાં બારણાંને ધક્કો માર્યો. હવે મણિનો સ્વર ઓળખી જઇ તે ઉતાવળી ઉતાવળી ઉઠી અને તેણે બારણાં ઉઘાડી નાખ્યાં. મણિ એકદમ ઝડપથી અંદર આવી "બા—બા" કહી તેને વળગી પડ્યો. વિમળાસુંદરી ઉચ્ચ સ્વરે રડી પડી અને મણિને ખોળામાં લઇને એકદમ બેસી પડી.

તેના રુદનનો વેગ શાન્ત થયા પછી તે ઉન્માદિનીની માફક એકાગ્રદૃષ્ટિથી મણિના મુખ તરફ જોઈ રહી વિચારવા લાગી:—"આ શું એનો એ જ મણિ છે? તેની આંખો તેને છેતરતી તો નથી?" થોડા સમય સુધી મણિના મ્હોં તરફ તાકી રહી વળી પાછી તે રડી પડી. મણિએ પણ તેના ખોળામાં માથું રાખી નેત્રો મીંચી અશ્રુજળથી હૃદય ભીંજાવી દીધું. પછી બોલવાની સ્ફુર્તિ આવતાં વિમળા-

સુંદરીએ કહ્યું:—"તું જ મ્હારો મણિ છે કે ? ભાઇ ! ખરું કહે જોઇએ કે તું જ મ્હારો મણિ છે કે ?"

આમ કહી તે એકાગ્રદૃષ્ટિથી પાછી મણિના મુખ તરફ જોઇ રહી. પછી મણિએ આંખો ઉઘાડી કહ્યું:–" હા બા ! હું જ ત્હારો મણિ છું."

વિમળાસુંદરી:—ત્યારે તું જ મ્હારો મણિ છે; પણ મ્હારો મણિ આટલો બધો નિષ્ઠુર હતો કે ? મ્હારો મણિ મ્હને જોયા સિવાય આટલા દિવસ સુધી કદાપિ રહી શકે નહિ. ભાઇ ! ફરીથી કહે કે, તું જ મ્હારો મણિ છે કે ?

આ વખતે બીજું કાઇ બોલ્યા સિવાય મણિ ખુલ્લી આંખોએ તેના મ્હોં તરફ જોઇ રહ્યો. મણિના મનનો ભાવ સમજી જઈ વિમળાસુંદરીએ કહ્યું:–"હા–હું સમજી એમાં ત્હારો દોષ નથી. તેમણે તને નસાડી મૂકયો હતો. ત્હારું મ્હોં નહિ જોવાની તેમણે પ્રતિજ્ઞા કરી હતી. ભાઈ! તું એ વાતનો રોષ રાખીશ નહિ; પણ દિકરા ! મ્હેં તો ત્હારો કાંઇ અપરાધ કર્યો નથી! તું મ્હારા ઉપર આવો નિર્દય કેમ થયો તે કહે જોઇએ? તને જોયા સિવાય મ્હારી કેવી સ્થિતિ થઇ હશે તેનો પણ તને વિચાર નહોતો આવ્યો કે ?

મણિ:—બા ! ત્હારી સ્થિતિનો વિચાર મ્હેં કરી જોયો હતો; પરંતુ હું ઘેર કેવી રીતે આવું.

"પણ હું ત્હારે માટે કાશી જઇ કેટલા બધા દિવસ રહી હતી ? એ સ્થળે રાત્રિ દિવસ હું ત્હારી રાહ જોતી હતી. કાશીના હરેક સ્થળે મ્હેં ત્હારી ઘણી શોધ કરી હતી. વર્ત્તમાનપત્રોમાં જાહિરખબર છપાવી હતી; છતાં મ્હારે માટે ત્હારા મનમાં સહજ પણ માયા મમતા ઉત્પન્ન થઇ નહિ કે ?"

"બા! તું ક્યારે કાશી ગઇ હતી એ હું જાણતો નહોતો. પછી મ્હેં સાંભળ્યું હતું કે, મ્હારા કાશી છોડ્યા પછી તું ત્યાં ગઈ હતી. હું જે જંગલમાં રહું છું ત્યાં સઘળાં વર્તમાનપત્રો આવતાં નથી."

"અરેરે! છેવટે ત્હારે વનવાસી થવું પડ્યું હતું! મ્હારું નસીબ ફુટેલું હોવાથી જ આવી વાત મ્હારે સાંભળવી પડે છે! એ જગ્યા ક્યાં છે?"

"ગિરિડીથી પશ્ચિમે ત્રીસ માઇલ ઉપર એ જગ્યા છે. ત્યાં હું એક કામમાં પડ્યો છું."

"ત્યાંથી કોની સાથે આવ્યો?"

"મ્હારા પિતાજી આવી ત્યાંથી મ્હને તેડી લાવ્યા છે."

"આટલે દિવસે તેમને જ્ઞાન આવ્યું કે? સાથે બીજું કોણ કોણ આવ્યું છે? મારી વહૂ ક્યાં છે?"

"એ પણ આવી છે."

પુત્રવધૂની વાત સાંભળી વિમળાસુંદરીનું મુખ ગંભીર બની ગયું. મણિ એ જોઇને બોલ્યો:—"બા! ત્હેં જે વાત સાંભળી હતી એ સઘળી ખોટી વાત છે—બધો ભ્રમ છે. પિતાજી પણ હવે પોતાનો ભ્રમ સમજી શક્યા છે અને તેથી જ તેઓ મ્હને તેડવા આવ્યા હતા."

આ વાત સાંભળી ગૃહિણીના મુખપરથી મેઘના જેવી મલિનતા દૂર થઇ ગઇ એટલે તે ત્વરાથી "ક્યાં છે—મ્હારી વહૂ ક્યાં છે?" બોલતી બોલતી ઘરમાંથી બ્હાર નીકળી. સુહાસિની બાળકને હાથમાં લઇ ઓટલે ઉભી હતી. તેણે સ્હામે આવી સાસુને પ્રણામ કર્યાં તથા બાળકને તેના ચરણોમાં મૂકી દીધો.

વિમળાસુંદરીએ બાળકને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યો

અને 'આવ જોઇએ મ્હારા નયનમણિ.' બોલી તેને ઊંચકી લઇ પાછી અશ્રુજળ વર્ષાવવા લાગી. બાળક એકાએક રડી પડ્યો.

વિમળાસુંદરીએ તેને હાથમાં લઇ હૃદય સાથે ચાંપી તેનું શરીર થાબડીને શાન્ત કરતાં કહ્યું:—"બેટા હાસી, મ્હારા મણિએ તો જો કે રોષે ભરાઇ મ્હારી કાંઇ ખબર અંતર લીધી નહિ પણ ત્હેં જો એક પત્ર લખ્યો હોત તો મ્હારો શોક દૂર થાત. મ્હારા આ નયનમણિના જન્મની સુદ્ધાં ખબર મ્હને નહિ આપવાની કે?"

સુહાસિની કાંઇ બોલ્યા સિવાય ચુપ રહી એટલે વિમળાસુંદરીએ કહ્યું:—"હાં–હાં, સમજી. અમે ત્હારો વહૂ તરીકે સ્વીકાર કર્યો નહોતો તેથી તને પણ અમારા ઉપર રીસ ચઢી હશે. બેટા! તમારો કોઇનો કાંઇ દોષ નથી. દોષ મ્હારા ફુટેલા નસીબનો જ છે. મ્હેં સાતે જન્મમાં ઘણાં પાપ કર્યાં હશે. તેમ ન હોય તો મ્હારે આટલું દુઃખ ભોગવવું પડે ખરું કે?"

આમ કહી તેણે સુહાસિનીનો હાથ પકડી તેને ઘરમાં લઇ જઇને બેસાડી. મણિ હજી સુધી ત્યાં હતો. હવે તેણે ત્યાંથી જવાનો ઉપક્રમ કર્યો એટલે વિમળાસુંદરીએ કહ્યું:—"બેટા મણિ! તમને તો હું પુનઃ મેળવી શકીશ; પરંતુ મ્હારો શૈલેન્દ્ર ક્યાં જતો રહ્યો? તને શોધવા ગયો હતો તે હજી સુધી પાછો કેમ આવ્યો નહિ!"

આમ બોલી જમીન ઉપર પડી વળી પાછી તે વિલાપ કરવા લાગી. તેની સાથે સાથે મણિનાં નેત્રોમાંથી પણ અજસ્ર ધારાથી જળ પડવા લાગ્યું. સુહાસિની બાળકને ખોળામાં લઇ ચુપકીદીથી તેમની પાસે બેસી રહી. થોડા સમય પછી દીનાનાથ અંદર આવ્યો. તેને જોઇને વિમળાસુંદરીએ કહ્યું:—"મણિને તો ઘેર લઇ આવ્યા પણ મ્હારો શૈલેન્દ્ર ક્યાં છે? એ તો મણિને શોધવા ગયો હતો!"

દીનાનાથ હવે સ્થિર રહી શક્યો નહિ. તે પણ ઉચ્ચ કંઠે રડી પડ્યો. ઘણા સમય પછી સહજ શાન્ત થઇ તે બોલ્યોઃ—" જે હમ્મેશાંને માટે ગયો છે તેને માટે હવે શોક કરવો વૃથા છે. હવે જે પાછો આવ્યો છે તેને લઇને સુખી થા. ઇશ્વર સર્વ પ્રકારનું સુખ સર્વને આપતો નથી. તેણે આપણને જે સુખ આપ્યું છે તેથી આપણે સંતોષ માનવો જોઇએ. બેટા મણિ! હાથ મ્હોં ધોઇ નાખ. હાસી, બાબુને દૂધ પીવડાવો. ઘણો વખત થયો છે. "

મણિ અને સુહાસિનીના બ્હાર ગયા પછી દીનાનાથે તેના ગૃહત્યાગ પછી જે જે બનાવો બન્યા હતા તે બનાવોની હકીકત વિમળાસુંદરીને કહી સંભળાવી. પછી એકાએક મણિનો પત્તો કેવી રીતે મળ્યો હતો એ વાત જાણી તે બોલીઃ—" મા દુર્ગાએ આટલા દિવસે મ્હોં ઊંચું કરીને જોયું છે. રાત્રિ દિવસ હું માનું જ સ્મરણ કર્યા કરતી હતી."

આમ બોલતાં બોલતાં માં તેની આંખોમાં વળી પાછાં આંસુ ભરાઈ આવ્યાં. દીનાનાથે પોતાના પ્રવાસનું સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યા પછી કહ્યુંઃ—" મા જગદંબાની કૃપાથી છોકરો વહૂ ફરી આવી મળ્યાં છે. હવે તો મ્હારા અપરાધની ક્ષમા આપી શકીશ ને? તેમને ઘેર તેડી લાવ્યો છું એ કાર્યનું કાંઇ ઇનામ મ્હને મળશે ને?"

વિમળાસુંદરીએ સહજ હસીને કહ્યુંઃ—" તમારો શો દોષ છે? દોષ કેવળ મ્હારા અદૃષ્ટનો છે. ગુસ્સે થઇને સઘળી સંપત્તિનું તમે દાન કરી દીધું છે. પહેલાં મ્હને એ માટે ઘણું માઠું લાગ્યું હતું; પણ હવે હું સમજી શકી છું કે, માની જ એવી ઇચ્છા હશે. દિકરો જીવતો છે પછી પૈસાની શી ચિંતા છે? જેણે લીધા છે તે જ પાછું ઘર ભરી દેશે. હવે હું બ્હાર જઇને જોઉં કે તેઓ શું કરે છે!"

ન્હા પીધા પછી મણિ હારાધન રાયને ઘેર ગયો. તે પોતાના બેઠકખાનામાં એક આરામ ખુરસી ઉપર અર્ધશાયત અવસ્થામાં પડયો હતો. હવે તેનામાં પણ પ્રથમના જેવી સ્ફુર્તિ નહોતી. હમણાં તે તદ્દન વિમર્ષ ચિત્તથી પોતાનો કાળ પસાર કરતો હતો. મણિએ જઇને તેને નમસ્કાર કર્યા. તેણે ઉઠી બેઠા થઈ આશીર્વાદ આપી કહ્યું–"ભાઇ મણિ! આટલે દિવસે તને ત્હારાં માબાપ યાદ આવ્યાં કે? આટલા દિવસ સુધી તું કયાં હતો?"

મણિએ તેને પોતાના કર્મસ્થળની અને કામકાજની વાત કરી. એથી સંતુષ્ટ થઈ તે બોલ્યોઃ–"ભાઇ! મ્હેં ત્હારું જે અનિષ્ટ કર્યું છે એ વાત ત્હેં સાંભળી હશે? હવે હું તમને કોઇને મ્હોં દેખાડી શકું તેમ નથી."

મણિઃ—એમાં આપનો શો દોષ છે? આપ જે કાંઇ જાણતા હતા તે આપે બાપાને કહ્યું હતું. મ્હારા ભાગ્યમાં જે હતું તે થયું. આપ એ માટે શોક કરશો નહિ.

"ત્હારા પિતાએ પણ મ્હને ક્ષમા આપી છે; પરંતુ મ્હારા મનમાં એ વિષયનો ઘણો આઘાત થયો છે. એ આઘાત શાન્ત થઇ શકશે કે નહિ એ શંકાયુકત છે. તું સુધીરને મળ્યો?"

"ના, હમણાં મળીશ."

"ત્હારી બ્હેન અનંગ સાથે સુધીરનો વિવાહ નક્કી કર્યો હતો; પણ અનંગ એ વિષયમાં સંમત થઈ નથી. તેણે છ માસની મુદત માગી છે; પરંતુ એનો વિચાર ફરે એમ મ્હને લાગતું નથી. વળી બીજી ઘણી સારી કન્યાઓ છે તથા એ શુભ કાર્ય સત્વર કરી નાખવાનો મ્હારો વિચાર છે. તું સુધીરને સમજાવજે."

"જી હું ત્હારાથી બનતો પ્રયત્ન કરીશ."

"હમણાં તો તું અત્રે રહીશને?"

"હું ફક્ત દશ દિવસની રજા લઇને આવ્યો છું."

આમ કહીને મણિ સુધીરને મળવા ગયો. સુધીર તેના વાંચન-ગૃહમાં બેઠો હતો. મણિને જોઇને તે બોલ્યોઃ–"આવ-આવ મણિ! ત્હારાં બા મણિ ગૂમાવેલાં ફણીની પેઠે તરફડતાં હતાં અને તું રૂપાળી વહુ સાથે મૉજશૉખ ભોગવતો હતો, કેમ?"

મણિએ હસીને ઉત્તર આપ્યોઃ–"હું મૉજશૉખ કેવી રીતે ભોગવી શકું? હું તો નાસી છુટેલો ગુન્હેગાર હતો."

"ગુન્હેગારનો દશ લાખ રૂપિયા દંડ થયો છે એ સાંભળ્યું કે?

"હા, સાંભળ્યું છે."

"તું વિશેષ નાટક–નૉવેલો વાંચતો હતો તેનું જ આ ફળ છે. મ્હેં તને પ્રથમથી જ સાવધ કર્યો હતો કે વિશેષ નાટક–નૉવેલો વાંચવાથી અંતે પ્રેમમાં પડી જવાશે. નૉવેલો વાંચીને તું પ્રેમમાં પડયો–પ્રેમમાં પડીને પલાયન કરી ગયો–પલાયન કરી જવાથી દશ લાખ રૂપિયાનો દંડ થયો—મ્હારાં નેત્રો સમક્ષ એ chain of cause and effect–(કાર્ય–કારણ–પરંપરા) દિવસના પ્રકાશની માફક દેખાય છે. માટે એવો સાર નીકળે છે કે,–તમે કોઇ નૉવેલ વાંચશો નહિ."

"પણ તું નૉવેલો વાંચતો નથી છતાં પ્રેમમાં કેમ ડુબકીઓ ખાય છે?"

આ વખતે સુધીર એકદમ બોલી ઉઠયોઃ–"એ બધી ખોટી વાત છે, ખોટી વાત સમજ્યો? આ સુધીર શર્મા કોઇ પ્રેમ ફ્રેમની દરકાર કરે તેમ નથી."

"ત્યારે હવે જલ્દીથી વિવાહ કરી નાખ."

"તું પણ હવે વિવાહનું ગીત ગાવા લાગ્યો કે? સઘળાં સ્ત્રિયા-

ળની એક જ બૂમ ! કેટલાક દિવસથી બા એ વાત પકડી બેઠી છે, બાપા પણ એ વાત લઇ બેઠા છે, બ્હેનને પણ બીજી વાત સુઝતી નથી. ઘરમાં રહેવું મ્હારે માટે ઘણું મુશ્કેલી ભર્યું જણાય છે. ઠીક છે, મ્હેં એમ સાભળ્યું છે કે તું કોઇ જંગલમાં રહે છે. એ સ્થળે અનેક પ્રકારનાં વૃક્ષ છે કેમ? ત્હારી સાથે ત્યાં આવી બોટનિની ચર્ચા કરવાની મ્હને ઇચ્છા થાય છે. તું મ્હને સાથે લઇ જઇશ કે ? "

" ઘણા આનંદ સહિત તને સાથે લઇ જઇશ; પરંતુ હું દશ દિવસ પછી જવાનો છું. તું એટલો વહેલો આવી શકીશ ? "

" જરૂર આવી શકીશ. હવે હું ઘરમાં રહી શકતો નથી. મ્હને પલાયન કરી જવાની ઇચ્છા થાય છે; પણ હું ત્હારી માફક પલાયન કરી જવાનો નથી. "

આમ કહી સુધીર હસી પડયો. આ વખતે તેની મા હરિમતિ ત્યાં આવી. મણિએ તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા. હરિમતિએ તેને આશીર્વાદ આપી કહ્યું:—" ભાઇ ! અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું કે દીર્ઘાયુ તથા ધન પુત્ર લક્ષ્મીથી ભરેલો રહે. ત્હારાં બાનું દુઃખ ઘણે દિવસે દૂર થયું. અરેરે ! બીચારાંએ રડી રડીને આંખો સુદ્ધાં સુઝાડી દીધી હતી. ભાઇ ! તું આટલો બધો નિર્દય કેમ થયો હતો ? "

મણિ કાંઇ ઉત્તર ન આપતાં ચુપકીદીથી બેસી રહ્યો. સુધીરે કહ્યું:—" ઘરમાંથી કાઢી મૂકે તો બધાય નિર્દય થાય. બા ! થોડા દિવસ મણિ સાથે ફરવા જવાની મ્હને ઇચ્છા થઇ છે. મણિ રહે છે એ સ્થળ ઘણું સ્વાસ્થ્યકર છે; પરંતુ એ સ્થળે વાઘ, વરૂ અને સર્પની સંખ્યા વિશેષ છે. એ ઘણું ભયંકર જંગલ છે. "

" ત્હારે એવા ભયંકર સ્થળે શા માટે જવું જોઇએ ? "

" ન જાઉં તો શું કરું ? ઘરમાં તમે સર્વ મ્હને જંપીને ક્યાં બેસવા દો છો ? "

" હાં સમજી. વિવાહ કરવાનું કહીએ છીએ તેથી ડરાવે છે કે ? તું ત્હારી ઇચ્છા થાય ત્યારે વિવાહ કરજે. ભાઇ ! વિવાહ માટે તકરાર કરી હું તને વનવાસી નહિ કરું. મણિ ! ત્હારાં બાને કહેજે કે આજે સંધ્યાકાળ પછી હું વહૂને જોવા આવવાની છું. "

આમ કહી તે ચાલી ગઇ અને સુધીર સાથે થોડી વાતચિત કર્યા પછી મણિ પણ ચાલ્યો ગયો.

## પ્રકરણ ૮ મું

### એક માર્ગનાં મુસાફર

સંધ્યાકાળ પછી હરિમતિ પોતાની બન્ને પુત્રીઓ સાથે દીનાનાથને ઘેર વહૂને જોવા આવી. વિમળાસુંદરી પોતાના ઓરડામાં પૌત્રને ખોળામાં લઇ બેઠી હતી. હરિમતિ " ક્યાં છે-વિમળાસુંદરી ક્યાં છે ? " બોલતી બોલતી એ ઓરડામાં આવી.

" કેમ-હું તો પ્રથમથી જ કહેતી હતી કે તમારો મણિ ત્વરાથી પાછો આવશે અને તમારું દુઃખ દૂર થશે. સંસારમાં ધર્મ નથી કે ? રાત્રિ દિવસ થતાં નથી કે ? વાહ ! છોકરો તો ઘણો રૂપાળો છે ! "

આમ કહી તે આરામ ખુરસી ઉપર બેસી પડી. વિમળાસુંદરીએ કહ્યું:-" બ્હેન ! આશીર્વાદ આપો કે હું હવે આ બધાંને સુખી જોઇને સર્વથી પહેલાં સંસારમાંથી વિદાય થાઉં. મ્હને મ્હારો ગુમ થયેલો હીરો મળી આવ્યો છે; છતાં હજી મ્હારા અધીરા મનમાં વિશ્વાસ બેસતો નથી. "

આટલું બોલતાં બોલતાંમાં તે રડી પડી. હરિમતિએ કહ્યું:— " હવે શા માટે વિલાપ કરો છો ? લલાટલિપિનું ખંડન કોઇનાથી

કરી શકાતું નથી. હવે તો તમારા દુઃખના દિવસો દૂર થયા છે અને સુખના દિવસ આવ્યા છે. ક્યાં છે ? તમારી વહૂ ક્યાં છે ?"

બરાબર આ વખતે ડૅાલી અને લીલી સુહાસિનીને ત્યાં પકડી લાવી. સુહાસિનીએ હરિમતિને સાષ્ટાંગ પ્રણામ કર્યા. હરિમતિએ આશીર્વાદ આપી તેનું પાલવથી ઢંકાયલું મ્હોં પાલવ ઊંચો કરી, જોઇને કહ્યું:—

"વાહ–વાહ, ઘણું સુંદર મ્હોં છે."

ડૅાલી:—મણિભાઇ કેમ નાશી ગયા હતા એ હવે સમજાયું!

સુહાસિનીએ સહજ હસીને પાછું પોતાનું મ્હોં ઢાંકી દીધું. લીલીએ પોતાના હાથ લાંબા કરી કહ્યું:–"આવ બાબુ! આવ."

બાળક તેની મ્હોટીમાના ખૅાળામાં બેસી ચંચળ દૃષ્ટિથી જોવા લાગ્યો. હરિમતિએ કહ્યું:—"જાઓ, તમે પેલા ઓરડામાં બેસી વહૂની સાથે વાતચિત કરો. અમારી હાજરીમાં એ શર્માય છે."

ડૅાલી અને લીલી સુહાસિનીની સાથે બીજા ઓરડામાં ગઇ એટલે પછી હરિમતિએ કહ્યું:—"હવે તમારી અનંગને તેડાવો. વહૂને મળવા તો તે આવશેને ?"

"કેમ નહિ આવે! વહૂ સાથે તેનો ઘણો પ્રેમ થયો હતો. આખો દિવસ તે 'હાસી બ્હેન–હાસી બ્હેન' કહ્યા કરતી હતી. ખબર મળતાંની સાથે જ તે આવશે."

"ત્યારે મણિને તેડવા માટે મોકલો."

"મણિ કાલે જ જવાનો છે; પરંતુ બ્હેન! અનંગ તો આવશે મ્હારો શૈલેન્દ્ર ક્યાં છે ?"

આમ કહી વિમળાસુંદરી રડી પડી. હરિમતિ તેને શાન્ત કરી કહેવા લાગી:—"જે હમ્મેશાંને માટે ચાલ્યો ગયો છે તેને માટે વૃથા

વિલાપ કરવાથી શું ફળ ? હવે સો મણિ વગેરેને લઈને સુખી થાઓ. અનંગના પિતા તેને સુખી કરવાનો જ પ્રયત્ન કરે છે."

વિમળાસુંદરીએ નેત્રો સાફ કરી કહ્યું:—"મ્હારી અનંગ મરવું કબૂલ કરશે; પણ ફરી વિવાહ કરવા તો કબૂલ નહિ જ થાય."

"તેણે છ માસની જે મુદત લીધી છે એમાં વખત છે કબૂલ પણ થાય. જુઓ, હું પણ મ્હોટી મુશ્કેલીમાં પડી છું. આજકાલનાં બાળકો માબાપની વાત માનતાં જ નથી. અનંગની સાથે વિવાહ થશે એમ જાણી મ્હારો સુધીર વિવાહ કરવા રાજી થયો હતો; પણ હવે પાછો તે વાંકો થઈ બેઠો છે. બીજી તરફથી ઘણી સારી સારી સગાઈઓ આવે છે તથા તેનો વિવાહ કરી નાખી વહૂને ઘેર લાવવાની મ્હારી ઘણી ઇચ્છા છે. વળી સુધીરના પિતા તો હવે કંટાળી ગયા છે."

"બ્હેન! મ્હને એમ લાગે છે કે, આપણા વખતમાં છોકરા છોકરીઓનો જેટલી ઉમ્મરે વિવાહ થતો હતો એ ઉમ્મરનું પ્રમાણ સારું હતું. હમણાં આપણે પૈસાના લોભથી છોકરાઓને મ્હોટી ઉમ્મરે પરણાવીએ છીએ એનું ફળ એવું આવે છે કે તેઓ આપણા વિચાર પ્રમાણે ચાલવા ઇચ્છતા નથી. વળી આ કાંઈ તેમનો દોષ નથી—ઉમ્મરનો દોષ છે. મ્હોટી ઉમ્મરે વિવાહ કરવામાં આવે એટલે તેઓ પોતાની સ્વાધીન ઇચ્છાને વશ થાય.જ. મ્હારા મણિનો પણ જો વહેલો વિવાહ કરવામાં આવ્યો હોત તો અમારે આટલું બધું દુઃખ ભોગવવું પડત કે ? તમારા સુધીરની પણ એવી જ સ્થિતિ થઈ છે. હમણાં હરેક સ્થળે બધી નવાઈ જ જોવામાં આવે છે. વિવાહ પહેલાં પ્રેમ થવો જોઈએ ! કેવું આશ્ચર્ય !"

"ખરું કહો છો, બ્હેન! ખરું કહો છો. એ બધું સાહેબ લોકોને શોભે. વિવાહના પછી સ્વામી સ્રી વચ્ચે જે પ્રેમ ઉત્પન્ન થાય છે તે કયી રીતે ઉતરતો છે ?"

"કોઈ રીતે ઉતરતો નથી; પણ મ્હોટી ઉમ્મર થતાં સુધી વિવાહ કરવામાં નથી આવતો તો વયના ધર્મ અનુસાર સુયોગ મળતાં કોઈના ઉપર સ્નેહ ઉત્પન્ન થાય છે અને ભૂત વળગ્યા જેવી સ્થિતિ થાય છે. એવી સ્થિતિમાં કોણ માબાપનું કહેવું માને છે?"

"તમારી અનંગ આવે ત્યારે તમે તેને સમજાવી જોજો બ્હેન."

પેલી તરફ ડૉલી અને લીલીએ સુહાસિનીને પોતાની ઇચ્છાનુરૂપ સંગિની જોઈ અલ્પકાળમાં જ તેની સાથે ઘણો પ્રેમ કરી દીધો. અનંગની વાત નીકળી એટલે સુહાસિનીએ કહ્યું:—"એમને એક વખત અહીં આવવા દો, પછી વિવાહ માટે રાજી થાય છે કે નહિ તે જોવાશે."

ડૉલીઃ—જો તમે પ્રયત્ન કરશો તો એ રાજી થશે. તમારી સાથે એનો ઘણો સ્નેહ થયો હતો. તમારી વાતની તેઓ ના પાડી શકશે નહિ. ભાઈના જીવનનું સુખ એના ઉપર અવલંબીને રહ્યું છે, સમજ્યાં કે?

લીલીઃ—એ તેઓ ક્યાં નથી જાણતાં? સર્વ એક જ માર્ગનાં મુસાફર છે ને?

સુહાસિનીઃ—આમ કેમ કહો છો?

"હું શું ખોટું કહું છું? તમે પણ મણિભાઈને માટે પાગલ બની ગયાં નહોતાં કે? તેમ ન હોત તો તેઓ તમારે માટે પલાયન કરી જાત ખરા કે?"

સુહાસિનીએ એક નિઃશ્વાસ મૂકી કહ્યું:—"તેમની સાથે મ્હારી તુલના કદાપિ થાય ખરી કે? સમુદ્ર સાથે ખાબોચીઆની તુલના થઇ શકે કે? તેમણે મ્હારે માટે કેટલો બધો ત્યાગ સ્વીકાર્યો છે તેનો એક વખત વિચાર તો કરી જુઓ."

ડૉલીઃ—એ બધું અમે જાણીએ છીએ. કોઇથી પણ એટલો બધો ત્યાગ સ્વીકારી શકાય તેમ નથી; પરંતુ તમારું આ સુંદર મુખ પણ જાણે એક જાદુમંત્ર જેવું છે. તેમ ન હોય તો આટલા અલ્પ-કાળમાં જ તમે અમને મોહમુગ્ધ કેવી રીતે કરી શકો ? ઠીક છે, આજે હવે અમે જઇએ છીએ. મ્હારા રિપનને હું તેના દાદા પાસે મૂકી આવી છું. જો મ્હને ઘેર જતાં વિલંબ થશે તો તે રડારોળ કરી મૂકશે. તમે પણ અમારે ઘેર બેસવા આવજો. લીલી, બાને બોલાવીને આવ. હું જાઉં છું.

ડૉલી ચાલી ગઇ અને લીલી તેની માતાને બોલાવી લાવવા ગઇ.



## પ્રકરણ ૯ મું



### પુનરાગમન

અનંગ બધી ખબર સાંભળી વિના વિલંબે મણિની સાથે ઘેર આવી. પ્રથમથી કાંઇ ખબર આપ્યા સિવાય મણિ એકાએક હુગલી તારિણીચરણને ઘેર ગયો હતો. આવી રીતે એકાએક તેને આવેલો જોઇને સર્વના હાથમાં જાણે કે ચંદ્ર આવ્યો; પરંતુ બીજી જ ક્ષણે તારિ-ણીચરણ અને તેની સ્ત્રીના મનમાં શૈલેન્દ્રનો શોક જાગી ઉઠયો. આજે જો શૈલેન્દ્ર જીવતો હોત તો મણિને જોઇને પોતાના હાથમાં સ્વર્ગ આવ્યું હોય એમ તેને લાગત. અનંગના અંતરમાં પણ હર્ષ–વિષા-દનો ભાવ ઉત્પન્ન થયો; પરંતુ તેની હાસી ભાભી હવે તેને ઘેર આવી છે, તેને એક પુત્ર થયો છે, કલકત્તા જવાથી એ બાળકને હાથમાં લઇ તેને ચુંબન કરી શકાશે વગેરે વિચારો અંતરમાં ઉપજ-વાથી તેનું સ્વાભાવિક ધૈર્ય આ વખતે બદલાઇ ગયું. તે એ જ દિવસે

સંધ્યાકાળની છ વાગ્યાની ગાડીમાં મણિની સાથે કલકત્તા રવાના થઇ. ચુની અને નનીએ કોઇ પણ રીતે અનંગની સોબત છોડી નહિ.

સુહાસિની અનંગનું દર્શન થશે એમ ધારી મનમાં ને મનમાં ઘણી આહ્લાદિત થઇ હતી; પણ અનંગ જ્યારે "હાસી ભાભી–હાસી ભાભી !" કહી બોલાવતી બોલાવતી ઘરમાં આવી ત્યારે તેનો વૈધવ્ય વેશ જોઇને સુહાસિનીનો સઘળો આનંદ ઉડી ગયો. સહજ પણ આગળ વધી નહિ શકાવાથી તે નીચું જોઇ બેસી રહી. તેનાં નેત્રોમાંથી એકાએક અશ્રુધારાની વૃષ્ટિ થવા લાગી. અનંગ તેની પાસે આવીને તેના કંઠમાં વળગી પડી. આ વખતે તેનાં નેત્રોમાં આંસુ નહોતાં. તેણે અસાધારણ ધૈર્યથી આત્મસંવરણ કર્યું હતું.

આ વખતે વિમળાસુંદરીએ રડતાં રડતાં એ ઓરડામાં પ્રવેશ કર્યો. અનંગે તેને પ્રણામ કર્યા અને બાળકને ખોળામાં લઇ તેના મુખ ઉપર ચુંબન કર્યું.

રાત્રે ભોજન કર્યા પછી સુહાસિની અને અનંગ એક બિછાનામાં સૂઇ વાતો કરવા લાગ્યાં. સુહાસિનીએ અનંગના અંતરનો વિચાર જાણવા પૂછ્યું:—"અનંગ! મ્હારાં લક્ષ્મી ! તમે હવે કેટલા દિવસ સુધી આવી દશામાં રહેશો ? તમારે માટે કેટલાં માણસોને દુઃખ થાય છે એ તમે જાણો છો કે ?"

અનંગ:—ભાભી ! તમે પણ એ જ વાતનો આરંભ કર્યો કે ? મ્હેં મદનગોપાળ સાથે વિવાહ કરવાનો નિશ્ચય કર્યો છે.

"મદનગોપાળ કોણ છે ?"

આ વખતે અનંગે મિસ કેરી અને પોતાના 'મદનગોપાળ'ની વાત સુહાસિનીને કહી અને પછી બન્ને જણાં ઘણું હસવા લાગ્યાં. છેવટે હસવું રોકીને અનંગે કહ્યું:—" મ્હેં તો કહ્યું છે કે છ માસ પછી હું મ્હારો વિચાર જણાવીશ."

"છ માસ અને ત્રણ માસમાં શું આવે જાય છે? તમારા મનનો શો વિચાર છે એ મ્હને સ્પષ્ટ કહો. મ્હારી પાસે કાંઇ છુપાવશો નહિ."

અનંગે સહજ હસીને ઉત્તર આપ્યોઃ—"ભાભી, હવે કહો જોઇએ કે જો ભાઇની સાથે તમારો વિવાહ ન થયો હોત તો તમે શું કરત ?"

"કેમ—કરવાનું શું હતું ?"

"તમે બીજા કોઇ પુરુષ સાથે વિવાહ કરત કે ?"

"ના—કદાપિ નહિ."

"ત્યારે શું મ્હોં લઇને મ્હને પુનર્વિવાહ કરવાનું કહો છો ?"

આ વાતનો કાંઇ ઉત્તર આપી નહિ શકાવાથી સુહાસિની ચુપકીદીથી બેસી રહી. પછી અનંગે કહ્યું:—"મ્હારે માટે બાપાને ઘણું દુ:ખ થાય છે એ હું જાણું છું."

"ફક્ત બાપાને જ દુ:ખ થાય છે કે ?"

"બાને પણ દુ:ખ થાય છે; છતાં—"

"બીજા પણ કોને દુ:ખ થતું નથી ? તમે તો કાંઇ જાણતા જ નથી કેમ ?"

"હું સમજી, તમે સુધીરકુમારની વાત કરો છો ને ?"

"કેવળ સુધીરકુમાર જ નહિ પણ તેમનાં માબાપ, બ્હેન વગેરે સર્વ તેઓ વિવાહ નહિ કરતા હોવાથી દુ:ખી થાય છે. સુધીરકુમાર વિવાહ કરવાની સાફ ના પાડે છે. હવે તમારા ઉપર કેટલાં બધાં માણસોના સુખ દુઃખનો આધાર છે એ વિચારી જુઓ. તમે તદ્દન નિર્દય ન થશો, બ્હેન."

"ડૉલી બ્હેને પણ મ્હને પ્રથમ આવી વાત કહી હતી. હવે તમે તેમનાં વકિલ થયાં છો ! ઠીક, સુધીરકુમાર વિવાહ કેમ નહિ કરે ?"

" કેમ નહિ કરે એ તમે જાણતાં નથી કે ? "

" આમ કરવું એમને ઉચિત નથી. પુરુષ માણસને આટલું બધું શા માટે ? "

" કેમ પુરુષોને તમે માણસમાં જ નથી ગણતાં કે ? "

" તેમનાં મન ઘણાં દુર્બળ હોય છે. તેઓ કૃપાને પાત્ર છે."

" પરંતુ બધા પુરુષો સરખા નથી હોતા—તમારા ભાઇનો જ વિચાર કરી જુઓ. "

" ભાઇના ચરણોમાં કોટી કોટી પ્રણામ છે. ભાઇના જેવા કેટલા પુરુષ હોય છે ? વળી સુધીરકુમારનો એવો જ વિચાર હોય તો તેમણે પોતાનો વિચાર બદલવો ઉચિત છે. એ જો મ્હારે માટે નહિ પરણે તો મ્હારા મનને પણ દુઃખ રહી જશે. ઠીક છે, કાલે હું તમને સાથે લઇ તેમને ઘેર જઇશ. જોઉં છું કે તેઓ વિવાહ માટે રાજી થાય છે કે નહિ ? "

" કોની—તમારી સાથે ? એમ હોય તો તેઓ હમણાં પણ તૈયાર છે. "

" જાઓ—જાઓ, ફરીથી એવું બોલશો નહિ. એવા શબ્દો ઉચ્ચારવાથી પણ પાપ લાગે છે. "

" ત્યારે તમે તેમને શી રીતે મળશો ? "

" હવે તેમને મળવામાં મ્હને બિલ્કુલ ભય લાગતો નથી. ભય હતો ત્યારે હું અહીંથી હુગલી જતી રહી હતી. "

" બ્હેન ! તમારામાં તો ઘણું સાહસ દેખાય છે. શત્રુના શિબિરમાં જઇ યુદ્ધ કરશો કે શું ? "

" હવે મ્હારું કોઇ શત્રુ નથી. સર્વ મ્હારાં સ્નેહી છે. હું મ્હારી નણંદ નલિકાળી સાથે તેમના વિવાહનો પ્રસ્તાવ કરવા જઇશ. એ ઘણી સારી કન્યા છે. "

" તમે તો ઘેલાં થયાં છો ! કેટલા કેટલા મહારથી હાર ખાઇ ગયા છે, હવે તમે જ બાકી છો. પણ તમારી વાત કદાચ સાંભળે પણ ખરા. તમે ઇચ્છા કરો તો તેમને એક ઠેકાણે વેચીને બીજે ઠેકાણેથી ખરીદો તેમ છો. તમારી પાસે તેઓ " देहि पदपल्लव मुदारं " છે ને ? "

" જાઓ હવે વિશેષ રસિકતા કરશો નહિ તમે અહીંથી ચાલ્યાં જાઓ તમારા શયનગૃહમાં. હું આ ઓરડાનાં બારણાં બંધ કરું છું. "

આમ કહી અનંગે સુહાસિનીને જોરથી બહાર કાઢી મૂકી બારણાં બંધ કરી દીધાં.

## પ્રકરણ ૧૦ મું

### સુધીરના સ્વપ્નનો ભંગ

બીજે દિવસે સંધ્યાકાળ પછી અનંગ સુહાસિનીને લઇ હારાધનને ઘેર બેસવા ગઇ. ચુની અને નની અનંગની સાથે હતા. હરિમતિએ તેમનો યથોચિત સત્કાર કર્યો. ડૉલીએ સુહાસિનીને પોતાના ઓરડામાં બેસાડી. અનંગે ડૉલીને એક ગાયન ગાવા કહ્યું. ડૉલીએ નિમ્ન લિખિત ગાન ગાઇ સંભળાવ્યું:—

" અયિ ભુવન-મનોમોહિની ! *
અયિ નિર્મલ-સૂર્ય-કરોજ્વલ ધરણી,
જનક-જનની-જનની.

* ગુજરાતી જાણનારથી પણ આ કાવ્ય સમજાય તેમ હોવાથી તેને મૂળ સ્વરૂપમાં જ અત્રે ઉતાર્યું છે.

નીલ-સિન્ધુ-જળ-ધૌત ચરણતલ,
અનિલ-વિકંપિત શ્યામલ-અંચલ,
અંબર-ચુંબિત-ભાલ-હિમાચલ,
શુભ્ર-તુષાર-કિરીટિની !
પ્રથમ પ્રભાત ઉદય તવ ગગને,
પ્રથમ સામરવ તવ તપોવને,
પ્રથમ પ્રચારિત તવ વન-ભવને,
જ્ઞાન-ધર્મ કત કાવ્ય-કાહિની !
ચિર કલ્યાણમયી તુમિ ધન્ય,
દેશે-વિદેશે વિતરિછ અન્ન,
જાન્હવી-યમુના વિગલિત કરૂણા,
પુણ્ય-પિયુષ-સ્તન્યવાહિની ! "

ગાન સમાપ્ત થયા પછી અનંગે કહ્યું:—" ડૉલી બ્હેન જાણતાં હોય એમ લાગતું નથી કે મ્હારાં હાસી ભાભી પણ બહુ સારું ગાઇ શકે છે. "

ડૉલીએ પ્રસન્ન થઇને કહ્યું:—" એમ કે ? ત્યારે તો આજે એમને જરૂર ગાવું પડશે. "

સુહાસિનીએ ઘણી રકઝક કર્યા પછી આખરે એક ગાન હાર્મોનિયમ સાથે ગાઇ સંભળાવ્યું.

તેના સુમધુર કંઠસ્વરે સર્વને મુગ્ધ બનાવી દીધાં.

સુધીર પાસેના ઓરડામાં પલંગ ઉપર બેઠો હતો. એ પણ સુહાસિનીનું ગાન સાંભળી તન્મય થઇ ગયો. પછી 'ભાઇ-ભાઇ' બૂમ સાંભળવામાં આવતાં તેની તન્મયતા દૂર થઇ. " ભાઇ! અહીં બેસી શો વિચાર કરો છો ? હમણાં કોણે ગાન ગાયું એ તમે જાણ્યું કે ? "

સુધીરે નજર કરી તો તેણે ડૉલીને અનંગનો હાથ પકડી પોતાના તરફ આવતી જોઇ. અનંગના હાથમાં સુહાસિનીનો પુત્ર હતો અને નનીએ તેનો હાથ પકડયો હતો. સુધીર આળસ ખાઇ ટટાર થઇ બેઠો. તેનો ભાવ જોઇને ડૉલી હસીને બોલીઃ—"ભાઈ તમે જેને સ્વપ્નમાં જોતા હતા એ જુઓ હાજર છે."

સુધીર ગુસ્સે થઇ બોલ્યોઃ—"જા, તું બહુબોલકણી છે. કેમ અનંગમોહિનિ! ક્યારે આવ્યાં?

ડૉલીઃ—હું જાઉં છું. તમે અનંગ સાથે વાતચિત કરો. એ તમને કાંઇ કહેવા આવી છે."

અનંગ સુધીરના પ્રશ્નના ઉત્તરમાં બોલીઃ—"હું કાલે જ આવી છું. મણિભાઇ મ્હને તેડવા આવ્યા હતા."

"આ કોણ છે?"

"આ મ્હારા દિયરનો પુત્ર નની છે. એ બન્ને ભાઇ મ્હને જરા પણ અળગી કરતા નથી, તેથી અત્રે પણ સાથે લઇ આવી છું. સુધીરકુમાર! હું તમને એક વાત કહેવા ઇચ્છું છું."

"શું છે—કહો."

"તમારાં માતાપિતા તમારો વિવાહ કરવા ઇચ્છે છે. તમે વિવાહ નહિ કરો તો તેઓ ઘણાં દુઃખી થશે. હું પણ તમને વિવાહ કરવા માટે ખાસ વિનંતિ કરું છું. એક કન્યાને મ્હેં પસંદ કરી છે. એ ઘણી સારી કન્યા છે, એનો સ્વભાવ ઘણો ઉત્તમ છે—ચ્હેરો ઘણો સુંદર છે. પણ રંગ ઉજવળ શ્યામ છે. તમે પરણશો કે નહિ તે કહો."

ઝડપથી આ વાક્યો ઉચ્ચારી અનંગ સુધીરના મુખ તરફ જોઇ રહી.

સુધીર હસીને બોલ્યોઃ—"જો હું તમારી વિનંતિ ન સ્વીકારું તો?"

"તમે મ્હારું કહેવું કેમ નહિ સાંભળો? મ્હારી વિનંતિ તમારે

સ્વીકારવી જ પડશે. તમે વિવાહ કરશો તો હું ઘણી સુખી થઇશ."

"અને વિવાહ નહિ કરું તો?"

"નહિ કરો તો ઘણી દુઃખી થઇશ."

સુધીરના હૃદય–તંત્રમાં હજી પણ સંગીતની લહરી વાગતી હતી. મનનો ઉચ્છવાસ દબાવી નહિ શકાવાથી તે બોલ્યો:—"અનંગમોહિનિ! તમે યથાર્થ સ્વર્ગનાં દેવી છો. તમારી આ કરૂણાએ તમને વિશેષ સુંદર કર્યાં છે. પણ તમે મ્હને એટલો બધો કૃપાને પાત્ર કેમ સમજો છો?"

અનંગે સુધીરના આ ઉચ્છવાસથી સહજ વિચલિત થઇ કહ્યું: "હું તમારા મનનો ભાવ સમજું છું; પરંતુ મ્હારે માટે તમે તમારું મૂલ્યવાન્ જીવન આવી રીતે નષ્ટ કેમ કરો છો?"

"ના–ના, અનંગમોહિની! તમે આમ ન બોલો. શું હું એવો હીન છું–એવો દુર્બળ છું કે તમારો ઉચ્ચ આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખી મ્હારું જીવન પસાર નહિ કરી શકું? જો હું એમ કરી શકું તો જ આ મ્હારા જીવનની સાર્થકતા છે."

"ત્યારે મ્હેં જે માર્ગ સ્વીકાર્યો છે એ તમને સારો લાગે છે?"

"અવશ્ય. તમે જો મ્હારી સાથે વિવાહ કરવા સંમત થયાં હોત તો હું મ્હારે પોતાને માટે સુખી થાત; પરંતુ તમારે માટે તો દુ:ખી જ થાત. હું એમ જ સમજત કે, તમે તુચ્છ સંસારસુખને માટે સીતા, સાવિત્રીના ઉચ્ચ આદર્શથી ભ્રષ્ટ થયાં છો; પરંતુ આજે તમે મ્હારાં નેત્રો સમક્ષ સ્વર્ગનાં દેવી છો. તમે આટલાં બધાં પ્રલોભનોને સહેલાઇથી ઠોકર મારી યથાર્થ માર્ગ સ્વીકાર્યો છે. હવે પ્રભુને એવી પ્રાર્થના કરો કે હું પણ તમારા દર્શાવેલા માર્ગે ચાલી મ્હારું જીવન સાર્થક કરી શકું."

અનંગે થોડા સમય સુધી ગંભીર ભાવથી વિચાર કરી કહ્યું:— "ત્યારે હવે મ્હારા મનમાં કાંઇ દુ:ખ રહેશે નહિ. ઇશ્વર તમારું કલ્યાણ કરો."

આમ કહી અનંગ બન્ને બાળકને લઇ ધીમે ધીમે બ્હાર ગઇ.

---

## પરિશિષ્ટ

---

હુગલીથી પાછા ફરતી વખતે ગાડીમાં હારાધન રાયના મનમાં જે ગંભીર આઘાત થયો હતો તે તેનાથી સહન કરી શકાયે નહિ. દીનાનાથ જો કે તેનો કાંઇ દોષ કાઢતો નહોતો તો પણ તેના ભ્રમને લીધે મણિએ પોતાના પિતાના દશ લાખ રૂપિયા ગૂમાવ્યા હતા એ માટે તે ઘણો પસ્તાતો હતો. જેને માટે એક પૈસો શરીરના લોહી જેવો હતો તે આ દશ લાખ રૂપયાની ક્ષતિ કેવી રીતે જોઇ શકે? તે ક્ષતિ એને પોતાને નહિ થતાં બીજાને થઇ તો પણ તે કેવી રીતે જોઇ શકાય? ત્યાગી પુરુષ દીનાનાથના મનનો વિચાર અન્યરૂપ હોવા છતાં હારાધન આ વિપુલ અર્થના નાશની કલ્પના કરવાને અશક્ત હતો. જે કીર્ત્તિ સ્તંભ ઉપર ચઢે છે, તેના કરતાં જે તેના તરફ તાકીને જુએ છે એ જ વ્યક્તિનું માથું પ્રથમ ભમી જાય છે. આ કારણથી હારાધનના મનની સ્વાભાવિક સ્ફુર્ત્તિ અદૃશ્ય થઇ ગઇ હતી. ત્યાર પછી અનંગની સાથે સુધીરનો વિવાહ કરી લાખ રૂપિયા મેળવવાની જે ઉચ્ચ આશાનું ઘણા દિવસથી તેણે પોતાના હૃદયમાં પોષણ કર્યું હતું એ આશા દુર્ભાગ્યવશાત: નિર્મૂળ થઇ. ઉલટું સુધીરને બીજે સ્થળે પરણાવી દશ હજાર રૂપિયા મેળવવાની જે આશા હતી તે આશા પણ તિરોહિત થઇ. સુધીરે નહિ પરણવાની પ્રતિજ્ઞા કરવાથી તેના પારિવારિક

સુખનો પણ વ્યાઘાત થયો. તે હમ્મેશાં ગૃહિણીનો તિરસ્કાર સહન કરવા લાગ્યો. આ સઘળાં કારણથી હારાધન ભગ્નહૃદય થઇ શય્યાશાયી થયો. પછી જ્યારે તેને પેન્શનનો હુકમ મળ્યો ત્યારે તે ઉઠવાને પણ અશક્ત થયો. આ હુકમ મળ્યા પછી સામાન્ય જ્વર આવ્યો અને તેનાથી એક દિવસે અકસ્માત હૃદયની ક્રિયા બંધ થતાં તેનું મૃત્યુ થયું. તેના આકસ્મિક મૃત્યુથી સુધીર ઘણા શોકમાં પડી ગયો. પછી ક્રમશઃ યૌવનકાળના સ્થિતિસ્થાપકતાના ગુણથી ઉઠી તેણે કામકાજમાં મન પરોવ્યું. પિતાના મૂકેલા દોઢલાખ રૂપિયાનો ઉત્તરાધિકારી થઇ સુધીર પોતાના મનની અભિલાષા પૂર્ણ કરવા તત્પર થયો. તેણે ઘણા પૈસા ખરચી ઘરમાં એક વૈજ્ઞાનિક પરીક્ષાગાર (Laboratory) સ્થાપન કરી વિજ્ઞાનચર્ચામાં અને રોગીઓની ચિકિત્સા કરવામાં જીવન પસાર કરવા માંડ્યું.

પરંતુ આ સંસારમાં જે જે ઇચ્છે છે તેને તે મળતું નથી. હારાધને કોઇ પણ વખતે રાવ બહાદુરનો ખિતાબ મેળવવાની ઇચ્છા કરી નહોતી છતાં તેના મૃત્યુ પછી બીજે દિવસે એટલે પહેલી જાન્યુઆરીના ગૅઝેટમાં તેને રાવબહાદુરનો ખિતાબ આપવામાં આવ્યો છે એમ જાહિર કરવામાં આવ્યું. આ ખિતાબ નહિ આપતાં એક વર્ષ વિશેષ નોકરી કરવા દીધી હોત તો આવું આકસ્મિક મૃત્યુ થાત નહિ. નવીન વર્ષમાં તારિણીચરણને પણ આશા હતી કે વૃષ્ટિના સમયે પોતાના માથા ઉપર પણ બે છાંટા પડશે; પરંતુ દુર્ભાગ્યક્રમે તેઓ નિરાશ થયા. પુત્રશોક ઉપર આ નિરાશાએ તેમને ઘણા નમ્ર બનાવી દીધા. એક દિવસે સંધ્યાકાળ પછી તેઓ શય્યામાં સુતા હતા તથા અનંગ તેમના માથા ઉપર હાથ ફેરવતી હતી. એ વખતે તેમણે કહ્યું:—"બેટા! હું હવે વિશેષ દિવસ જીવવાનો નથી."

અનંગઃ—એમ કેમ બાપા ? આપને શું થયું છે ? આપનું શરીર હજી પણ તંદુરસ્ત અને સશક્ત છે.

" શરીર સશક્ત છે; પણ મ્હારા મનમાં ગંભીર આઘાત થયો છે. એ ધક્કો સહન કરવો મ્હારે માટે કઠિન છે."

" મુરબ્બી, હું એક વાત કહેવા ઇચ્છું છું. આપને મ્હારી વાત સાંભળવી પડશે. આપ આટલી બધી મજુરી શામાટે કરો છો ? કોને માટે આ વૃદ્ધાવસ્થામાં પરિશ્રમ કરો છો ? આપ જે માન આબરૂની વાત કરો છો તે તો આપને પુષ્કળ છે. સરકારનો ખિતાબ મળવાથી એમાં શો વધારો થશે ? વળી જુઓ, હારાધન પણ છેવટે રાવ બહાદુરનો ખિતાબ પામ્યા; પણ તે પહેલાં તો તેઓ ચાલ્યા ગયા છે. આ ખિતાબ તેમની સાથે ગયો નથી. આપનું શરીર વધારે કે એ ખિતાબ વધારે ? "

તારિણીચરણ અનંગનાં આ વચન સાંભળી ક્ષણ કાળ સુધી વિચાર કરી ઉઠી બેઠા થયા અને તેમણે કહ્યું:—"બેટા ! તું ખરૂં કહે છે. આટલા દિવસ સુધી આવી વાત મ્હને કોઇએ કહી નથી. હવે હું વિના કારણ પરિશ્રમ કરી શરીરનો નાશ કરીશ નહિ. કાલે જ હું ઑનરરી મેજીસ્ટ્રેટના કામનું રાજીનામું આપી દઇશ."

અનંગઃ—હા, એમ જ કરો. આપે આટલા દિવસ ખરા અંતઃકરણથી સરકારી કામ કર્યું છે, સાહેબલોકોને પણ ઘણા રાજી કર્યાં છે; તેના કરતાં આપે ભગવાનને રાજી કર્યા હોત તો આ સઘળી અશાન્તિ દૂર થાત.

આ વાક્યો સાંભળી તારિણીચરણ એકદમ રડી પડયા અને બોલ્યાઃ—" બેટા ! ત્હેં મ્હને ખરો માર્ગ દેખાડયો છે."

તારિણીચરણે બીજે જ દિવસે રાજીનામું આપી દીધું. હવે તેઓ

દિવસનો ઘણો ખરો વખત પૂજા-અર્ચનામાં ગાળવા લાગ્યા. અનંગ હમ્મેશાં સંધ્યાકાળ પછી તેમને ધર્મગ્રંથ વાંચી સંભળાવતી હતી. એ પ્રમાણે તેમના દિવસો શાન્તિમાં પસાર થવા લાગ્યા.

થોડા દિવસ પછી તારિણીચરણના જ્યેષ્ઠ પુત્ર પ્રમથનાથની સ્ત્રી સ્વર્ગવાસિની થઇ. પ્રમથનાથ ગયા જીલ્લામાં ડૅાકટર હતો. તે આ બનાવ બન્યા પછી નોકરી છોડી ઘેર આવ્યો હતો. તે કાલીગંજમાં રહી શૈલેન્દ્રના આરંભેલા કાર્યની વ્યવસ્થા અને ડૅાકટરી ધંધો કરવા લાગ્યો. તેની ઉમ્મર ત્રીસ વર્ષ કરતાં સહજ વિશેષ હતી. તારિણીચરણે તેને બીજી વખત પરણાવવાનો પ્રયત્ન કર્યો પણ અનંગના આદર્શનું અનુસરણ કરી તે કોઇ પણ રીતે ફરીથી પરણવા સંમત થયો નહિ. તેના બન્ને પુત્રો અનંગને હમ્મેશાં બા કહી બોલાવતા અને તેને જ પોતાની જનની જાણતા.

દીનાનાથે કાળીગંજ જઇ પેલા બ્રહ્મચારીની મુલાકાત કરી. તેના મનની વ્યાકુળતા જોઇ શ્યામાનંદ બ્રહ્મચારીએ તેને શક્તિનો મંત્ર આપ્યો. દીનાનાથે મંત્ર ગ્રહણ કરી સાધનાનો આરંભ કર્યો. થોડા દિવસમાં જ તે સમજી શકયો કે, સંસારના સુખ દુઃખથી રહિત બીજું એક રાજ્ય છે—એ સ્થળે આનન્દમયી, આનન્દરૂપ અમૃત સ્વરૂપે બિરાજે છે—એ સ્થળે સંસારનો શોક નથી, તાપ નથી કેવળ આનન્દઃ કેવળ શાન્તિ છે. દીનાનાથે આ અમૃતખાણનો પત્તો લાગવાથી તેમાં ડુબકી મારવા માટે મન પ્રાણ સમર્પણ કર્યાં. અસ્તુઃ



# રતનલૉજનું રમખાણ

## ( પારસી સંસારી વાર્ત્તા )

### લખનાર, મરહુમ દાદીએ. તારાપોરવાળા.

આ વાર્ત્તાનો આરંભ એક ભયંકર અકસ્માતથી થાય છે. ગરીબ હાલતનાં માણસો પણ કેટલીક વખત સ્વાર્થનો ત્યાગ કરી કેવો પરોપકાર કરે છે, જુવાનીના તોરમાં અકડાઇને ફરતા આજકાલના છોકરાઓ પોતાનાં માબાપની આજ્ઞા વિરુદ્ધ મરજી પડે તેવી રીતે વર્તી અંતે કેવા દુઃખી થાય છે, પ્રામાણિકતાથી મનુષ્ય જીવનની ઉન્નતિ કેવી રીતે કરી શકાય છે વગેરે વિષયો ઉપરાંત પ્રેમમયી પ્રેમદાના પ્યારની કસોટી જોવી હોય, ધર્મનો જય અને પાપનો ક્ષય નિહાળવો હોય, કપટીઓનાં કારસ્થાનોનો ભેદ જાણવો હોય તો આ સુંદર સાંસારિક વાર્ત્તા આજે જ વાંચો. મરહુમ તારાપોરવાળાની હરેક સાંસારિક વાર્ત્તા જનસમાજમાં અતિ લોકપ્રિય થએલી હોવાથી આ વાર્ત્તાની પ્રશંસા કરવાની જરૂર રહેતી નથી. આ નવલકથા પણ ઘણી દિલકશ હોઇ એનો પ્લૉટ પણ ઘણો મનોરંજક છે. જે માબાપો પોતાનાં બાળકોને સારી કેળવણી આપવા તરફ ધ્યાન આપતાં નથી તેમનાં ફરજંદો ભવિષ્યમાં સ્વેચ્છાચારી બની જઇ માબાપનાં હૈયાંમાં કેવી હોળી સળગાવે છે એનો આબેહુબ ચીતાર આ વાર્ત્તામાં છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૨૫ સુંદર સફેદ ચીકણા ગ્લેઝ કાગળ, પાકું સોનેરી નામનું પૂઠું; છતાં મૂલ્ય માત્ર રૂ. ૨–૮–૦

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની**

બૂકસેલર્સ અને પબ્લિશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨

મિ. જહાંગીર એ. મર્ઝબાનની રચેલી એક સચિત્ર નવલકથા

# મુશકીલ આસાન

આ અદ્ભુત વાર્તાની શુરુઆત એક ભુતીઆ ઘરથી થાય છે તથા લોકોમાં અસ્તિત્વ ધરાવતી માનતાઓ, વહેમો, નવાઇ જેવા રીતરીવાજો વગેરેનો આ વાર્તામાં સમાવેશ થયેલો છે. એક બુદ્ધિશાળી બાળિકા કેવળ સત્ય અને ધર્મનું પાલન કરવા માટે કેટલું બધું કષ્ટ સહન કરે છે, પાત્રપરીક્ષા કર્યા સિવાય લગ્નની ગાંઠથી જોડાતાં નરનારીઓનું જીવન કેવું દુઃખમય બની જાય છે, કેવળ પૈસા માટે જ લગ્નના બજારમાં રખડતા પુરુષો પરણેતરના પૈસા લઇ અંતે તેનો કેવો ભયંકર તિરસ્કાર કરે છે વગેરે રસિક વિષયોથી આ મ્હોટી દળદાર વાર્તા પરિપૂર્ણ છે. મિ૦ મર્ઝબાનની લેખનશક્તિ માટે બે મત છે જ નહિ. તેમની વર્ણન કરવાની શક્તિ, રમુજી પ્રસંગો ચીતરવાની કુશળતા, સાદી અને સરળ ભાષા વગેરેથી તેઓ વાર્તાઓ વાંચનાર વર્ગમાં મશહૂર થયેલા છે. સુવિખ્યાત ચિત્રકાર રા. ધુરંધરની પીંછીથી ચીતરાયલાં ચિત્રોએ આ નવલકથાની શોભામાં ઘણો વધારો કર્યો છે. ગમે એટલું દુઃખ આવી પડવા છતાં ઇશ્વરપર શ્રદ્ધા રાખી સત્ય અને ધર્મ પાળવાથી છેવટે કેવું સ્વર્ગીય સુખ મળે છે એ આ વાર્તા વાંચવાથી સમજી શકાય તેમ છે. પૈસાને જ પરમેશ્વર સમજી તેની પૂજા કરનાર લોભી માણસો કેવા કાવાદાવા કરે છે એ પણ આ રસિક વાર્તામાં છે. પાકું સોનેરી નામનું લાયબ્રેરીને શોભાવે એવું પૂઠું; છતાં કિમ્મત રૂ. ૩-૦-૦.

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની**

બૂકસેલર્સ અને પબ્લિશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

પુષ્કળ ચિત્રોથી સુશોભિત એક યાદગાર ઐતિહાસિક વાર્ત્તા.

# સંજાણનો સપુત

યાને

## શૂરવીર અરદેશર !

તથા

## બાહરોટ–સંજાણ ગાઇડ

( સંખ્યાબંધ ચિત્રો અને નકશા સહિત. )

લખનાર, કેકી અરદેશર ફીટર.

આ પારસી ઐતિહાસિક વાર્ત્તા પહેલવહેલી જ્યારે 'જામે જમશેદ' વર્ત્તમાનપત્રમાં પ્રસિદ્ધ થઇ હતી ત્યારે તેણે વાંચકોનું ઘણું ધ્યાન ખેંચ્યું હતું. આ વાર્ત્તાનું મૂળ પારસીઓની સંજાણની ઐતિહાસિક હકીકત ઉપર રચાયું છે. આ વાર્ત્તા પ્રત્યેક પારસીએ પોતાની લાયબ્રેરીમાં તથા કુટુંબમાં રાખવી જોઇએ. આ વાર્ત્તામાં પારસીઓની ઉજવળ ઐતિહાસિક હકીકત વિસ્તારથી ચિત્રોસહિત દર્શાવી છે. ઇરાનથી પારસીઓનું હિન્દમાં આવવું, સંજાણ બંદરે એ કાફલાનું ઉતરવું, સંજાણના રાજકર્ત્તા જાદી રાણા સાથે પારસી દસ્તુર દાવરેનો યાદગાર વાદવિવાદ, જાદીરાણાની ઉદાર અને દિલસોજ વર્તણુંક, પાક ઇરાન શાહવાલા કેબલાની સ્થાપના, પરાક્રમો, જાદીરાણાની હિમ્મતવાન બાહોશ કન્યા પદ્મિની અને અરદેશરનો એક બીજા પ્રત્યેનો દૃઢ પ્રેમ વગેરેથી આ વાર્ત્તા પરિપૂર્ણ છે. પાકું સોનેરી નામનું પુઠું કિમ્મત માત્ર રૂ. ૩–૦–૦.

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની**

બૂકસેલર્સ અને પબ્લિશર્સ.

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

# ફ્લોરિસ.

## એક અંગ્રેજી સંસારી વાર્ત્તા.

આ વાર્ત્તા પ્રથમ 'નવરંગ' માસિકમાં છપાયલી હોઈ તે એટલી બધી વખણાઇ હતી કે, તેના પુસ્તકની ઉપરા ઉપરી થતી માગણીને લીધે તેને પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે. આ વાર્ત્તા એક સુવિખ્યાત પાશ્ચાત્ય નવલકથાકારની ઘણી જ લોકપ્રિય વાર્ત્તાનું સાદું, સરળ અને રસિક ભાષાંતર છે. ખરા પ્રેમની કસોટી જોવી હોય, બદમાશોની શઠતા જાણવી હોય, પૈસાના પુજારીઓના પ્રપંચો જોવા હોય, કેવળ મોજશોખ ભોગવવા અને પૈસા મેળવવા માટે એક રમણી જાણી જોઇને કેવી રીતે પોતાની આખી જીંદગીની પાયમાલી કરે છે એ સમજવું હોય તો તેનો આબેહુબ ચીતાર આ નવલકથામાં છે. રમણીજાતિના અપૂર્વ રહસ્યથી આ વાર્ત્તા પરિપૂર્ણ છે. સુંદર ગ્લેઝ કાગળ, મનહર છપાઇ, પાકું મજબૂત પૂઠું પૃષ્ઠ સંખ્યા ૩૫૦ છતાં મૂલ્ય રૂ. ૨-૮-૦

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની
બૂકસેલર્સ અને પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ ૨

જરૂર વાંચો. ઢીલ કરશો તો પાછળથી પસ્તાશો.

અત્યંત દુર્લભ અતિ ઉપયોગી ગ્રંથ.

# અસલી પ્રવીણસાગર

[ આ ગ્રન્થમાં ગુજરાતી ટીકા આપેલી હોઇ ગુજરાતી ભાષામાં બ્હાર પડેલા સઘળા પ્રવીણ-સાગરોના ગ્રન્થો કરતાં આ ગ્રન્થ ઘણો મ્હોટો, અતિશય ઉપયોગી, લાયબ્રેરીમાં રાખવા લાયક છે. માત્ર જુજ નકલો સિલ્લકે છે. ]

આ સુવિખ્યાત ગ્રન્થ રાજકોટના મહા વિદ્વાન્ મહારાણાશ્રી મેહરામણસિંહજીએ રચેલો હોઈ તેમાં તેમણે પોતાની અલૌકિક બુદ્ધિમત્તાનો પરિચય કરાવ્યો છે. બાળક, યુવક, તરૂણ, પ્રૌઢ, વૃદ્ધ, વૃદ્ધા, પ્રૌઢા, તરૂણી, યુવતી, બાળિકા વગેરેમાંથી ગમે તે આ ગ્રંથના વાંચનથી અમૂલ્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકે તેમ છે. **પ્રવીણસાગર'નો અર્થજ 'ચતુરસાગર' કિંવા 'બુદ્ધિસાગર' થાય છે,** તેથી આવા અમૂલ્ય ગ્રન્થમાં સમાયલા જ્ઞાનનું વર્ણન કરવું એ સોના ઉપર ઢોળ ચઢાવવા જેવું છે. કામધેનુ અને કલ્પવૃક્ષના આશ્રયથી જેવી રીતે ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ કરી શકાય છે તેવી જ રીતે હરેક મનુષ્યને આ ગ્રન્થમાંથી ઈચ્છિત વસ્તુ પ્રાપ્ત થઈ શકશે. આ ગ્રન્થના

અધ્યયનથી યોગીજનો યોગવિદ્યાનો પરિચય પામશે, ભોગીજનો ભોગવિલાસ પામશે, પ્રણયીજનો પ્રણયનું સ્વરૂપ સમજી ખરાં પ્રણયી બનશે, કવિજનો સર્વ અલંકાર અને કાવ્ય–કળાને સમજશે, જ્ઞાની મહાજ્ઞાન પામશે, સામાન્ય મનુષ્ય બુદ્ધિનો અખુટ ખજાનો મેળવશે. આ સર્વ ઉપરાંત આ ઘણા ઉપયોગી ગ્રન્થમાં નાયક નાયિકાનો ભેદ, નાડી પરીક્ષા, અશ્વ પરીક્ષા, શુકનાવલી, રણસંગ્રામની પંડિતાઈ, રાજનીતિ અને વિદ્યારાગ તથા તેની ઉત્પત્તિનું સાદ્યંત વર્ણન, વિરહાલાપ, ઈશ્વરભક્તિ અને અષ્ટાંગયોગ વગેરેનું વિસ્તૃત વર્ણન આ ગ્રન્થમાં છે. **કાગળો, છપામણી વગેરેની સખ્ત મોંઘવારીથી આ ગ્રન્થની નવી આવૃત્તિ થવી અશક્ય છે;** માટે તરત જ મંગાવી લ્યો. ઘણી થોડી નકલ સિલ્લકે રહી છે. **આ ગ્રન્થમાં ૧૦૪ એકસોચાર મનોહર ચિત્રો પણ આપેલાં છે.** મજબૂત પુઠં છતાં મૂલ્ય માત્ર રૂા. ૧૨–૦–૦. વી. પી. તથા પોસ્ટેજ ખર્ચ જુદું.

પર્વ સારા ચીકણા ગ્લેજ કાગળ ઉપર છાપેલું હોઈ મજબુત પુઠું કરવામાં આવ્યું છે.

| | | રૂ. આ. પૈ. |
|---|---|---|
| પર્વ | ૧ લું આદિ પર્વ .... .... | ૩—૮—૦ |
| ,, | ૨ જું સભા ,, .... .... | ૨—૦—૦ |
| ,, | ૩ જું વન ,, .... .... | ૫—૦—૦ |
| ,, | ૪ થું વિરાટ ,, .... .... | ૩—[illegible]—૦ |
| ,, | ૫ મું ઉદ્યોગ ,, .... .... | ૨—૮—૦ |
| ,, | ૬ ઠું ભીષ્મ ,, .... .... | ૩—૦—૦ |
| ,, | ૭ મું દ્રોણ ,, .... .... | ૫—૦—૦ |
| ,, | ૮ મું કર્ણ ,, .... .... | ૩—૦—૦ |
| ,, | ૯, ૧૦ ૧૧ શલ્ય, સૌપ્તિક અને સ્ત્રી પર્વ | ૨—૧૨—૦ |
| ,, | ૧૨ મું શાંતિ પર્વ ભાગ પહેલો .... | ૫—૦—૦ |
| | ,, બીજો .... | ૬—૮—૦ |
| ,, | ૧૩ મું અનુશાસન પર્વ .... | ૪—૦—૦ |
| ,, | ૧૪ મું આશ્વમેધિક ,, .... | ૨—૦—૦ |
| ,, | ૧૫ થી ૧૮ આશ્રમવાસિક, મહા પ્રસ્થાનિક, મૌસલ અને સ્વર્ગારોહણ.... | ૨—૦—૦ |

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની
બૂકસેલર્સ અને પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨

# અત્યંત લોકપ્રિય વાંચવા લાયક નવલકથાઓ અને લાયબ્રેરી ઉપયોગી પુસ્તકોનું

# સંક્ષિપ્ત સૂચિપત્ર

## અગત્યની સૂચના.

કાગળો, છપામણી, બંધામણી વગેરેની અસાધારણ મોંઘવારીને લીધે ઘણાં ખરાં પુસ્તકોની કિમ્મતમાં દિવસે દિવસે વધારો થતો જાય છે; છતાં અમે અમારા ગ્રાહક-બંધુઓને જણાવવાની રજા લઇએ છીએ કે, દરેક પુસ્તકની અમારા તરફથી વ્યાજબી કિમ્મત લેવામાં આવશે તથા જથ્થાબંધ ઑર્ડરો ઉપર પણ સારું કમીસન આપવામાં આવશે. એક વખત ઑર્ડર આપી ખાત્રી કરવાની નમ્ર વિનંતિ છે.

આ સંક્ષિપ્ત સૂચિપત્રમાં દર્શાવેલાં તેમજ બીજાં તમામ ગુજરાતી પુસ્તકો અમારી પાસેથી ઘણી કિફાયત કિમ્મતે મળશે.

પરદેશ વી. પી. જઇ શકતાં નહિ હોવાથી પુસ્તકોની કિમ્મતની રકમ ઑર્ડર સાથે અગાઉથી મોકલી આપવી.

☞ સર્વ પ્રકારનો પત્રવ્યવહાર નીચેને શિરનામે કરવોઃ—


વ્રજલાલ જાદવજી ઠક્કર

મેનેજર લુહાણા-બંધુ ઑફિસ

માંડવીની પોળ—અમદાવાદ (ગુજરાત)

**સંતપ્ત શયતાન** અથવા કામાંધનાં કાળાં કામ–ભા. ૧–૨–૩ મુખમાં રામ અને બગલમાં છુરી લઇ ફરનારાં મનુષ્યોનું આ નવલકથામાં ઘણું રસિક ચિત્ર આલેખવામાં આવ્યું છે. કિ. રૂ. ૬.

**મણી મોહન**—ગુજરાતી ભાષામાં પ્રકટ થયેલાં વાર્તાનાં પુસ્તકોમાં મણી મોહનને પહેલા વર્ગમાં મૂકવામાં આવે છે એટલું જ કહેવાથી એની લોકપ્રિયતા સમજી શકાય તેમ છે. પાકું પુઠું કિ. રૂ. ૨।।

**સ્નેહમયી અને વિષમયી**—બે વિરોધી સ્વભાવવાળી યુવતીઓની આ નવલકથા વાંચવા લાયક છે. પાકું પુઠું કિં. રૂ. ૨।।

**મુરાદેવી** ભાગ ૧–૨–૩. નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન્ અને કૌટિલ્યવિદ્યાવિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, તે સર્વ વિષયોનું વિવેચન ઘણું જ રસિક છે. ત્રણે ભાગની કિ. રૂ. ૬–૦–૦.

**રાજા દેવીદાસ** અથવા **રમણીની રણભૂમિ**—સતી સાધ્વીની શૂરવીરતા અને બહાદુર બ્હારવટીઆઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૩–૦–૦

**રાક્ષસોની રતિક્રીડા**—ભયંકર ભેદો, લુચ્ચાઓની લુચ્ચાઇઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનોનું રસિક વર્ણનછે. કિ. ૩–૦–૦

**અલ્લાઉદ્દીનનો ઉદય**—આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા તેનું વર્ણન ઘણું જ રસિક છે. પાંચ ચિત્રો છે. પાકું પુઠું કિં. રૂ. ૨।।

**કુતરો કે કાળ?**—ડિટેકટીવ પોતાના કાર્યમાં જે ચતુરાઇ, બહાદુરી અને કુશળતા વાપરે છે તેની ખૂબી ઓરંજ છે. પાકું પુઠું કિં. રૂ. ૨)

**મહાકાળીનું ખડ્ગ**—આ નવલકથા અદ્દભુત બનાવોથી ભરપુર હોઇ વાંચકની જીજ્ઞાસા વધારે છે પાકું પુઠું કિં. રૂ. ૨।।

**કમનસીબ લીલા** (ભાગ ૧–૨)—આ નવલકથામાં સાંસારિક ઘટનાઓ તાદૃશ્ય દૃષ્ટિ સમક્ષ ઉભીજ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે. બન્ને ભાગની કિં. રૂ. ૫

**મધુર મિલન**—તમારી પત્નીને આ નવલકથા વંચાવો, તમે વાંચો, પ્રેમની દિવ્યતા શિખો અને તમને પૃથ્વીપર અપૂર્વ આનંદમય સ્વર્ગ દેખાશે. કિં. રૂ. ૨–૪–૦

**કલંકિત કાઉન્ટેસ યાને ખુની કોણ?** (ડિટેકટીવ નોવેલ) પ્રેમને માટે લક્ષ્મીને તુચ્છ ગણવાની દિવ્યવૃત્તિ, હૃદયની કુમાશ અને પ્રેમાળ હૃદયનું માધુર્ય ઘડીભર પ્રેમના રસપૂર્ણ હૉજમાં સ્નાન કરાવશે. કિં. રૂ. ૩.

**સૌન્દર્યવિજય**—(ભાગ ૧–૨–૩–૪–૫) રેનોલ્ડઝના રાયહાઉસ પ્લૉટનું અક્ષરસહ ભાષાન્તર. વાર્તા મનોહર અને ચિતાકર્ષક છે. પાકું પુઠું પાંચે ભાગની કિં. રૂ. ૧૨.

**દશ લાખનો દલ્લો અથવા રત્નકંકણ**—ડિટેકટીવ વાર્તા રસપૂર્ણ અને રોમાંચ ઉપજાવે તેમ છે. કિ. રૂ. ૨।।

**કલંકિત કુમારિકા**—ડિટેકટીવ વાર્તા અસંખ્ય ભેદ ભરેલા બનાવોથી ભરપુર છે. પાકુ પુઠું કિ. રૂ. ૨।।

**સુન્દર અને વિદ્યાનંદ**—આ નવલકથામાં તેના વિદ્વાન્ લેખકે સાંસારિક ઘટનાઓનું આબેહુબ આલેખન કર્યું છે. પાકું પુઠું કિં. રૂ. ૨

**પંદર લાખપર પાણી**—શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદર લાખ્ રૂ. નો વારસો ફક્ત એક વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાંખ્યો તેનું વર્ણન છે. પાકું પુઠું કિં. રૂ. ૧–૮–૦

**બેગમમહાલ** (ભા. ૧–૨)—આ ઐતિહાસિક નવલકથાના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી. આજે જ વાંચો. બન્ને ભાગની કિ. રૂ. ૪

**મધુર મધુરી અથવા મુંબઈની મોહિની**—રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર. ચાર ચિત્રો સહિત પાકુ પુઠું કિં. રૂ. ૨

**કામાંધ કામિની**—ડિટેકટીવ વાર્તા. એક ચોર એવું સરસ કામ ભજવી બતાવે છે કે તેની બહાદુરી માટે 'વાહ વાહ' કર્યા સિવાય રહેવાતું નથી. પાકું પુઠું. કિં. રૂ. ૨।।

**ભકતાણી કે ભામટી?**—આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે. હાસ્યરસ પણ ભરપુર છે. પાકુ પુઠું કિં. રૂ. ૧।।

**બગદાદનો બાદશાહ**—શયતાનિતથી ભરેલી સુંદરીઓ સંસારમાં કેવા અનર્થો કરે છે એ ખાસ વાંચવા લાયક છે. રૂ. ૨।।

**રાણી વ્રજસુંદરી**—બ્રાહ્મણ કન્યામાંથી રાજરાણી થઇ પતિ કાળા પહાડની સ્હામે રણભૂમિમાં કુદી પડવું વગેરે સત્ય ઐતિહાસિક ઘટનાઓથી ભરપુર. કીં. રૂ. ૨।

**ભયંકર ભદ્ર**—રેનોલ્ડકૃત ફોસ્ટનું આ અક્ષરસહ ભાષાન્તર નારાયણ વિસનજી ઠક્કુરે કર્યું છે. સચિત્ર ( ભાં. ૧-૨ ) પાકું પુઠું કિં. રૂ. ૬

**નાદીરનો દોરદમામ**—સ્વ० અમૃત કેશવ નાયક અને નારાયણ વિસનજી ઠક્કુરકૃત-નાદીરશાહનું જીવનવૃત્ત. કિં. રૂ. ૨।।

**મારી ભયંકર સંસારયાત્રા-એક નિરાધાર અબળાનો આર્ત્તનાદ!** ઠક્કુર નારાયણકૃત સામાજિક નવલકથા. ખાસ વાંચવા યોગ્ય છે. કિં. રૂ. ૨।।

**લતા અને લલિતા ભાગ ૧ થી ૫** (સચિત્ર) આ વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક તથા મનોહર છે. આ વાર્તા આનંદ સાથે સદુપદેશથી સંપૂર્ણ ભરેલી છે. પાકાં પુઠાં કિં. રૂ. ૮।.

**કાશ્મીર અને કેસરી**—(બીજી આવૃત્તિ) રસિક ઐતિહાસિક નવલકથા પૃષ્ઠ ૨૫૦ પાકું પુઠું કિં. ૧।। રૂ.

**પિશાચમંદિર ભાગ ૧-૨**—( સચિત્ર ) રેનોલ્ડ્ઝ કૃત ગ્રીન્ઝસ્ટેચ્યુનું ભાષાન્તર. પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતા જ વહે છે. કિં. ૬ા રૂ.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—આ સચિત્ર નવલકથા અનેક રસિક ઘટનાઓથી ભરપુર છે. પાકું પુઠું કિં. રૂ. ૨-૮-૦

**કંગાલ કેદી અથવા સ્નેહ-બંધન** ( સચિત્ર ) ભાગ ૧-૨ આ નવલકથા અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ છે. પાકું પુઠું કિં. રૂ. ૬

**દગાબાજ દુનિયા**—સચિત્ર—રા. વ્રજલાલ ઠક્કરકૃત આ વાર્ત્તાની વસ્તુસંકલના એવી અદ્દભુત, પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે. કિં. રૂ. ૨ા

**ભાગ્યદેવીની ભયંકરતા**—પ્રત્યેક હિંદુ સ્ત્રીને આ નવલકથા વાંચવાની ખાસ ભલામણ છે. ચાર સુંદર ચિત્રો, પાકું પુઠું કિં. રૂ. ૧ાા

**પિશાચિની કે પ્રેમદા ?**—ભૂતપ્રેતના ભયંકર ઉપદ્રવને લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ વગેરે ઘટનાઓ ઘણી રસિક છે. કિં. રૂ. ૧ાા

**સ્વર્ગમાં શયતાન**—આ નવલકથા અનેક રસિક ચમત્કારિક, અને આકર્ષક ઘટનાઓથી ભરપુર છે. પાકું પુઠું કિં. રૂ. ૧ાા

**મધુ-માલતી** ભા. ૧-૨-આ સામાજિક નવલકથામાં સામાજિક વિષયોનું ઘણું રસિક આલેખન કરેલું છે. પાકું પુઠું કિં રૂ. ૪

**મૃગલોચની અથવા માયા-પ્રાબલ્ય**—ભાગ ૧ થી ૧૦ આ નવલકથા વાર્તાપ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. ઘણા ભેદભરમોથી ભરપુરછે. કિં. રૂ. ૨૧.

**રણઘેલા રજપૂતો અથવા સતીઓનું શૂરાતન** ભાગ ૧-૨ (આવૃત્તિ ત્રીજી) રજપૂતોની વીરતા અને કર્તવ્યપરાયણતા જાણવા માટે આ ઉત્તમ વાર્તાછે. વ્રજલાલ જા. ઠક્કર કૃત. બન્ને ભાગની કિં.રૂ. ૬

**આજકાલનું હિંદુસ્તાન** અથવા પ્રાણુહારક મૃગજળ—ભાગ ૧-૨-૩ ચાલુ સમયની ખાસ વાંચવા લાયક નવલકથા. અવશ્ય વાંચો. સચિત્ર. ઠક્કુર નારાયણુ વિસનજીકૃત ત્રણે ભાગની કિંમત રૂ. ૯-૦-૦.

**મનોહારિણી માયા**—આ નવલકથાની વસ્તુસંકલના એટલી બધી રસિક છે કે એક વખત વાંચવા લીધા પછી પડતી મુકવાનું મન થશે નહિ. પાકું પુઠું કિં. ૧॥ રૂ.

**તારાસુંદરી**—આર્ય બાળાઓની ધાર્મિકતા તથા કઠોરમાં કઠોર પ્રસંગે પણ તેમના પતિવ્રત રક્ષણુની કુશળતા જોવી હોય તો જરૂર વાંચો કિં. રૂ. ૩

**સંસારસંગ્રામ ભાગ ૧-૨**-ધર્મપરાયણા સાધ્વી કેવી અડગ અને અચળ રીતે પતિભક્તિમાં લીન રહે છે વગેરે વિષયો અપૂર્વ છે. કિં. રૂ. ૩॥

**પરાક્રમની પતાકા** ( ડિટેક્ટિવ ) જાપાનના પ્રિન્સે ભેદી ખૂન શી રીતે કર્યાં તથા તેનો પત્તો છેવટ સુધી શા કારણથી ન મળ્યો વગેરે જાણવા વાંચો. પાકું પુઠું કિં. રૂ. ૨॥

**ભવાનીનો ભોગ ભાગ ૧-૨**—રજપૂત બાળિકાઓની ધીરતા વીરતાના બનાવો વાંચતાં આશ્ચર્યચકિત બની જવાય તેમ છે. પાકું પુઠું. કિં. રૂ. ૪

**ગોરા**—ભાગ ૧-૨ ( સંપૂર્ણ નવલકથા. ) ડૉકટર રવીન્દ્રનાથની પદલાલિત્યવાળી અને ભાવનામય લેખિનીથી લખાયેલી આ નવલકથાની પ્રશંસા કરવાની જરૂર નથી. પાકું પુઠું કિં. રૂ. ૬॥

**નૌકાડુબી**—કિંવા આશ્ચર્યઘટના. જગવિખ્યાત કવીન્દ્ર સર રવીન્દ્રનાથ ટાગોરકૃત નવલકથા નૌકાડુબીનું શબ્દશઃ ભાષાન્તર છે. પાકું પુઠું. કિં. રૂ. ૩॥

**કંચન**—( ભાગ ૧-૨ ) આનંદસહિત ઉપદેશ મેળવવાનું આ નવલકથા સર્વોત્કૃષ્ટ સાધનછે. મૂલ્ય પાકું પુઠું. કિં. રૂ. ૩-૦-૦

**ભેદી ખજાનો**—ડીટેકટીવ વાર્તા. ખુની કોણ છે, ચોર કોણ છે અને જાસુસ કોણ છે એ આખર સુધી સમજાતું જ નથી. આ ભેદ ભરેલા બનાવોવાળી વાર્તા છે. પાકું પુઠું કિં. ૨॥ રૂ.

**ગેબી ખુન**—ડીટેકટીવ વાર્તા. ખરો ખુની કોણ છે અને ખુનનો આરોપ કોનાપર આવી પડે છે વગેરે અદ્ભુત બનાવોથી ભરપૂર છે. મૂલ્ય રૂ૦ ૨॥

**બાગે શયતાન અથવા તલવારનું તુફાન**—એક શયતાન લુંટારાનાં ભીષણ કાવત્રાંના વિષયો વાંચતાં ચક્ષુઓમાંથી અશ્રુજળની વૃષ્ટિ થાય તેમ છે. કિં. ૨॥ રૂ.

**કિશોરસિંહ અથવા દુઃખનો પહાડ**—( ભાગ ૧-૨-૩ ) રેનોલ્ડઝકૃત કેનેથનો અનુવાદ. ઘણા ઘણા રોમાંચકારક બનાવોથી આ વાર્તા ભરપુર છે. પાકું પુઠું ત્રણે ભાગની કિં. રૂ. ૮

**તરૂણતપસ્વિની**—ભાગ ૧-૨ (સચિત્ર) સાધુના વેશમાં ફરતા શયતાનો કેવી પ્રપંચજાળ પાથરી ભોળા મનુષ્યોને ભરમાવે છે તેનો યથાર્થ ચિતાર છે. પાકું પુઠું રૂ. કિં. ૬

**વસંત વિજય અથવા ચડતી પડતીના ચમત્કાર**—ભાગ ૧-૨-૩-૪ (સંપૂર્ણ) એક નિષ્ઠુર હૃદયનાં દંપતિનાં રાક્ષસી કુકર્મોનો અસરકારક ચીતાર. ચારે ભાગની કિં. રૂ. ૧૧-૧૨-૦.

**કાળરાત્રિનું ખૂની ખંજર**—( ભાગ ૧-૨ ) ધર્મનીતિ, સત્ય અને સ્વદેશપ્રીતિ વગેરેનો અસરકારક ઉપદેશ આપેલો છે. ( આવૃત્તિ ૪ થી ) બન્ને સચિત્ર ભાગની કિં. ૬-૦-૦.

**જુલ્મી જાલિમ યાને ધ્રુજતી ધરા**—(સચિત્ર) અદ્ભુત કારસ્થાનો અને ભૈરવના મંદિરના ભેદી ભોંયરાના ભયંકર પ્રપંચોનો ચિતાર છે. કિં. રૂા. ૩

પદ્મલતા યાને કંટકમાં ગુલાબ—( સચિત્ર ) ટુંકાણમાં આ નવલકથા સૌએ અવશ્ય વાંચવી જ જોઇએ કિં. રૂ. ૨–૪–૦.

કલ્યાણી અથવા હજાર વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન—આ એક ઐતિહાસિક વાર્તા પૂર્વનો કોઇ ઓરજ ખ્યાલ આપે છે. પાકું લાયબ્રેરી શોભાવે પુઠું કિં. રૂ. ૨ાા.

કલિકૌતક—ભાગ ૧–૨ (હાસ્યરસનો હોજ) રોતી સુરતને પણ ખડખડાટ હસાવશે. આજે જ મંગાવી ખાત્રી કરો. કિં. રૂ. ૧ા.

રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર (આવૃત્તિ બીજી સચિત્ર) રતિ તથા પુરુષ કામવાસ, મૈથુન દોષ વર્ણન, રતિપ્રકાર, આસનાવવરણ, ઇચ્છાનુસાર પુત્ર પુત્રી પ્રાપ્ત કરવાનો ઉપાય, માબાપ કાળાં હોવા છતાં સફેદ બચ્ચાં ઉત્પન્ન કરવાનો ઉપાય, ગર્ભસ્રાવ અને ગર્ભપાત, ચાંદી, બદ, મુત્રરોગ, નપુંષકત્વ વગેરે ઘણા ઉપયોગી વિષયોથી ભરપુર છે, પાકું પૂઠું મૂલ્ય રૂ. ૩ાા

નવદંપતિને શીખામણ—પતિપત્નીઓએ આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જોઇએ. પાકું પૂઠું કિં. રૂ. ૨–૦–૦

આનન્દઝરણાં—(એક સુન્દર કથાગુચ્છ) જગપ્રસિદ્ધ ડૉ. રવીન્દ્રનાથ ટાગોરની એક ભાવમયી સંપૂર્ણ વાર્તા સાથે કિં રૂ. ૨–૪–૦.

ધી સેલ્ફ ઇંગ્લીશ ઇન્સ્ટ્રકટર ( રાજભાષા ) આ પુસ્તક ઇંગ્રેજી ભણનારાઓને એક રત્નરૂપ છે. થોડી મહેનતે અને થોડું થોડું ભણવાથી આ પુસ્તકના આધારે ઇંગ્રેજી શીખી શકાય છે. જરૂર મંગાવો કિં. રૂ. ૧–૮–૦

ધી એવરી ડે કોરસપોન્ડન્સ—અથવા રોજનો પત્ર વ્યવહાર. આમાં સ્નેહીઓ, સગાંને લખવાના પત્રો, અરજીઓ, ભલામણ પત્રો, રેલવે કંપની, પોસ્ટ મંદવાડ મરણ વગેરે સર્વ પ્રકારના પત્રવ્યવહારના જોઇએ તેવા તૈયાર નમુના તથા તેનો ગુજરાતીમાં અર્થ સાથે આપેલો છે. કિં. રૂ. ૧–૮–૦

**વેલી કુસુમ**—સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ, બાળિકા શિક્ષણ, પુનર્લગ્ન વગેરે વિષયો ઘણા સારા ચર્ચ્યા છે. પાકું પુઠું કિં ૨–૮–૦.

**જીવનચંદ્ર**—રસિક સામાજિક નવલકથા કિં. રૂ. ૨.

**વ્યવહાર નીતિ દર્પણ**—આ પુસ્તક તમે એક જ વખત વાંચશો તો તમારો એક સુબોધક મિત્ર થશે. પાકું પુઠું રૂ. ૨–૮–૦.

**નારાયણ ગદ્યગંગા**—રા. ઠક્કુર નારાયણના સાહિત્ય અને ઇતિહાસવિષયક અત્યન્ત ઉત્તમ, માર્મિક ગદ્ય લેખોનો સંગ્રહ ( સચિત્ર ) કિં. રૂ. ૩–૮–૦

**કબીરકાવ્ય**—ગમે તેવા પાષાણ હૃદયવાળા માણસને પણ આ પુસ્તક સારું જ્ઞાન આપી નવી જીંદગીમાં પ્રવેશ કરાવે છે. કિં. ૩–૪–૦

**બુલબુલ**—સુપ્રસિદ્ધ મરાઠી નોવેલનો અનુવાદ ઘણી જ સરળ અને રસજ્ઞ ભાષામાં હોવાથી વાંચવા યોગ્ય છે. કિં. રૂ, ૩–૮–૦

**લાવણ્યમયી અને પ્રચંડ જ્વાળામુખી**—આમાં બે ઐતિહાસિક વાર્તાઓ છે. બન્ને રસિક, ચિત્તાકર્ષક અને જ્ઞાનપ્રદ હોઇ વાંચવા યોગ્ય છે, કિ. રૂ. ૨॥

**યૌવનચક્ર**—નારાયણ વિસનજી ઠક્કુરકૃત નવીન રસિક નવલકથા. ઘણી જ રસિક હોઇ હમણાંજ બહાર પડી છે. કિં. રૂ. ૩–૪–૦

**આર્ય–આદિત્ય બાપ્પારાવળઃ**—રણશૂરા રજપૂતોનાં પ્રબળ પરાક્રમો અને રજપૂતાણીઓના આદર્શ આત્મભોગથી પરિપૂર્ણ નવલકથા. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ ૧૩૦ મૂલ્ય માત્ર ૦–૧૨–૦

**ગુલશાનાઃ**—એક કરૂણાજનક પ્રેમકથા. હાથમાં લીધા પછી પડતી મૂકવાનું મન થશે નહિ. પ્રેમને માટે એક પુરુષ કેટલાં બધાં જીવ સટોસટનાં જોખમ ખેડે છે તેનો ચીતાર છે. મૂલ્ય. રૂ. ૨–૦–૦.

**ચક્રવર્તી હમીર અથવા ચિતોડનો પુનરુદ્ધારઃ**—આ નવલકથા પદ્મિનીના જેવીજ શૌર્યવીર્યના ચીતારથી પરિપૂર્ણ છે. બહાદુર રજપૂતોના સ્વદેશપ્રેમનું દર્શન કરવા જરૂર વાંચો. રૂ. ૩–૮–૦

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું, સલાપોસરોડ-અમદાવાદ.